# આસામ પર હલ્લો.

## ( સચિત્ર ઐતિહાસિક નવલકથા. )

### લેખક—મણિલાલ જેઠાલાલ વ્યાસ.

આસામના રાજા **નીલામ્બરે** પોતાની સ્ત્રી ઉષારાણી અને પ્રધાનપુત્ર કલ્પરૂપ વચ્ચેના અનિષ્ટ સંબંધના વ્હેમ માત્રથી કલ્પરૂપનો ઘાત કરવાનું જે દુષ્ટ કૃત્ય કર્યું હતું તે કૃત્ય આસામ ઉપર ભયાનક આફત લાવનારૂં થઇ પડયું હતું અને તેમાં **નીલામ્બરની** ભારે ખુહારી થઈ હતી. આ કથામાં કલ્પરૂપ અને તેના પિતા વિશ્વરૂપનું પવિત્ર જીવન, કલ્પરૂપની સાધ્વી સ્ત્રીની પતિસેવા, અને છેવટે છંછેડાએલા વિશ્વરૂપની વૈરાંધતા બહુજ ઉપદેશક પ્રસંગો પૂરા પાડે છે. કથા અત્યંત રસિક છે અને તેમાં સુંદર ચિત્રો પણ આપેલાં છે. આસામના ઇતિહાસની આ નવલકથા ગુજરાતી ભાષામાં પહેલ વહેલીજ છે, પૃષ્ઠ લગભગ ૧૫૦, ઉંચા કાગળ, સુંદર પાકું પૂંઠું. મુલ્ય ૧૪ આના. **સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.**

**પુંજાલાલ ભગવાન પારેખ.**

**વઢવાણ સીટી.**

# કામરૂ દેશની કુટિલ કામિની.

## ( આવૃત્તિ ૨ જી. )

## ( સચિત્ર ડિટેક્ટિવ ઉપન્યાસ. )

### લેખક—ચુનીલાલ વર્ધમાન શાહ.

આ ડિટેક્ટિવ નવલકથામાં છૂપી પોલિસની ચાલાકી તથા મનોરમા અને તેના સાથીની ડિટેક્ટિવને હંફાવવાની યુક્તિઓનું ચમત્કારપૂર્ણ ચિત્ર આપવામાં આવ્યું છે. મનોરમા નામની જાદુઇ વિદ્યા જાણનારી કામરૂ દેશની કુટિલ કામિની કેટલાંક નિરપરાધીઓનાં ખુનો કરીને એક અબળાની તમામ મીલકત પચાવી પાડે છે અને દેવેન્દ્રનાથ નામનો એક ચતુર ડિટેક્ટિવ અમલદાર તેની તપાસમાં ફરે છે, મનોરમા દેવેન્દ્રને હંફાવે છે અને તેને તથા તેની પત્નીને આપત્તિમાં ફસાવવાને અનેક પ્રયત્નો કરે છે. પરંતુ ચતુર ડિટેક્ટિવ એ જાદુગરણીની જાળમાં નહિ ફસાતાં તેના પ્રયત્નોને નિષ્ફળ કરતો જાય છે. છેવટે મનોરમા કે જેનું એક નામ જુમેલીયા છે તે પોતે આત્મઘાત કરીને કબરમાં દટાય છે. પરંતુ પુનઃ તે જીવતી થાય છે અને ઘણા માણસોનાં ખુન કરે છે, છતાં દેવેન્દ્ર સતત ખંત અને બહાદુરીથી એ દુષ્ટાને છેવટે મરણનું શરણ ગ્રહણ કરવાની ફરજ પાડે છે અને હકદારને તેની મીલકત પાછી અપાવે છે. આ આખો પ્રસંગ અનેક ચમત્કારોથી ભરપુર છે અને વાંચનાર પ્રકરણે પ્રકરણે આશ્ચર્યમાં ગરકાવ બની જાય છે. વાર્તાના કેટલાક પ્રસંગોનાં સુંદર ચિત્રો ચતુર ચિતારાને હાથે ખાસ તૈયાર કરાવવામાં આવ્યાં છે, પૃષ્ટ ૨૫૦ સોનેરી પાકું પુંઠું મૂલ્ય રૂ. ૧॥

**પુંજાલાલ ભગવાન પારેખ—વઢવાણ સીટી.**

**પ્રમોદા યાને દિલેર દિલારામ**—(ઐતિહાસિક નવલ કથા) લેખક—**ચુનીલાલ વર્ધમાન શાહ**—ગુજરાતના ઇતિહાસને લગતી આ નવલકથા છે. ગુજરાતના ઇતિહાસ ઉપર કલંક છે કે પાટણના રાજા કરણની રાણી કૌલાદેવી અને પુત્રી દેવળદેવી અલાઉદ્દિનના જનાનખાનામાં દાખલ થઈ હતી. પરંતુ તે આક્ષેપ ખોટો છે અને દિલારામ તથા તેની પુત્રી લાલાં, કૌલાદેવી અને દેવળદેવીનું નામ ધારણ કરીને અલાઉદ્દિનના જનાનખાનામાં દાખલ થઇ હતી એ વાત આ નવલકથામાં સિદ્ધ કરી આપી ગુજરાતના ઇતિહાસ ઉપરનું કલંક ધોઇ નાંખવાનો પ્રશંસનીય પ્રયત્ન કરવામાં આવ્યો છે. પૃષ્ટ ૧૫૭, ઉંચા કાગળ, પાકું પુંઠું મૂલ્ય **૧૪** આના.

**રાજનૈતિક ષડ્યંત્ર અથવા મરૂભૂમિની મોહિની**—રાજપુતોના વીરત્વ, ટેક અપૂર્વ ધૈર્ય અને સાહસકર્મને દર્શાવનારી આ નવલકથામાં કોટાના રાજ્ય પ્રતિનિધિનું કૌશલ્ય, અંગ્રેજોની દિર્ઘ-દર્શિતા અને ન્યાયવૃત્તિ, જેસલમીરના રાજકુમાર ગજસિંહની અપ્રતિમ સહાસિકતા, ગરધતદાસની નીચતા અને કોટાના રાજકુમારોની વીરતા આદિના પ્રસંગો સાથે કેટલાક પ્રેમ પ્રસંગો પણ આલેખાયેલા છે. રાજપૂતોનું ક્ષાત્રત્વ પાને પાને જળકી ઉઠે છે. સુંદર પાકું સોનેરી પુઠું મૂલ્ય ફક્ત રૂ. ૧।

**પુંજાલાલ ભગવાન પારેખ.**
**વઢવાણ સીટી.**

# સૌંદર્ય-જવાળા.

## ભાગ ૨ જો.

( આધ્યાત્મિક નવલકથા. )


પ્રયોજક,

ભૂધરદાસ ગણેશજી દુબળ.

વઢવાણ કેમ્પ.



પ્રકાશક,

પુંજાલાલ ભગવાન પારેખ.

વઢવાણ સીટી.

સંવત ૧૯૭૫ ઈ. સ. ૧૯૧૯

પ્રથમાવૃત્તિ પ્રત ૧૧૦૦




મૂલ્ય રૂ. ૧-૮-૦

# પુસ્તક મળવાનાં સ્થળ.

પુંજાલાલ ભગવાન પારેખ—વઢવાણ સીટી.
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—અમદાવાદ.
જીવણલાલ અમરશી મ્હેતા—પીરમશા રોજા—અમદાવાદ.
અંબાલાલ દામોદર શુકલ—વઢવાણ કેમ્પ.
જટાશંકર હરિશંકર—વઢવાણ સીટી.
એન. એમ. ત્રીપાઠી—કાલબાદેવી—મુંબઈ.
મેઘજી હીરજી—પાયધુની—મુંબઇ.
રતિલાલ સોમનાથ ભટ્ટ—ધ્રાંગધ્રા.
લક્ષ્મીચંદ ઉત્તમચંદ માસ્તર એન્ડ કો.—રાજકોટ પરા.
કુંવરજી ભીખાભાઇ બુકસેલર—ભાવનગર.
કચરાભાઇ વનમાળી પટેલ—મોટી હમામ—અમદાવાદ.

---

આ પુસ્તક અમદાવાદમાં શાંતિવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં ઈશ્વરલાલ
કેશવલાલ વકીલ તથા માણેકલાલ માધવજીએ અને
લીંબડીમાં જસવંતસિંહજી પ્રિન્ટીંગ પ્રેસમાં
દયારામ ગણેશજીએ છાપ્યું.

# પ્રસ્તાવના.

પ્રથમ ભાગ પ્રકટ થયા પછી આ દ્વિતિય ભાગ આજે લગભગ ૭ માસે પ્રકટ થઇને વાચકગણના કરકમળમાં સાદર થાય છે. આ કથાના પ્રથમ ભાગ વાંચનારને કથાનકના ઉદ્દેશનો ખ્યાલ તો આવી શકયો હશેજ. જે ઉદ્દેશથી આ ઘટના વિરચિત થઈ છે તે ઉદ્દેશ દ્વિતિય ભાગથી સિદ્ધિને પામતો જણાઇ આવ્યા સિવાય રહેશે નહિ. પૂર્વજન્મ કે પુનર્જન્મને નહિ માનનારાઓ—અનાત્મવાદીઓ આ વિશ્વરૂપી ઘટના એક પ્રકારના પ્રકાશમય વાયુનીજ બનેલી છે. એમ માને છે. દેહ અને આત્મા ભિન્ન ન હોતાં આત્મા એ દેહનો એક ભાગ—અવયવ છે એવું ત્હેમનું મત છે. પરંતુ ત્હેમની માનિનતામાં ખામી જણાવ છે તે એજ છે કે જો દેહ અને આત્મા અભિન્ન હોય તો જેને આપણ મૃત્યુકાળ કહીએ છીએ તે સમયે દેહ જડત્વને પ્રાપ્ત થાયજ નહિ. વસ્તુતઃ દેહ જડ છે. માત્ર ચૈતન્ય આત્માના સંલગ્નથીજ તે ચેતના વાળો જણાય છે. જ્યારે આત્મા ત્હેનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે ત્યારે તે દેહ પોતાના મૂળ ધર્મ—જડત્વને સ્વીકારે છે. આ વિષયનો વિચાર નહિ કરનારા મૂઢ જનો કિંવા પાપાત્માઓ કેવળ 'ऋणं कृत्वा घृतं पीबेत्' એ સૂત્રને અનુસરવામાંજ આનન્દ માને છે. મ્હને આશા છે કે આ નવલકથાના વાચનથી ત્હેમના મનઃચક્ષુ માંહેનો મળ થોડે ઘણે અંશે દૂર થયા સિવાય રહેશે નહિ.

આ નવલકથાનું મુખ્ય લક્ષ્ય પૂર્વજન્મના પ્રતિપાદનને સિદ્ધ કરવાનું છે. પ્રથમ ભાગના ૨૨ મા પ્રકરણમાં પૂર્વજન્મના રહસ્યની

સિદ્ધિને અર્થે યથાશક્તિ પ્રયાસ થયો છે. દ્વિતિય ભાગના છેવટનાં પ્રકરણો પરથી પણ ત્હેની વિશેષ પ્રતિતી થઇ શકશે. જગતના પ્રાણી માત્રના પરસ્પર સમ્બન્ધ કે વિરોધનું બારિકાઇપૂર્વક અવલોકન કરનારને જણાઇ આવ્યા સિવાય રહેશે નહિ કે એ સર્વ પૂર્વજન્મના સંસ્કારોનેજ આભારી છે. શાળામાં દરેક વિદ્યાર્થિને શિક્ષક એક સરખુંજ શિક્ષણ આપે છે છતાં એક વિદ્યાર્થિ હૂશિયાર નિકળે છે અને અન્ય વિદ્યાર્થિ એકનો એકજ પાઠ ચાર પાંચ વખત વાંચવા છતાં યાદ રાખી શકતો નથી. આનું કારણ પૂર્વજન્મના સંસ્કાર સિવાય અન્ય શું હોઇ શકે? પૂર્વજન્મમાં જો વિદ્યાર્થિએ સારૂં શિક્ષણ મેળવ્યું હોય તો આ જન્મમાં તે વિદ્યાર્થિ વિદ્યા જલદી પ્રાપ્ત કરી શકે છે, કારણકે ત્હેની પૂર્વજન્મની સ્મૃતિ જાગ્રત થાય છે અને એ જાગ્રતીને લીધેજ તે એક વખત વાંચતા યાદ રાખી શકે છે. વળી એક માતાની કુખે જન્મેલા, બાલપણથીજ એક બીજાની સાથે નિકટમાં એક સરખી રીતે ઉછરેલા, એકજ પિતાની સંપત્તિ ઉપર એક સરખો હિસ્સો ધરાવતા બે ભાઈઓ વચ્ચે એક સમયે એવો વિરોધ એકાએક પ્રકટી નિકળે છે કે પછી તેઓ એક બીજાનું નિકંદન કરવાને, એક બીજાનો સર્વનાશ કરવાને તયાર થાય છે! એમ થવાનું શું કારણ? ઉંડો વિચાર કરતાં પ્રત્યક્ષ થશે કે એ આગલા જન્મજન્માંતરના ઋણાનુબંધનું પરિણામ છે. તેજ કારણને લઇને યોગમાયાને એક પુરૂષના વેશમાં જોવા છતાંએ આ નવલકથાનો નાયક રામચન્દ્ર ત્હેના સુસ્વરૂપથી મુગ્ધ બનીને વાદીની મોરલીના નાદથી આકર્ષાતા સર્પની માફક ત્હેની પાછળ પાછળ ખેંચાય છે.

અત્ર એક પ્રશ્ન ઉપસ્થિત થવાનો સમ્ભવ રહે છે: જો પૂર્વજન્મ

હોય તો આત્માને ત્હેના આ જન્મમાં પૂર્વજન્મની સ્મૃતિ રહેતી નથી એનુ શું કારણ? આ પ્રશ્ન બેશક વિચારવા યોગ્ય છે; અને જ્યાં સુધી ત્હેનું યથાર્થ નિરાકરણ ન થઇ શકે ત્યાં સુધી પૂર્વજન્મના અસ્તિત્વ વિષેની આશંકા સર્વથા નિર્મૂળ થવાનો સમ્ભવ નથી. પરંતુ ત્હેનું શાસ્ત્રિય રીતે વિસ્તારપૂર્વક વિવરણ કરવાનો અત્ર અવકાશ નથી. તેમજ ગીતા, આદિ વેદાન્ત ગ્રંથોમાં પુનર્જન્મના પ્રતિપાદનના વિષયમાં એટલું બધું લખવામાં આવ્યું છે કે તત્સમ્બન્ધી કાંઇ પણ વિશેષ લખવા જેવું રહેતું હોય એમ પણ લાગતું નથી. અત્ર સામાન્ય રીતે ટુંકામાં માત્ર એટલુંજ બસ થશે કે આ જન્મમાં પણ જ્યારે ભૂતકાળમાં બનેલી ઘણી બાબતોનું સ્મરણ પાછળથી રહી શકતું નથી, કેટલીક વાર એક વખત જોયેલી—અનુભવેલી વસ્તુ પણ પુનઃ દૃષ્ટિગોચર થતાં પ્રથમ વખત જોયા જેટલુંજ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે; તો પછી ગત્ જન્મના બનાવોની સ્મૃતિ ન રહે એમાં વિશેષ આશ્ચર્ય પામવા સરખું કાંઈ પણ હોય એમ લાગતું નથી. એક બાલકનો પિતા ત્હેને બાર માસનો મૂકીને મરણ પામે અને પશ્ચાત્ બાલક મ્હોટી ઉમરનો થતાં ત્હેને પોતાના પિતાની સ્મૃતિ ન રહે એથી કાંઈ એમ ઠરતું નથી કે એ બાલકનો પિતાજ નહોતો! તદનુસાર આ જન્મમાં આત્માને પોતાના ગત્ ભવનું સ્મરણ ન રહે એથી પૂર્વજન્મનું અસ્તિત્વજ નથી એમ કહેવાનું સાહસ કરવું એ કોઇ પણ રીતે યોગ્ય નથી.

હવે આપણે એક બીજી બાબતનો વિચાર કરીશું. આ નવલકથાનો હેતુ, પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં હું જણાવી ગયો છું તે પ્રમાણે "સૌન્દર્યમાં મુગ્ધ બનેલો સૌન્દર્યપિપાસુ મનુષ્ય વિવેક-

વિવેકનો બુદ્ધિથી વિચાર નહિ કરવાને પરિણામે અંતે સૌન્દર્ય—જ્વાળાનો ભોગ થઇ પડે છે એ દર્શાવવાનો ' છે. આ સંસારચક્રના વમળમાં અટવાતાં અનેક મનુષ્યોની સ્થિતિ તરફ લક્ષ આપો ! ધનસંપત્તિની પ્રાપ્તિ અર્થે ભિષણ પ્રયત્ન કરવા છતાંએ ત્હેની પ્રાપ્તિ તો એક બાજુએ રહી પરંતુ પોતાની પાસેનું દ્રવ્ય ગુમાવી ભિખારીની દશાએ જઇ પહોંચનારા અનેક મનુષ્યો જોવામાં આવશે. આત્માને ઉન્નત બનાવવાને માટે સંસારનો ત્યાગ કરી વિરક્તાવસ્થામાં વિચરવાનો ડોળ કરનારાઓ ઉન્નતિને બદલે અધોગતિને સાધતા જણાશે. પ્રત્યક્ષ દ્રષ્ટાન્ત લઇએ: પોતાની મહત્ત્વાકાંક્ષાની તૃપ્તિને અર્થે જર્મનીના માજી અધીરા વિલ્હેમે કેટલો અતોનાત પ્રયત્ન કર્યો હતો ? ત્હેના યત્નના પ્રારંભમાં કેટલાકો એમ માનવાને પણ લલચાયેલા જણાતા હતા કે ત્હેને પોતાના પ્રયાસમાં વિજયજ મળશે ! પરંતુ અત્યારે ત્હેની શી દશા છે ? જે હતું તે તો ત્હેણે ગુમાવ્યુંજ છે, પરંતુ એથી વિશેષ ત્હેણે પોતાની દૈહિક, માનસિક અને આત્મિક ત્રણે પ્રકારની અવનતિને આલોકમાં મૂર્તિમંત કરી છે ! આવા અનેકાનેક બનાવો સદૈવ દૃષ્ટિગોચર થતા હોવા છતાં પણ મનુષ્યસ્વભાવની વિચિત્રતાને કારણે ક્ષણભંગુર સુખની પ્રાપ્તિના વિચારમાં મૂર્ખ જનોને વિવેકાવિવેક—યોગ્યાયોગ્યતાનો વિચાર ભાગ્યેજ થાય છે ! આ દશા માત્ર આપણા દેશનીજ છે એમ નથી, પરંતુ સમસ્ત સૃષ્ટિમાં બલ્કે એમ કહેવામાં પણ અતિશયોક્તિ નહિ લેખાય કે આખા વિશ્વમાં એ સ્થિતિ થોડે ઘણે અંશે દ્રશ્ય થાય છે. જેમને આપણે જ્ઞાની કહી શકીએ, જેમને વિદ્વાનપદથી શોભાવી શકીએ, જેમને મહાત્માની ઉપમાથી અલંકૃત કરી શકીએ તેવા મહજ્જનો પણ કોઇ

કોઇ વાર ભૂલથાપ ખાઇ જાય છે. એનું મુખ્ય કારણ આત્માને માયાનું બંધન છે તેજ છે. એ બંધનમાંથી જો મુક્ત થઇ શકાય તોજ આત્માની ખરી ઉન્નતિ સાધી શકાય. શોકની વાર્તા માત્ર એટલીજ છે કે આ પરિસ્થિતિનું જ્ઞાન અને ત્હેનો ખ્યાલ હોવા છતાં પણ એ સ્થિતિમાં સુધારો કરવાનો બહુ ઓછો—નહિ જેવોજ પ્રયત્ન થાય છે. ખરેખર ' જગત્ જાગે છે ' એમ કહેવા કરતાં ' જગત્ સ્વપ્નમાં રમમાણ કરે છે ' એમ કહેવું તેજ સાંપ્રત સ્થિતિને માટે ઉચિત છે.

આ વિષયમાં પરમાત્મપદથી વિભૂષિત થયેલા ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે પાર્થને ઉપદેશતાં સત્યજ કહ્યું છે કે ' कर्मण्ये वाधिकारस्ते माफलेषु कदाचन ' મનુષ્ય માત્રને કર્મનો અધિકાર છે પણ તે કર્મનાફળની પ્રાપ્તિ મનુષ્ય પોતાની સ્વેચ્છા પ્રમાણે કરી શકતો નથી. પરંતુ એ સૂત્રનો વિચાર કર્યા વગર પોતાના પ્રયત્નનું પોતાની ધારણા મુજબ ફળ મેળવવાને ધસતો મનુષ્ય ફળપ્રાપ્તિને બદલે પોતાના સર્વનાશનુંજ કારણ બને છે. ખેદની વાત છે કે ભગવદ્ગીતાના સદુપદેશથી રંગાયેલા ભારતવર્ષનાં બાળકો પોતાની ગીતા માતાના સ્તનપાનને લજાવનારાં નિવડતાં જોવામાં આવે છે. હે ભગવન્! ત્હારા પ્રિય બાળકોના અજ્ઞાનને નિવારી દઇ, ત્હેમને સન્માર્ગે પ્રેરવાને ત્હારી અદ્ભુત શક્તિઓની સહાયતા આપ ! ' यदायदाहि धर्मस्य ग्लानिर्भवति भारत, अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ' એ વાક્યને સિદ્ધ કરી આપવાની કૃપા કર, એજ ઇચ્છા ! એજ આશા ! ! એજ પ્રાર્થના ! ! !

હવે માત્ર એક વાર્તા કહેવાની રહી છે. સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રિગુણાત્મક પ્રકૃતિથી આ જગત્ ભરેલું છે. પ્રકૃતિની એ અવસ્થામાં ભેદ પાડવાનો—ત્હેને કેવળ સાત્વિક, કેવળ રાજસી કિંવા કેવળ તામસી બનાવવાનો—પ્રયત્ન થયો છે, થાય છે અને થશે; પરંતુ હજુ સુધી ત્હેમાં સફળતા મળી શકી નથી અને ભવિષ્યમાં મળશે કે કેમ તે એક શંકાજ છે. ત્હેનું કારણ એકજ છે કે એ ત્રણ ગુણો વિભિન્ન સ્વભાવના હોવા છતાં ત્હેનું મૂળ એકજ છે. જળ, બરફ અને વરાળ એ ત્રણ વસ્તુઓના સ્વભાવમાં, સ્વરૂપમાં અને ક્રિયામાં કાંઈક ભેદ ભાસે છે, પરંતુ ત્હેનું મૂળ એકજ છે. શિતળતા આપતુ જળ વરાળરૂપે ત્વચાને દગ્ધ કરે છે, છતાં બન્નેમાં એકજ વસ્તુ રહેલી છે. તેજ પ્રમાણે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણેનું મૂળ એકમાંજ છે. એ મૂળ તેજ પરમાત્મા ! એ સર્વશકિતમાન્, સગુણ અને નિર્ગુણ પરમાત્મા પોતામાંથી આ બ્રહ્માંડને રચે છે, પોતેજ આ બ્રહ્માંડમાં ભિન્નભિન્ન ગુણ અને આકારરૂપે વિચરે છે. ‘ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्’ એ ગીતા વાકય પણ ઉકત કથનનેજ અનુમોદન આપે છે. ત્હેમાં કહ્યું છે કે ‘જેઓ મ્હને જે પ્રકારે ભજે છે તેઓને હું તે પ્રકારેજ ફળ આપું છું. હે પાર્થ ? ગમે તે તરફ ચાલે પરંતુ મનુષ્ય મ્હારાજ માર્ગને આવી મળે છે. અર્થાત્ આખું બ્રહ્માંડ પરમાત્મામય હોવાથી ત્હેનાથી પર એવી ભજવાની એક વસ્તુજ કેવી રીતે હોઇ શકે ? ત્હેનાથી પર એવું બ્રહ્માંડમાં કશુંજ નથી. એ દ્રષ્ટિએ પણ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણો વિભિન્ન સ્વભાવના હોવા છતાંયે ત્હેની એકવાકયતા સિદ્ધ થાય છે. એ ત્રણ ગુણોનું દિગ્દર્શન કરાવવાના હેતુથીજ આ નવલકથામાં પ્રભાવતી, યોગમાયા

અને રામચન્દ્ર, એ ત્રણ પાત્રો યોજાયાં છે. પ્રભાવતીને સત્ત્વ, યોગમાયાને રજો અને રામચન્દ્રને તમોગુણી સ્વભાવનાં ચિત્રવામાં આવ્યાં છે. તમોગુણ રજોગુણની પ્રાપ્તિનો પ્રયત્ન કરતાં પોતાના સ્વભાવથી પદચ્યુત થાય છે—પોતાનો નાશ કરે છે, એટલુંજ નહિ પરંતુ પોતાની સાથે રજોગુણની પણ વિષમાવસ્થા બનાવી દે છે. ત્હેમના ઉદ્ધાર માટેનો એકજ ઉપાય છે અને તે એ છે કે સત્ત્વગુણે ત્હેમને પોતામાં ભેળવવા. તેથીજ મહાત્મા સચ્ચિદાનન્દ સત્ત્વ સ્વરૂપી પ્રભાવતીને આદેશે છે કે ‘ પ્રભાવતી! પુત્રી! તુંજ ત્હારા સ્વામીનો ઉદ્ધાર કરી શકે એમ છે. એ ભયંકર નરકાગ્નિમાંથી તુંજ ત્હેને મૂક્ત કરી શકે એમ છે. કાયમ બ્રહ્મચર્ય વૃત પાળજે! ત્હારા મૃત્યુ પછી ત્હમે ત્રણે એકઠાં થશો અને તે વખતે સત્ત્વ, રજસ્ અને તમસ્ એક થઈ જશે. * * * * ત્હમે ત્રણે તે સમયે એક થઈને ૐ થઈ જશો! ’ અસ્તુ.

આ દ્વિતિય ભાગમાં આ નવલકથાની સમાપ્તિ થાય છે. આ નવલકથામાં આધ્યાત્મિક વિષયને છેડેલો હોઈ ત્હેમાંનો કોઈ કોઈ પ્રસંગ સામાન્ય વાચકોને કઠિન્ લાગે એ બનવાજોગ છે. તદપિ ભાષા અને શૈલીને બની શકી તેટલી સરલ રાખવાનો પ્રયત્ન કર્યો છે. છેવટે વાચકો પૂર્વજન્મને અને પુનર્જન્મને સત્ય માની, સત્કર્મો તરફ વિશેષ દોરાય એવી પરમાત્મા પ્રત્યે અભ્યર્થના સાથે વાચકોના અધિરાં બનેલાં મનને અત્ર નહિ રોકતાં વાર્તાના વળા તરફ પ્રેરવાને સૂચવીશ.

વઢવાણ કેમ્પ,<br>
વિક્રમાર્ક ૧૯૧૭<br>
ફાલ્ગુન સુદી ત્રીજ. } ભૂધરદાસ ગણેશજી દુબળ.

# એક ખુલાસો.

લડાઇ બંધ પડી ગઇ છે. પરંતુ કાગળો, પુંઠા, છીટ, શાહી, વગેરેના ભાવો ઘટવાને બદલે વધ્યા છે. એથી આ દ્વિતિય ભાગનું મૂલ્ય પ્રથમ ભાગના જેટલુંજ રાખવાની ઇચ્છા હોવા છતાંયે લાચારીથી ખર્ચને પહોંચી વળવાના હેતુથી તેમાં સ્હેજ વધારો કરવાની અમને ફરજ પડી છે. જો કે તેમ છતાંયે અમે બીજાં ઘણાં પુસ્તકો બનાવી શંકાશું કે જેમની સરખામણીમાં તો આ પુસ્તકની કીમત ઓછી છે એમ જણાઇ આવ્યા સિવાય રહેશે નહિ.

આ નવલકથાના પ્રથમ ભાગની કેટલાક સજ્જનોએ પ્રશંસા કરીને આવી અધ્યાત્મક વિષયને લગતી નવલકથા પ્રકટ કરવા માટે મને અભિનંદન આપ્યું છે, તે માટે હું તેમનો આભાર માનું છું. અને તે સાથે એટલું પણ જણાવવાની રજા લઉં છું કે આ નવલકથા ગુજરાતી વાચકગણને અધ્યાત્મ તરફ વાળી શકે, તેમતા અંતરાત્માને ઉચ્ચગામિ અને મોક્ષનો અધિકારી બનાવી શકે તો તેનું સર્વ શ્રેયઃ નવલકથાના પ્રયોજકને જ ઘટે છે. ' इत्यलम् '

પુંજાલાલ ભગવાન પારેખ.

વઢવાણ સીટી.

# અનુક્રમણિકા.

# સૌન્દર્ય-જ્વાળા.

## ભાગ બીજો.

### પ્રકરણ ૧ લું.

#### અરણ્યમાં આશ્ચર્ય !

રામચન્દ્ર યોગમાયા પાસેથી રજા લઇ, પૂર્વ દિશા તરફ ચાલવા લાગ્યો. ક્વચિત કોઇ વિજાપુર બાદશાહનો નોકર જોઇ જાય અને તે પોતાને પકડીને પુનઃ વિજાપુરની અદાલતમાં ખડો કરે એ ભયથી રામચન્દ્ર કયાંઇ પણ અટકયા સિવાય દ્રુત ગતિથી ચાલ્યો જતો હતો. તે કયાં જાય છે—કયાં જવાનો છે—કયાં જશે તો આશ્રયસ્થાન મળી શકશે એનો કાંઇ પણ નિર્ણય રામચન્દ્રે કર્યો નહોતો.

ક્રમે રાત્રિનો અન્ધકાર ચાલ્યો જવા લાગ્યો. પૂર્વાકાશમાં સૂર્યનારાયણે આવાગમન કર્યું. રામચન્દ્ર મનુષ્ય દેખીને ભય પામતો હોય તેમ તે કોઇ પણ ગામ તરફ ન ચાલતાં જંગલમાંજ ચાલ્યો જતો હતો. જંગલમાં તે વૃક્ષના ફળપુષ્પનો જ આહાર કરતો હતો. કોઇ પણ ગામમાં જવાની ત્હેની હિમ્મત ચાલતી નહોતી. ઘણે દૂર ગયા બાદ ગામમાં પ્રવેશ કરવો એવો રામચન્દ્રે નિશ્ચય

કર્યો હતો કારણ કે ઘણે દૂર જવાથી ત્યાં વિજાપુરના બાદશાહની સત્તા નહિ હોય અને તેથી પોતે નિશ્ચિંત-સુખરૂપ રહી શકશે. આથી તે ફળાહાર કરતો ચાલ્યો જતો હતો. આ સ્થિતિમાં લગભગ બે માસ વ્યતિત થઇ ગયા! રામચન્દ્રે ભાગ્યે જ આ મુદત દરમ્યાન કોઇ પણ મનુષ્યના દર્શન કર્યાં હતાં. ક્વચિત જો કોઇ મળી આવતું તો પોતે રસ્તાનો ત્યાગ કરી જંગલના અન્દરના ભાગમાં ચાલ્યો જતો હતો. જેટલો ભય ત્હેને પ્રાણીઓનો લાગતો નહોતો તેથી વિશેષ ભય મનુષ્યનો લાગતો હતો. તે આગળ ને આગળ ચાલ્યો જ જતો હતો. ક્રમે તે અનેક પર્વતોથી ઘેરાયેલાં જંગલમાં જઇ પહોંચ્યો.

પોતે કયા સ્થળે આવ્યો છે એ રામચન્દ્રને બિલકુલ ખબર નહોતી. હવે ત્હેને ખાત્રી તો થઇ ગઇ હતી કે વિજાપુર બાદશાહના રાજ્યની હદ પોતે ઓળંગી ગયો છે. ત્હેનો વિચાર હવે એકાદ ગામમાં જઇને રહેવાનો થયો હતો, પરંતુ કઇ દિશાએ જવાથી ગામ આવશે-કેટલું તે દૂર હશે એ સર્વથી રામચન્દ્ર અજ્ઞાત હતો. અત્યારે તે જે સ્થળે પહોંચ્યો હતો તે સ્થળ પર્વતોથી ઘેરાયેલું હતું. ઝાડી પણ વિશેષ હતી. ક્યાંય પણ મનુષ્યનો વસવાટ હોય એવા ચિન્હ જણાતા નહોતા. સર્વ દિશાએ વૃક્ષની હારની હાર જણાતી હતી. ફળપુષ્પથી લચી રહેલાં અનેક નવિન જાતના વૃક્ષોની શાખા ઉપર પક્ષીઓ કિલકિલાટ કરતાં હતાં. આ પુષ્પોની સુગન્ધ રામચન્દ્રના વ્યથિત હૃદયને શાન્તિ અર્પવા વ્યર્થ પ્રયત્ન કરતી હતી.

રામચન્દ્રે દુ:ખિત હૃદયે ચારે તરફ દ્રષ્ટિ ફેંકી. તે રખડી રખડીને કંટાળી ગયો હતો. હવે તો કોઇ સ્થળે સ્થાયી રહેવાનો ત્હેણે દ્રઢ સંકલ્પ

કર્યો હતો, પરંતુ લોકાલયથી પોતે કેટલો દૂર છે તે જણાય નહિ ત્યાં સુધી **રામચન્દ્ર**ને પોતાની ઇચ્છા પૂર્ણ કરવી અસમ્ભવિત હતી.

સન્ધ્યાનો સમય થયો હોવાથી **રામચન્દ્રે** રાત્રિ નિર્વિઘ્ને ગાળી શકાય એવા સ્થળની તપાસ કરવા માંડી. તપાસ કરતાં ત્હેને મન પસંદ સ્થળ ન મળવાથી પર્વત ઉપર જઇને રાત્રિ ગાળવાનો ત્હેણે વિચાર કર્યો. વળી પર્વત ઉપર હિંસક પ્રાણીઓનો ભય પણ કંઇક અંશે ઓછો હોય છે.

**રામચન્દ્ર** ઉભો થયો. પર્વતના વાંકાચુકા, ખાડાખડિયા અને પત્થરવાળા રસ્તાથી **રામચન્દ્રે** ઉપર ચડવા માંડયું. થોડો વખત ચાલીને વળી વિશ્રાન્તિ લેવા તે બેસતો હતો. આ પ્રમાણે વિશ્રાન્તિ લેતાં લેતાં પર્વતના શિખર ઉપર તે પહોંચી ગયો.

પર્વતના શિખર ઉપરથી **રામચન્દ્રે** જોયું કે પર્વતની અન્ય બાજુએ અપૂર્વ સુન્દર સ્થળ છે. તે સમયે સૂર્ય પશ્ચિમાકાશમાં ડૂબી જતો હોવાથી પર્વતના શિખર ઉપર અને પત્થરો ઉપર ત્હેના સુવર્ણ કિરણ પડી જોનારને કુદરતના સૌન્દર્યનું ભાન કરાવતો હતો. આ અપૂર્વ સૌન્દર્ય જોઇને **રામચન્દ્ર**ના મ્લાન મુખ ઉપર સ્હેજ હાસ્યની છાંયા પથરાઇ ! વળી ઘણે સ્થળેથી ન્હાના ન્હાના ઝરણાં ખળખળ અવાજ કરતાં વ્હેતાં હતાં.

સહસા **રામચન્દ્રે** જોયું કે થોડે દૂર એક મહાન વૃક્ષની ઘટા નીચે સાદડી પાથરી એક સંપૂર્ણ યૌવનાવસ્થા પ્રાપ્ત કરેલ રમણી બેઠી હતી. ત્હેના હસ્તમાં વીણાના જેવુ એક વાજિંત્ર હતું. આ વાજિંત્ર ઉપર રમણી પોતાની સુકોમળ અંગુલીઓ ફેરવતી ફેરવતી સુમધુર કંઠથી ગાતી હતી. ત્હેની સામે એક રૂષ્ટ પુષ્ટ યુવતિ દુનિયાની દરકાર

ન હોય તેમ નિશ્ચિંત ભાવે લાંબી થઇને ચત્તાપાટ સુતી સુતી ગાયન શ્રવણુ કરતી હતી. ત્હેના કપડા યથા–સ્થાનેથી ખસી ગયેલ હોવા છતાં પણુ તે ત્હેની દરકાર કરતી નહોતી. આ સિવાય પણુ અન્ય પાંચ સાત રમણીઓ હતી. એમાંથી કોઇ શાન્તિથી ગાયન સાંભળતી હતી તો કોઇ વળી પોતાની સુન્દર હથેલીઓથી તાળી પાડી તાલ આપવામાં લીન થઇ ગઇ હતી. કોઇ રમણી વળી સંગીત સાંભળવાની દરકાર ન હોય તેમ તે તરફ દ્રષ્ટિપાત પણુ ન કરતા અન્ય સ્થળનું નિરક્ષણુ કરતી હતી. દરેક રમણી પોતાની ઇચ્છાનુસાર વર્તતી હોવા છતાં પણુ ત્યાં શાન્તિનો ભંગ થતો નહોતો. સર્વ બોલ્યા સિવાય જ પોતાનું ઇચ્છિત કાર્ય કરતી હતી. આશ્ચર્ય જેવું તો એ હતું કે આ સર્વ સુન્દરીઓ સૌન્દર્યમાં એક બીજીને ટક્કર મારે તેવી હતી.

રામચન્દ્રને તો આવી સૌન્દર્યશાળી સુન્દરીઓ આવે સ્થળે જોઇને અતિ આશ્ચર્ય લાગ્યું. આવી સૌન્દર્યશાળી રમણીઓ રામચન્દ્રના જોવામાં ઘણી આવી હતી છતાં પણુ રામચન્દ્ર આ રમણીઓને જોઇને તો સ્તબ્ધ જ થઇ ગયો. તે વિચારવા લાગ્યો: “ હું તે અપ્સરાના ગામમાં આવી પહોંચ્યો છું કે શું ? આવી ગૌરવર્ણની સુન્દરીઓ મ્હેં કદી પણુ જોઇ નથી. વળી વિશેષ આશ્ચર્યની વાત તો એ છે કે આટલામાં કોઇ પણુ પુરૂષ દેખાતો નથી. શું આ સર્વ સ્ત્રીઓ કુમારિકા હશે? કુમારિકા હોય એવું ત્હેમના અંગ ઉપરથી તો જણાતું નથી ! ત્યારે આ શું ? આ પહાડ શું આવી અપરૂપ સુન્દરીઓનું વાસસ્થાન હશે? શું અપ્સરાઓનું કેલી સ્થળ હશે?”

આજ સમયે એક સુન્દરીની નજર રામચન્દ્ર ઉપર પડી. રામચન્દ્રને જોતાંજ તે સુન્દરીને અતિ આશ્ચર્ય લાગ્યું. તે થોડા

વખત રામચન્દ્ર સામું જોઇ રહી અને પછી ત્હેણે પોતાની સખીઓને રામચન્દ્ર તરફ અંગુલી કરી ત્હેને બતાવ્યો.

રામચન્દ્રે જોયું કે રમણીએ ગાયન બંધ કરી દીધું અને સર્વ પોતાના તરફ જોવા લાગી. તેઓના જોવાના ભાવ ઉપરથી રામચન્દ્ર સારી રીતે જાણી શકયો કે ત્હેમની દ્રષ્ટિમાં કંઇક વિસ્મયતા હતી.

રામચન્દ્રને આથી ભય જણાયો. તે ઉભો હતો ત્યાંથી પાછળ હઠવા લાગ્યો પરંતુ તે પાછળ હઠવા લાગ્યો કે તુરત જ આ રમણીમાં જે પ્રૌઢા હતી ત્હેણે પોતાનો ગૌરવર્ણ હસ્ત ઉંચો કરી રામચન્દ્રને પોતાની પાસે આવવાનું જણાવ્યું.

પ્રથમ તો રામચન્દ્રને ત્હેમની પાસે જવામાં કાંઇક ભય લાગ્યો પરંતુ છેવટ ભયને ન ગણકારતાં તે રમણીઓની પાસે ગયો.

યુવતિઓ ઉભી થઇ ગઇ. રામચન્દ્રે જોયું કે દરેક રમણી રૂપમાં, હાવમાં અને ભાવમાં સાક્ષાત રતિ જેવી જ દેખાતી હતી.

જે સર્વથી વયમાં વિશેષ હતી ત્હેણે રામચન્દ્રને કાંઇક પૂછ્યું. આ રમણીનો કંઠ અતિ મૃદુ અને મધુર હતો. પરંતુ જે ભાષામાં રમણીએ પૂછ્યું તે ભાષાથી રામચન્દ્ર તદ્દન અજ્ઞાત હતો. રામચન્દ્રે આથી જવાબ આપ્યો: "હું ત્હમારી ભાષા સમજી શકતો નથી."

રામચન્દ્રના આ કથનથી રમણીઓ એક બીજાના સામું જોવા લાગી. રામચન્દ્ર સમજી ગયો કે આ યુવતિઓ પોતાનું કહેવું સમજી શકી નથી. આથી રામચન્દ્રે હિન્દીમાં કહ્યું છતાં પણ સ્ત્રીઓ તે સમજી શકી નહિ. હવે કરવું શું ? કંઇ રસ્તો રહ્યો નહિ. રામચન્દ્ર આથી કાંઇ પણ બોલ્યા સિવાય શાન્ત ઉભો જ રહ્યો.

રમણીના ચ્હેરા ઉપરથી જણાતું હતું કે તેઓ પણ ભાષા ન સમજવાથી વિચારમાં પડી ગઇ હતી.

છેવટે રમણીઓએ રામચન્દ્રને પોતાની સાથે આવવાને હાથથી નિશાની કરી. આશ્રયહિન રામચન્દ્રને ત્હેમનો ત્યાગ કરવો એ ઉચિત લાગ્યું નહિ. રમણીઓ હંસી માફક મન્દ મન્દ ગતિથી ચાલવા લાગી. રામચન્દ્ર પણ આ હંસી યુથની પછવાડે ત્હેમના સૌન્દર્યનું પાન કરતો કરતો ચાલવા લાગ્યો.

વાંકાચુંકા, ઉંચાનીચા અને ખાડાખડિયાવાળા અનેક રસ્તાઓ ઉપર તેઓ ચાલ્યા જતાં હતાં. છેવટ એક મ્હોટા મેદાન પાસે સર્વ જઇ પહોંચ્યાં. રામચન્દ્રે જોયું કે આ મેદાનમાં ન્હાની ન્હાની પર્ણકુટીની હારો છે.

વળી રામચન્દ્રે આશ્ચર્ય સાથે જોયું કે ત્યાં આ રમણીના જેવી જ અનેક સુન્દરીઓ આમ તેમ ફરે છે અને મહાન બલિષ્ઠ પરંતુ ભયંકર દ્રષ્ટિવાળા અનેક પુરૂષો જૂદા જૂદા કાર્યમાં જોડાયા છે. કોઇ કોઇ ધનુષ્ય લઇને નિર્દોષ પક્ષીઓના પ્રાણ સંહાર કરતાં હતાં. કોઇ વળી હરણના બચ્ચાને મારીને હસતાં હતાં. રામચન્દ્રને રમણીઓની પછવાડે જોઇને કોઇ તિવ્ર દ્રષ્ટિથી ત્હેના તરફ જોવાં લાગ્યાં. આથી રમણીઓએ પુરૂષોને ત્હેમની ભાષામાં કાંઇક કહ્યું. પુરૂષો આથી કાંઇ પણ બોલ્યા નહિ, તેમજ રામચન્દ્રના તરફ દ્રષ્ટિપાત કરવાનું પણ તેઓએ માંડી વાળ્યું. રમણીઓએ રામચન્દ્રને એક ન્હાની કોટડી બતાવી દીધી. રામચન્દ્રે ત્હેમાં પ્રવેશ કર્યો. આ સર્વ કાર્ય મુંગા મુંગાજ થયું હતું.

# પ્રકરણ ૨ જું.

## આંગોચી પર્વત.

રાત્રિના અન્ધકારમાં સમસ્ત પર્વત રાશિ ડૂબી ગઇ. દૂર-દૂરથી હિંસક પ્રાણીઓની હૃદય ભેદક ચિસો સંભળાતી હતી. ક્વચિત વળી પવન પુષ્પોની સુગન્ધને ઘસડી રામચન્દ્રની કોટડીમાં લાવતો હતો. રામચન્દ્રનું હૃદય તો અત્યારે જૂદાજ વિચાર કરતું હતું. તે જન-માનવશૂન્ય કોટડીના દ્વારમાં બેસીને વિચારતો હતો: " હું ક્યાં આવી પડયો છું ? ઘણા દિવસ થયા વિજ્યપુરનો ત્યાગ કર્યો છે-ઘણા દિવસ અરણ્યમાં આથડયો છું. હવે વળી ભાગ્યમાં શું લખ્યું છે તે કોણ જાણે ? આ કયું સ્થળ હશે ? આ લોકો કોણ હશે ? વિશેષ કોઇ વિપદ તો આવી નહિ પડે ને ? સ્ત્રીઓ તો અતિ સૌન્દર્યવાન હોવા સાથે સરળ હૃદયની હોય એમ જણાય છે. પરંતુ પુરૂષો તો તદ્દન ભિન્ન સ્વભાવના છે. યમદૂતમાં અને આ લોકોમાં કોઇ પણ જાતની ભિન્નતા મ્હને તો જણાતી નથી. તેઓને જોતાં જ અન્તરાત્મા ધ્રુજી ઉઠે છે. મ્હને તો તેઓની રીતભાત ઉપરથી એવી પણ શંકા આવે છે કે એમને પોતાને ખુશી કરવાની ખાતર-પોતાના હૃદયને આનન્દિત કરવાની ખાતર મ્હારા શરીરમાં તીક્ષ્ણ છૂરી ભોંકી મ્હારી સર્વ આશાઓનો અત્યારે જ નાશ કરી દેય ! નક્કી, આ કોઇ અસભ્ય જાતિ હોય એમ જણાય છે. પરંતુ રમણીઓની સંગિતપ્રિયતા, સરળ હૃદય અને ઉદારતા જોઇને આ શંકા ચાલી જાય છે. "

રામચન્દ્ર કાંઇ પણ સ્થિર કરી શકયો નહિ. જેને કોઇ આત્મિય નથી, સ્વજન નથી, ઘર નથી, જેને કંઇ આશ્રય નથી, જેને

પોતાના દેશમાં મૃત્યુ દંડની શિક્ષા થયેલી છે, જેણે કારાગૃહમાંથી પલાયન કરેલ છે અને જે પરિચિત વ્યક્તિનો આશ્રય લેવાને કે પરિચિત સ્થાને એક પણ મુહૂર્ત ઉભો રહેવાને શક્તિવાન નથી ત્હેને માટે મૃત્યુ કાંઇ ભયંકર નથી. વિયોગ-વ્યથા મનુષ્યને મૃત્યુના જેટલી વ્યથા કરે છે ત્યારે જેને સમસ્ત જીંદગી વિયોગાવસ્થામાં જ વ્યતિત કરવાની છે ત્હેને મૃત્યુનો કાંઇ .વિશેષ ભય હોય નહિ એ સ્વાભાવિક છે. જેને મરણનો ભય હોતો નથી ત્હેનામાં સાહસ ખેડવાની શક્તિ પણ હોય છે. આથી જ રામચન્દ્રે આ સાહસ ખેડયું હતું નહિ તો વળી અપરિચિત વ્યક્તિના ફક્ત ઇસારા ઉપર શી રીતે વિશ્વાસ મૂકી શકાય ? અન્ધકારથી ઘેરાયેલાં એ મેદાનમાં ભિષણ સ્વભાવના મનુષ્યની કોટડીમાં એકલાં શી રીતે બેસી શકાય ?

તે દિવસે શુકલ-પક્ષની ત્રીજ હોવાથી રાત્રિ થોડી વિતી ન વિતી ત્યાં તો ચન્દ્રદેવે પર્વતના શિખરોને પ્રકાશિત કરી મેદાન ઉપર પોતાના કિરણો ફેંકવા માંડયા. આ કિરણો રામચન્દ્રના શરીર ઉપર અને કોટડીમાં પડવા લાગ્યા. અન્ધકારનું જોર ધીમું પડી ગયું.

રામચન્દ્ર એક દીર્ઘ નિઃશ્વાસ નાખી ઉભો થયો અને પોતાની કોટડીમાં જઇને સુવાની તૈયારી કરવા લાગ્યો. આ સમયે રામચન્દ્ર જે કોટડીમાં એકલો બેઠો હતો એ કોટડીની દક્ષિણ બાજુએથી કેટલાક મનુષ્યોનો કંઠ-સ્વર આવવા લાગ્યો. રામચન્દ્ર તે સ્થિર ચિત્તે સાંભળવા લાગ્યો પરંતુ ત્હેને તેઓની ભાષાનું જ્ઞાન ન હોવાથી કાંઇ પણ સમજી શકયો નહિ.

અનેક ક્ષણ પર્યંત તેઓએ એક જ સ્થળે ઉભા રહી વાતચિત કરી. વિશેષ કોલાહલ ઉપરથી રામચન્દ્રને જણાયું કે ત્યાં ઘણા માણસો

હોવા જોઇએ. તેઓ શું વાત કરતા હશે એજ **રામચન્દ્ર** વિચારતો હતો. તેઓની રીતભાત ઉપરથી **રામચન્દ્રને ખાત્રી થઇ** ગઇ હતી કે તેઓ અતિ નિષ્ઠુર છે. **રામચન્દ્રને** એજ ચિન્તા થતી હતી કે રખેને તેઓ પોતાનું કાસળ કાઢવા કાંઇ મસ્લત ચલાવતા હોય ! પરંતુ ત્યાર પછી થોડી ક્ષણો વિત્યા બાદ તેઓ સર્વ જૂદી જૂદી દિશાએ ચાલ્યા ગયા. તેઓના ચાલ્યા ગયાથી **રામચન્દ્રને** કાંઇક શાન્તિ થઇ પરંતુ તે નિશ્ચિંત તો થઇ શકયો નહિ.

**રામચન્દ્ર** કોટડીમાં એક પથરણું પડયું હતું તે પાથરીને સુતો પરંતુ તે સમયે વળી પુનઃ કોઇ મનુષ્યના પદશબ્દ સંભળાયા. **રામચન્દ્રે** જોયું કે એ વ્યક્તિ પોતાની કોટડી તરફ આવે છે. તે પથારીમાંથી ઉભો થયો.

આગન્તુક વ્યક્તિમાં એક બલિષ્ટ પુરૂષ અને અન્ય એક સુન્દર યુવતિ હતી. તેઓ બન્ને **રામચન્દ્રની** કોટડીના દ્વાર પાસે આવ્યા. **યુવતિના હસ્તમાં એક લાકડાનો કટકો હતો. આ કટકાને એક** બાજુએ સળગાવેલો હતો. તેઓ દીવાને બદલે આનો જ ઉપયોગ કરતાં હતાં. પ્રકાશ પણ આથી સારો પડતો હતો.

તેઓ આવ્યા કે તુરત જ **રામચન્દ્ર** દ્વાર પાસે આવ્યો અને અતિ નમ્રતાપૂર્વક તેઓની પાસે ઉભો રહ્યો.

**રામચન્દ્રે** અહીં આવીને જેવા દુષ્ટ મનુષ્યો જોયા હતા તેવો આ પુરૂષ નહોતો. આ પુરૂષમાં કાંઇક નમ્રતા હોય એમ જણાતું હતું. પરંતુ શરીર તો તેનું પણ અન્ય મનુષ્યોના જેવું બલિષ્ઠ જ હતું. આની સાથે આવેલ યુવતિ તો જે રમણીઓ **રામચન્દ્રને** અહીં લાવી હતી તે માંહેની જ એક હતી.

આવનાર પુરૂષે રામચન્દ્રની સાથે વાતચિત કરવા માંડી. આ પુરૂષ જેવું તેવું હિન્દી જાણતો હોવાથી તે હિન્દીમાં બોલતો હતો. આ પુરૂષે હિન્દીનો અભ્યાસ કર્યો નહોતો પરંતુ તે પરદેશ વિશેષ રખડેલ હોવાથી હિન્દીનું ત્હેને થોડું ઘણું જ્ઞાન મળ્યું હતું. હિન્દી સાંભળીને રામચન્દ્રના હૃદયમાં કાંઇક આનન્દનો સંચાર થયો.

આવનાર પુરૂષે પૂછ્યું: " ત્હમારા ચ્હેરા ઉપરથી ત્હમે દક્ષિણી હો તેમ જણાય છે. કેમ, મ્હારૂં અનુમાન સાચું છે કે નહિ ?"

રામચન્દ્રે અતિ નમ્રતાથી કહ્યું: " હા. આપનું અનુમાન સત્ય છે. હું દક્ષિણી છું પરંતુ હું મહાન દુ:ખમાં આવી પડવાથી દેશનો ત્યાગ કરી ઘણે દૂર અને અપરિચિત સ્થળે આવી પડ્યો છું. "

આવનાર પુરૂષ અને યુવતિ કોટડીમાં જઇને પાસે પાસે બેઠાં. યુવતિએ કોટડી બ્હાર એક પત્થર ઉપર લાકડાનો કટકો મૂકી દીધો હતો. રામચન્દ્ર પણ તેઓની સામે બેઠો. ત્રણેના બેઠા બાદ પેલા પુરૂષે કહ્યું: " હું ધારૂં છું કે ત્હમે અમારી ભાષા જાણતા નહિ હો. "

" હા હું આપની ભાષાનો એક પણ શબ્દ જાણી શકતો નથી. કયાં આવ્યો છું તે પણ જાણી શકયો નથી. જો આપ કૃપા કરીને આ સ્થળનો અને આપનો પરિચય મ્હને આપશો તો હું આપનો અત્યંત આભાર માનીશ. "

" હું સર્વ કહીશ પરંતુ પ્રથમ ત્હમારો પરિચય મ્હને આપો ! આશા રાખું છું કે કાંઇ પણ ત્હમે ગુપ્ત રાખશો નહિ અને મિથ્યા કહેશો નહિ. અમારી દ્વારા ત્હમારૂં અનિષ્ટ થશે નહિ એ ત્હમારે ખાત્રીથી માનવું. "

" હું દેશમાંથી પ્રાણ બચાવવાની ખાતર ન્હાસીને આવ્યો છું

આટલા માટે મ્હારે પ્રથમ જાણવું જોઇએ કે આ સ્થળ કોના તાબામાં છે. ”

“ ઓહો ! સમજી ગયો ! ત્હમને ત્હમારા દેશના રાજાથી મૃત્યુ–દંડની શિક્ષા થઇ હશે અને તેથીજ ત્હમે પલાયન કરી અહીં આવ્યા હશો. હરકત નહિ. ત્હમારે અહીં એ ભય બિલકુલ રાખવાનો નથી. દક્ષિણમાંથી ત્હમે ઘણે દૂર આવ્યા છો. અહીં કોઇ પણ દક્ષિણી કદી આવે એમ નથી. વળી આ સ્થળ કોઇના તાબામાં પણ નથી. થોડા વખત થયાં અમે કેટલાક માણસો અહીં આવીને રહ્યાં છીએ. ”

રામચન્દ્રને ખાત્રી થઇ ગઇ કે વિજાપુરના બાદશાહનો અહીં લેશ માત્ર પણ ભય નથી. આથી ત્હેણે પોતાની સમસ્ત હકીકત આવનાર માણસને નિવેદન કરી.

સર્વ વાત સાંભળીને આગન્તુકે કહ્યું: “ ત્હમારી વાત ઉપરથી ત્હમે બુદ્ધિમાન અને નમ્ર હો તેમ જણાય છે છતાં પણ ત્હમે જો પ્રતિજ્ઞા કરો કે ત્હમે અહીં જે કાંઇ જુઓ તે કદી પણ કોઇને કહેશો નહિ અને અમે જે જે કરીયે છીએ તે પ્રમાણે ત્હમે કરશો. જો આ પ્રમાણે ત્હમે વચનથી બંધાવ તો હું ખાત્રીથી કહું છું કે ત્હમે અહીં નિર્ભયતાથી રહી આનન્દમાં ત્હમારા દિવસો અમારી સાથે ગાળી શકશો. કહો, આ પ્રમાણે ત્હમે કબુલ છો ? ”

“ જ્યારે હવે મ્હારાથી દેશમાં જવાનું બની શકે એમ નથી– દક્ષિણી સમાજમાં જઇ શકાય એમ નથી ત્યારે પછી મ્હારે માટે અહીં રહેવું એજ વિશેષ ઉત્તમ છે. આપે જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે વર્તવા હું તૈયાર છું. હું કદી પણ કોઇને અહીં જે કાંઇ

જોઇશ તે કહીશ નહિ. વળી હું અહીં કહું પણ કોને ? અન્ય જાતિનો મનુષ્ય અહીં મ્હને મળે એમ પણ કયાં છે ? વળી આપના માણસોની ભાષા હું જાણતો નથી એટલે ત્હેમને પણ કાંઇ કહી શકું એમ નથી. ફક્ત આપની સાથે જ હું વાતચિત કરી શકું એમ છું. અન્ય કોઇ આપની માફક હિન્દી જાણે છે ? ”

“ ના. અહીં જેટલા મનુષ્યની વસ્તિ છે ત્હેમાં હું જ ફક્ત હિન્દી જાણું છું. હું ઘણા સ્થળે રખડયો હોવાથી મ્હને આ ભાષાનું જ્ઞાન થયું છે. ”

“ આપનું ઘર પણ અહીં જ છે ! ”

“ ના. ”

“ આ સ્થળનું નામ શું ? હું કયાં આવ્યો છું તે જાણવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે. ” રામચન્દ્રે જીજ્ઞાસાથી પૂછયું.

“ દક્ષિણમાંથી તહમે ઘણે જ દુર આવ્યા છો. આ સ્થળ આંગોચી પર્વતના નામથી ઓળખાય છે.

“ આપ કાયમ અહીં જ રહો છો ? ”

“ ના, અમે અત્યાચારને લીધેજ થોડો સમય થયાં અહીં આવ્યા છીએ. ”

“ આપ કયા દેશના છો ? ”

“ તે ધીમે ધીમે જણાશે. ત્હમને હું એક વાત કહું છું. જો ત્હમે દેશમાં જઇ શકો એમ ન જ હોય તો પછી અહીં ત્હમારી પ્રતિષ્ઠા વધે અને ત્હમે એક અગ્રગણ્ય વ્યકિત તરીકે ઓળખાવ એવું કાર્ય કરતાં ભૂલતાં નહિ. ”

“ અરે ! એ તો દરેક મનુષ્યની ઇચ્છા જ હોય ! પરંતુ શું કાંઇ ધારીએ એમ બને છે ?

" ત્હેનો ઉપાય છે. ત્હમે જો મ્હારા કહ્યા પ્રમાણે વર્તશો તો થોડા દિવસમાં જ હું ત્હમને અમારા અહીંના અગ્રગણ્ય માણસો સાથે મેળવી દઇશ. "

" હું તૈયાર છું પરંતુ આપની ભાષા હું જાણતો ન હોવાથી કોઇની સાથે વાતચિત શી રીતે કરી શકવાનો હતો ? "

" હું ત્હમને અમારી ભાષા થોડા વખતમાં શિખવી દઇશ. પન્દર દિવસ જો બરાબર અભ્યાસ કરશો તો સાધારણ વાતચિત કરવામાં ત્હમને હરકત આવશે નહિ. "

" આપની મ્હારા પ્રત્યે આ ઓછી લાગણી ન કહેવાય ! " રામચન્દ્રે આભારયુક્ત સ્વરે કહ્યું. "

" હું ત્હમને મ્હારા પુત્રની માફક જાળવીશ, બન્ધુની માફક ઉપદેશ આપીશ અને શિક્ષકની માફક શિક્ષા આપીશ પરંતુ કદી પણ મ્હારી અનુમતિ સિવાય કાંઇ કરશો નહિ. અમે અહીં જેટલા પુરૂષ અને સ્ત્રીઓ રહીયે છીએ તે સર્વ એક મહાન કાર્યમાં ગુંથાયેલા છીએ. આ કાર્યમાં ફતેહ મેળવવાને અમે પ્રાણપણે યત્ન કરીયે છીએ અને તેથી જ મ્હેં પૂર્વે કહ્યું છે છતાં પુનઃ કહું છું કે ત્હમે જે કાંઇ અહીં જુઓ તે કદી પણ કોઇને કહેશો નહિ. "

" આપની સમક્ષ હું પ્રતિજ્ઞા કરૂં છું કે કદી આ બાબતનો એક શબ્દ પણ મ્હારા મુખમાંથી નિકળશે નહિ. મ્હને જણાય છે કે આપ આ સ્થળના સરદાર છો. હું ધારૂં છું કે મ્હારૂં અનુમાન ખોટું નથી. "

" ના, હું અહીંનો સરદાર નથી. સરદાર અમુક કારણથી એક સ્થળે બન્દી થયેલ છે. ત્હેમને મુક્ત કરાવવા એજ અમારો મહાન ઉદ્દેશ છે. "

" જો હું આ કાર્યમાં કાંઇ પણ મદદ આપી શકું એમ હોઉં તો હું મ્હને પોતાને ભાગ્યશાળી માનીશ. તેઓ કયાં બન્દી થયા છે ? "

" ધીમે ધીમે સર્વ જણાશે. ત્હમારા દ્વારા અમારૂં કાર્ય સારી રીતે પાર પડશે એમ ધારીને જ હું ત્હમને અહીં રહેવાને કહેવા આવ્યો હતો પરંતુ ત્હમારી અહીં રહેવાની ઇચ્છા છે જાણીને ઘણોજ ખુશી થયો છું. હવે વિશેષ કહેવા હું ઇચ્છતો નથી. હાલતો ત્હમે થોડા દિવસ અહીં રહો, અમારી ભાષાનું જ્ઞાન મેળવો અને આચાર, વ્યવહાર રીતિ—નીતિથી જાણીતા થાવ! અમે પણ ત્હમારા સ્વભાવથી એટલાં વખતમાં માહિતગાર થઇ શકશું અને પછી ત્હમને હું સર્વ વાત જણાવીશ."

" જેવી આજ્ઞા. "

આ સમયે એક માણસ પત્રાવળીમાં કેટલાંક ફળ અને પાણી લઇને આવ્યો. રામચન્દ્રની સન્મુખ આ પત્રાવળીને મૂકી તે માણસ ચાલ્યો ગયો. આવનાર પુરૂષે પેલી યુવતિના સામે નજર કરી. યુવતિએ તરતજ ઉભા થઇ બ્હાર જઇ પત્થર ઉપર મૂકેલ લાકડાના કટકાને હસ્તમાં લીધો.

" ત્હમારે માટે આ ભોજન આવ્યું છે. શાન્તિથી આહાર કરો ! " એટલું કહી આવનાર પુરૂષ બ્હાર નિકળ્યો. પરંતુ તે થોડે દૂર જઇને પુનઃ કાંઇક યાદ આવવાથી પાછો આવ્યો અને રામચન્દ્રને ન્હેણે કહ્યું: " અત્યારે ત્હમારે માટે આહારનો કાંઇ બન્દોબસ્ત થઇ શકે એમ ન હોવાથી ફક્ત ફળ જ લાવવામાં આવ્યા છે. પરંતુ હવે કાલથી ત્હમારા આહાર માટે યોગ્ય બન્દોબસ્ત કરવામાં આવશે."

" મ્હારા પ્રતિ આપની દયા જોઇયે તે કરતાં પણ વિશેષ છે અને એજ મ્હને આ અપરિચિત સ્થળમાં આશ્વાસનરૂપ થઇ પડી છે. આપનું નામ જાણવાની મ્હારી ઇચ્છાને હું રોકી શકતો નથી."

" મ્હારૂં નામ વિરેન્દ્રસિંહ છે. ત્હમને એક વિશેષ વાત કહેવાની મ્હારી ઇચ્છા છે."

" ખુશીથી આપ કહો, હું સાંભળવાને તૈયાર જ છું."

" હું ત્હમારા દેશમાં ઘણો વખત રહ્યો છું અને એ ઉપરથી જાણી શક્યો છું કે ત્હમારા દેશમાં સ્ત્રીઓ પુરૂષની સાથે વિશેષ છૂટથી હરતી ફરતી નથી એટલું જ નહિ પરંતુ વાતચીત પણ કરતી નથી. મ્હારે કહેવું જોઇએ કે અહીં એવો રીવાજ નથી. અહીં તો સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા છે. તેઓ ગમે તેની સાથે છુટથી વાતચિત કરી શકે છે અને ગમે ત્યાં હરી ફરી શકે છે. ત્હમે આ રિવાજથી એવું ધારશો નહિ કે અમે સર્વ અસત્ય પથના અવલમ્બિ છીએ. આ વાત ત્હમને ખાસ કહેવાનું કારણ તો એ જ છે કે સ્ત્રીઓની આ સ્વતંત્રતાથી કવચિત અમારા વિષે ત્હમે હલકો મત બાંધી વાળો !"

" આ વાત આપે મ્હને જણાવી તે ઉત્તમ કર્યું છે. જો કે અમારા દેશમાં સ્ત્રીઓને સ્વતંત્રતા આપવામાં આવતી નથી પરંતુ હું પોતે તો આજ પસંદ કરૂં છું."

" ત્યારે હવે અમે જઇએ છીએ. ત્હમે નિશ્ચિંતભાવે આહાર કરજો. અન્દર પથારી છે. આહારાદિ કરી શાન્ત નિદ્રાનું સેવન કરજો."

" ભલે."

વિરેન્દ્રસિંહ અને યુવતિ ચાલ્યા ગયા. રામચન્દ્રનાં હૃદયને વિરેન્દ્રસિંહ સાથેની વાતચિત ઉપરથી કાંઇક આશ્વાસન મળ્યું. તે ફળનો આહાર કરી પથારીમાં લાંબો થઇને પડયો. છેવટ રામચન્દ્ર આ સ્થળના મનુષ્યોના નીચ કાર્યનો, વિરેન્દ્રસિંહની ઉદારતાનો અને સુન્દરીઓના સૌન્દર્યનો વિચાર કરતો કરતો નિદ્રાધિન થઇ ગયો.

## પ્રકરણ ૩ જુ.

### ગુપ્તગૃહ.

રામચન્દ્રને આંગોચી પર્વત ઉપર આવ્યાને એક માસ વ્યતિત થઇ ગયો. આ વખત દરમ્યાન રામચન્દ્રે એ લોકોની ભાષાનો થોડો ઘણો અભ્યાસ કરી લીધો. હવે તે તેઓની સાથે મળીને વાતચિત, ગાન, અને અનેક પ્રકારનો આનન્દ કરતો હતો.

રામચન્દ્ર તેઓની સાથે મળીને આનન્દનો ઉપભોગ કરી શકતો હતો ખરો પરંતુ ત્હેમના દરેક કાર્ય જોઇને ત્હેનું હૃદય કંપી ઉઠતું હતું. તેઓના દરેક કાર્યમાં એવી ભયંકરતા રહેલી હતી કે તે મનુષ્ય સ્વભાવને તો કદી પણ અનુકુળ આવી શકે નહિ. તે પુરૂષોના સ્વભાવમાં ઉદ્ધતાઇ, હૃદયમાં નિષ્ઠુરતા, કાર્યમાં કુટીલતા અને વાણીમાં અસત્યતા જોઇને રામચન્દ્રને એમ પણ ખાત્રી થઇ હતી કે પોતાની ભવિષ્યની જીંદગી આ લોકોના સહવાસથી બગડયા સિવાય રહેશે નહિ.

એક દિવસ વિરેન્દ્રસિંહે રામચન્દ્રને કહ્યું: " અમારી સાથે ત્હમારે અમારા દેશમાં આવવું પડશે. અમારા સરદાર જે સ્થળે

બન્દી છે તે સ્થળે જઇને ત્હેનો ઉદ્ધાર કરવાનો સમય હવે આવી લાગ્યો છે અને એ કાર્યમાં ત્હમારે ત્હમારાથી બનતી સહાય આપવી પડશે. આ બાબત પ્રથમ પણ મ્હેં ત્હમને કહ્યું છે."

તેઓનો દેશ ક્યાં છે, સરદાર શા માટે બન્દી થયેલ છે, તે કોનાથી બન્દી થયો છે, શા અપરાધ માટે ત્હેને આ શિક્ષા ભોગવવી પડી છે એ કાંઇ પણ રામચન્દ્ર હજી સૂધી જાણવા પામ્યો નહોતો; છતાં પણ આ કાર્યમાં પોતાની સહાયતા આપવાની ત્હેણે સંમતિ આપી હતી. તે તો એટલું જ વિચારતો હતો કે જેણે મ્હને એક આત્મિયની માફક રાખ્યો છે-પાલન કર્યું છે, સર્વ બાબતની સગવડતા કરી આપી છે, જેના આશ્રયનો ત્યાગ કરવાથી કવચિત વિજાપુરના બાદશાહના ક્રોધ અગ્નિનો ભોગ થવું પડે એમ છે અને જીંદગીની સર્વ ઇચ્છાઓનો નાશ થાય એમ છે ત્હેના સરદારનો ઉદ્ધાર કરવાના કાર્યમાં મદદરૂપ ન થવું એ મહાન કૃતઘ્નતા જ કહેવાય! વળી વિરેન્દ્રસિંહે મ્હને કહ્યું છે કે જો તેઓના આ કાર્યમાં હું મદદ કરૂં તો તેઓ યોગ્ય બદલો આપવાને તત્પર છે અને એક અગ્રગણ્ય વ્યક્તિ તરીકે મ્હને સ્થાપવા તે પોતાથી બનતો યત્ન કરવા પણ તૈયાર છે. જ્યારે દેશમાં જવાનો મ્હારે માટે એક પણ રસ્તો નથી, યોગમાયાને જોવાનો સુયોગ મળે એમ નથી અને પ્રભાવતીના કાંઇ પણ ખબર મેળવવાની શક્તિ નથી ત્યારે આ દેશમાં—આ સ્થળના સમાજમાં કાંઇક ઉન્નતિ થઇ શકતી હોય તો અહીં રહેવું અને તેઓના કાર્યમાં મદદરૂપ થવું એજ શ્રેયરૂપ છે.

રાત્રિનો એક પ્રહર વિતી ગયો હતો. અન્ધકાર સર્વત્ર પથરાઇ ગયો હતો. રામચન્દ્રની કોટડીની આસપાસની કોઇ વસ્તુ દ્રષ્ટિગોચર

થતી નહોતી. જાણે કે કોટડીની આસપાસ અન્ધકારનું વાદળ છ-વાઇ ગયું ન હોય ! સર્વત્ર શાન્તિ હતી. ક્વચિત ક્વચિત પક્ષિઓનો અવાજ સંભળાતો હતો. રામચન્દ્ર શાન્ત ચિત્તે પોતાની શય્યામાં પડયો પડયો ઉપર્યુક્ત વિચાર કરતો હતો.

આ વિચાર તે કરતો હતો ત્યાં પોતાની કોટડીની પછવાડે કોઇ વાતચિત કરતું હોય તેમ ત્હેને જણાયું. બે કે ત્રણ મનુષ્ય જ વાત-ચિત કરતા હોય એમ રામચન્દ્રને લાગ્યું. રામચન્દ્ર તેઓની વાત સાંભળવા પથારીમાંથી ઉભો થઇ દિવાલ પાસે ગયો. ત્હેણે દિવાલ સાથે પોતાનો કર્ણ રાખ્યો પરંતુ તે બરોબર સાંભળી શકયો નહિ. ફક્ત બે જ વાકયો તે સ્પષ્ટ રીતે સાંભળી શકયો. એક મનુષ્યે કહ્યું: "હા, આજ રાત્રે જ ગુપ્તગૃહમાં જઇને સર્વ તૈયારી કરી નાખવી." અન્ય વ્યક્તિએ જવાબ આપ્યો: "ત્હમે કહો છો તે સત્ય છે પરંતુ હવે અહીં વિશેષ વખત રોકાવું અને વાતચિત કરવી મ્હને ઉચિત લાગતી નથી. કારણ કે આ કોટડીમાં રામચન્દ્ર રહે છે. તે બહુજ ચાલાક છે."

રામચન્દ્રના હૃદયમાં આ સાંભળીને ભય સાથે આ બન્ને વ્યક્તિ કોણ છે અને શું કરવાની ઇચ્છા રાખે છે તે જાણવાની પ્રબળ આકાંક્ષા થઇ. તે તુરત જ કોટડીની બ્હાર નિકળ્યો. પેલી બન્ને વ્યક્તિ આ સમયે ત્યાંથી ઉઠીને આગળ ચાલવા લાગી. રામચન્દ્રનો વિચાર એવો હતો કે તેઓ ક્યાં જાય છે, કોણ છે, તેઓનું ગુપ્ત ગૃહ ક્યાં છે અને ત્યાં જઇને શું કરવાની તેઓની ઇચ્છા છે તે સર્વ ગુપ્ત રીતે જાણવું. જેઓની સાથે કાયમ રહેવું છે તેઓના ગુપ્ત કાર્યોને જાણવા અને સમજવા એ ફળદાયી છે એમ રામચન્દ્ર

માનતો હતો અને તેથી જ રાત્રિનો સમય હોવા છતાં તે કોટડી બ્હાર નિકળી તે બન્ને વ્યક્તિની પછવાડે પછવાડે જવા તૈયાર થયો.

આ બન્ને વ્યક્તિ કાંઇ પણ બોલ્યા સિવાય આગળ ચાલી જતી હતી. તેઓ થોડે દૂર ગયા એટલે એક પર્વત આવ્યો. રામચન્દ્ર આટલા વખતમાં થોડો ઘણો આ પ્રદેશનો માહિતગાર થયો હતો પરંતુ તે કદી આ બાજુએ આવ્યો નહોતો.

આ પર્વતથી દૂર ગયા બાદ એક માટીથી ચણેલું મકાન આવ્યું. આ મકાનના દ્વાર પાસે જઇને એક વ્યક્તિએ દ્વારને સ્હેજ હડસેલ્યું અને બૂમ મારીઃ "બારણું ઉઘાડો !"

થોડા વખતમાં દ્વાર ઉઘડયું. આ બન્ને વ્યક્તિએ મકાનમાં પ્રવેશ કર્યો. રામચન્દ્ર તો હવે શું કરવું તે વિચારમાં પડી ગયો. ઘડીમાં પાછા ફરવાનો વિચાર કરવા લાગ્યો તો વળી ઘડીમાં તે વિચારવા લાગ્યોઃ "મકાનમાં ગયા સિવાય કાંઇ પણ જાણી શકવું તદ્દન અશકય છે. અહીં સુધી આવ્યાનું ફળ કાંઇ મળશે નહિ. હજી બારણું બંધ થયું નથી. ચાલ, જે થવાનું હશે તે થશે! પ્રવેશ તો કરવો જ." ત્યાં વિશેષ વખત ઉભા ન રહેતાં રામચન્દ્રે મકાનમાં પ્રવેશ કર્યો. તે એક ઓરડો વટાવીને અન્ય ઓરડામાં દાખલ થયો. ત્હેણે જોયું કે બન્ને વ્યક્તિ પોતાની સામેના ઓરડામાં ઉભી હતી. તે ત્યાં જ ઓરડાના બારણાની પછવાડે લપાઇને ઉભો રહ્યો. આ બે વ્યક્તિમાંથી એક વ્યક્તિએ સામે ઉભેલ માણસને કહ્યુંઃ "કાણિયો કયાં છે ?"

પેલા માણસે જવાબ આપ્યોઃ "તે અહીં હતો પરંતુ કાંઇ કામસર બ્હાર ગયો છે; હમણાં જ આવશે. તે ન હોવાથી જ હું બારણું ઉઘાડવાને આવ્યો હતો."

જે ઓરડામાં આ બન્ને વ્યક્તિઓ ઉભી હતી તે ઓરડામાં પ્રકાશ ખાતર ચાર ખુણે ચાર લાકડાના કટકા સળગાવીને મૂકયા હતા. ઓરડામાં સાદડી પાથરેલી હતી તે સિવાય અન્ય કાંઇ પણ નહોતું. ફક્ત ઓરડાના મધ્ય ભાગમાં એક દોરી લટકતી હતી. આ સિવાય બાજુપર પણ ઓરડો હતો. ત્હેનું દ્વાર આ ઉભેલ વ્યક્તિના ઓરડામાં પડતું હતું પરંતુ તે દ્વાર અત્યારે બંધ હતું છતાં તે ઓરડામાં કુતરાઓને રાખ્યાં હોય એમ અનુમાન થતું હતું કારણ કે તે ઓરડામાંથી કુતરાઓનો ભસવાનો અવાજ આવતો હતો.

રામચન્દ્રે લાકડાના કટકાના પ્રકાશથી જોયું કે આવનાર વ્યક્તિમાં એક પુરૂષ અને એક સ્ત્રી હતી. પુરૂષને ઓળખતાં તો રામચન્દ્રને વાર ન લાગી કારણ કે તે વિરેન્દ્રસિંહ હતો પરંતુ સ્ત્રી કોણ હતી તે રામચન્દ્ર જાણી શકયો નહિ.

રામચન્દ્ર વિચારવા લાગ્યો: “ હું અહીં આટલો વખત થયાં છું પરંતુ મ્હેં આ રમણીને કદી પણ જોઇ નથી એ શું ? વળી આ રમણીનું સર્વાંગ અતૂલનિય સૌન્દર્યથી ભરપુર છે. ત્હેની યૌવનાવસ્થાએ વળી સૌન્દર્યતામાં વિશેષ વૃદ્ધિ કરી છે. મ્હેં અહીં જે જે સ્ત્રીઓને જોઇ છે તે સર્વ ગૌરવર્ણની હોવા છતાં ત્હેમના કોઇનામાં પણ આવું મોહક સૌન્દર્ય નથી. ખરેખર આતો કોઇ સાક્ષાત અપ્સરા જ હોય એમ જણાય છે. ત્હેનો ગોળ તેજસ્વિ ચ્હેરો, લાંબા કૃષ્ણ કેશ, સુકોમળ બાહુ, ઉન્નત અને ભરાવદાર છાતી, આ સર્વ મનુષ્યને શું મોહ ઉપજાવવાને ઓછા છે? ખરેખર આવી રમણી સાથે વાતચિત કરવાનો પણ પ્રસંગ પ્રાપ્ત થાય તો તે મહાન ભાગ્ય જ ગણાય ! વિરેન્દ્રસિંહ ! તું ભાગ્યશાળી છે ! ”

આ સમયે એક પુરૂષે વિરેન્દ્રસિંહ ઉભો હતો તે ઓરડામાં પ્રવેશ કર્યો. વિરેન્દ્રસિંહે ત્હેને જોતાં જ કહ્યું: " કાણિયા ! કેટલા કુતરા તૈયાર છે ? "

આવનાર માણસ એક આંખે કાંણો હોવાથી વિરેન્દ્રસિંહ ત્હેને કાણિયો કહીને જ બોલાવતો હતો.

" બે. " કાણિયાએ જવાબ આપ્યો.

" એકને લઇ આવ ! બ્હારના બારણા બંધ કર્યા છે ને ? "

" આપ આવ્યા તેથી ખુલ્લાં હતાં પરંતુ હું બંધ કરતો આવ્યો છું. "

" ઠીક કુતરાને લાવ ! "

કાણિયાએ લાકડાનો એક સળગતો કટકો લઇને ઓરડાનું બારણું ઉઘાડ્યું. રામચન્દ્ર આ સર્વ જોતો હતો. બારણું ઉઘડતાં જ રામચન્દ્રે જોયું કે ઓરડામાં ઘણા કુતરાઓને રાખવામાં આવ્યા છે પરંતુ આગળના ભાગમાં જે બે કુતરાઓ હતા તે અતિ ઉન્મત્ત થઇ ગયા હોય એમ જણાતું હતું. કાણિયો આ બે માંહેના એક કુતરાને છોડી ઓરડામાં લાવ્યો અને પેલા ઓરડાનું બારણું બંધ કર્યું.

કુતરાને ગળે લોઢાની સાંકળ બાંધેલી હતી. કાણિયાએ કુતરાની આ સાંકળનો એક છેડો પોતાના હસ્તમાં રાખ્યો હતો. કુતરો એટલો બધો ઉન્મત્ત થઇ ગયો હતો કે કાણિયાને ત્હેને કાબુમાં રાખવાનું ભારે થઇ પડયું. બીજા નોકરે તુરત જ કુતરાના પાછલા પગમાં એક લાંબો ચિપિયો ભરાવી દીધો, અને એક ચિપિયો તેની કેડમાં પણ ભરાવ્યો. આ ચિપિયાના છેડાના અન્દરના ગાળામાં બારિક ખિલીયો જેવું કાંઇક નાખેલ હોવાથી કુતરાને જેવા ચિપિયા

નાખવામાં આવ્યા કે તુરતજ તે વેદનાથી બૂમો મારવા લાગ્યો. કુતરાની દયા ન ખાતાં પેલાએ તુરત જ આ ચિપિયાના છેડા પકડી કુતરાના દેહને ઉચકી લીધો અને ઓરડાના મધ્ય ભાગમાં જે દોરી લટકતી હતી તે દોરીનો ફાંસો કરી કુતરાની કેડમાં ભરાવી દીધો. આથી કુતરો ઉંધે મસ્તક લટકી રહ્યો. વિરેન્દ્રસિંહને કે રમણીને આ દ્રષ્યથી કાંઇ પણ લાગણી થઇ હોય એમ ત્હેમના ચ્હેરા ઉપરથી જણાતું નહોતું. તેઓ તો તે તરફ એકી ટસે જોઇ રહ્યાં હતાં. કુતરાની જીભ આ મહાન વ્યાધિથી બ્હાર નિકળી પડી અને મુખમાંથી લાળ નીચે પડવા લાગી. તુરત જ પેલી રમણીએ ત્યાં એક પાત્ર પડયું હતું તે ઉપાડીને જ્યાં લાળ પડતી હતી ત્યાં મૂકી દીધું. લાળ હવે પાત્રમાં પડવા લાગી.

રામચન્દ્ર તો આ દ્રષ્ય જોઇને ધ્રુજવા લાગ્યો. ત્હેના શરીરમાં કંપારી છુટી. આ સમયે ત્હેને એમ પણ થયું કે અહીં હું ન આવ્યો હત તો વિશેષ સારૂં હતું. પરંતુ આ સમયે કાંઇક કાર્યવશાત્ કાણિયાએ રામચન્દ્ર જે ઓરડામાં ઉભો હતો તે ઓરડામાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાં જ ત્હેની દ્રષ્ટિ રામચન્દ્ર ઉપર પડી. દ્રષ્ટિ પડતાં ત્હેણે રામચન્દ્ર ઉપર વ્યાઘ્રની માફક ફલાંગ ભરી ત્હેની ગરદન પકડી. ગરદન પકડતાં જ રામચન્દ્રને ઢસડીને કાણિયાએ બ્હાર કાઢયો. બ્હાર કાઢતાં જ રમણીની નજર રામચન્દ્ર ઉપર પડી. રામચન્દ્રની ઉપર નજર પડતાં જ રમણી ચમકી ગઇ. ત્હેનો ચ્હેરો લાલ ચોળ થઇ ગયો. ત્હેણે એકદમ હુકમ કર્યો: " એ કાફરને અહીં ઢસડી લાવો ! "

રામચન્દ્ર પોતાની ગુપ્તક્રિયા છાની રીતે આ મકાનમાં પ્રવેશ કરીને જોઇ ગયો એજ જાણીને રમણી વિશેષ ગુસ્સે થઇ હતી. વિરેન્દ્રસિંહ તો વિસ્મિત નયને રામચન્દ્રના સામું જોઇ રહ્યો.

રમણીની આજ્ઞા થતાં જ બીજો નોકર પણ રામચન્દ્રની પાસે ગયો અને ત્હેના પગ ઝાલી ઢસડીને તે ઓરડામાં લાવ્યો રામચન્દ્રના તો હોશ જ ઉડી ગયા હતા. કાળિયાએ રામચન્દ્રને પદપ્રહારથી વધાવવા માંડયો. બીજા નોકરે પાસે એક વાંસડાનો કટકો પડયો હતો તે લઇને રામચન્દ્રનો વાંસો હલકો કરવા માંડયો. રામચન્દ્રને તો કયાંઇ પણ ફરિયાદ કરવા જવું રહ્યું નહોતું, તે મુંગે મ્હોડે માર સહન કરવા લાગ્યો. પરંતુ વિરેન્દ્રસિંહે તે વખતે રામચન્દ્રને છોડી દેવાનો અને મકાન બ્હાર કાઢી મૂકવાનો હુકમ કર્યો. તુરત જ કાળિયો રામચન્દ્રનો હસ્ત ઝાલી ત્હેને મકાન બ્હાર મૂકી આવ્યો.

જે યુવતિ ત્યાં હતી ત્હેનું નામ તામસી હતું. તામસી રામચન્દ્રને મુક્ત કરવાથી ગુસ્સે થઇ અને ત્હેણે ગુસ્સામાં જ વિરેન્દ્રસિંહને કહ્યું: "આ લુચ્ચાને શા માટે છોડી મૂકયો ?"

વિરેન્દ્રસિંહે સ્મિત હાસ્ય કરીને કહ્યું: "એ માણસને હજી તું ઓળખી શકી નથી. તે ઘણો જ સાહસિક અને ચાલાક છે. રાત્રિના વખતે આ પર્વતોમાં—આ અન્ધકારમાં વિના કાર્યે—ફક્ત એક કૌતુકની ખાતર જે અપરિચિત મકાનમાં પ્રવેશ કરી શકયો છે ત્હેના દ્વારા આપણે ઘણા કાર્યો કરી શકીશું."

"પરંતુ તે આપણી આ ગુપ્ત વાત કોઇને કહેશે તો ?"

" તે કહેવાનો સમય આવે તે પ્હેલાં તો આપણે ત્હેને યમદ્વારે પહોંચાડી દેશું !"

" એટલે, ત્હમારૂં કહેવું શું છે ?"

" સરદારનો ઉદ્ધાર કરવામાં આ માણસ ઘણોજ ઉપયોગી થઇ પડશે. વળી આ કાર્ય કરવા બદલ મ્હેં ત્હેને મ્હોટી મ્હોટી આશા આપી છે. એટલે હું ધારૂં છું કે તે કદી પણ આ કાર્યની વાત કોઇને કહેશે નહિ. આપણું કાર્ય સમાપ્ત થતાં ત્હેને મારી નાખવો એ કાંઇ મુશ્કેલ નથી."

" પરંતુ તે કેવી રીતે ઉપયોગી થઇ શકશે તે જ હું સમજી શકતી નથી." તામસીએ શંકા બતાવી.

" તું એટલું તો કબુલ કરીશ કે આપણો દુશ્મન પરદેશી લોકો ઉપર અત્યંત વિશ્વાસ રાખે છે. રામચન્દ્ર પરદેશી હોવાથી દુશ્મનને ત્યાં આપણે ત્હેને નોકર રખાવી શકીશું અને પછી યુક્તિ કરી ત્હેના જ દ્વારા આપણે સહેલાઇથી સરદારને વિષ મોકલી શકીશું. સરદાર વિષનો શી રીતે ઉપયોગ કરવો તે સારી રીતે જાણે છે. અને તેથી તેઓ આપણા મોકલેલ વિષનો પ્રયોગ કરી તુરત જ મુક્તિ મેળવી શકશે એ નિઃસંદેહ છે."

" વિચાર તો ઉત્તમ છે. કેવું વિષ મોકલશો ?"

" અત્યારે જે વિષ તૈયાર કરીયે છીએ એ જ મોકલશું. આ વિષથી મનુષ્યનું મૃત્યુ એકાદ બે ક્ષણમાં જ થઇ શકે છે. બે ચાર માસ પછી મૃત્યુ થાય એવું વિષ મોકલવાથી આ કાર્યમાં સફળતા મળી શકે એમ નથી."

" ઠીક." તામસીએ કાંઇક હર્ષિત હૃદયે કહ્યું.

આ સમય દરમ્યાન તો કુતરાના પ્રાણ ચાલ્યાં ગયાં હતાં. કાણિયો કુતરાના મૃતદેહને નીચે ઉતારી અન્ય ઓરડામાં લઇ ગયો. તામસીએ તુરત જ કુતરાની લાળ જે પાત્રમાં પડી હતી તે ધીમેથી ઉપાડી લીધું. આ પછી વિરેન્દ્રસિંહ અને તામસી એ મકાનનો ત્યાગ કરી ચાલ્યાં ગયાં. કાણિયાએ મકાનના દ્વાર બંધ કરી દીધાં.

---

## પ્રકરણ ૪ થું.

### તામસી.

રામચન્દ્ર તો સીધો તે મકાનમાંથી નિકળી પોતાની કોટડીએ આવ્યો ને કોટડીમાં પ્રવેશ કરી શય્યામાં પડ્યો પડ્યો વિચારવા લાગ્યો: "ઘણુંજ અયોગ્ય કાર્ય કર્યું છે. જેના અનુગ્રહથી આ સ્થાનમાં નિશ્ચિંત રહી શકું છું ત્હેનું ગુપ્ત કાર્ય જોવાની શા માટે મ્હને પ્રેરણા થઇ? શા માટે તેઓના ગુસ્સાનો ભોગ થવાનો પ્રસંગ ઉભો કર્યો? હવે તેઓ મ્હને શું કરશે? આ લોકો નિષ્ઠુર તો એટલા બધા છે કે મ્હારી હત્યા કરતાં તેઓને દયાનો અંકુર ફુટે એમ નથી. નક્કી હવે મ્હારૂં મૃત્યુ જ આવી રહ્યું હોય એમ જણાય છે નહિતર વળી વિરેન્દ્રસિંહે મ્હને પ્રથમથી જ તેઓના કોઇ પણ ગુપ્ત કાર્ય જાણવાની આકાંક્ષા ન રાખવાનું કહેલ હોવા છતાં હું ત્હેમની પાછળ પાછળ શા માટે જાઉં?"

રામચન્દ્ર મૃત્યુ ભયથી ધ્રુજવા લાગ્યો. તે થોડો વખત શાન્ત પડ્યો રહ્યો. વળી વિચારવા લાગ્યો: "આ અસભ્ય જાતિમાં–નિષ્ઠુર હૃદયના મનુષ્યોમાં કાયમ રહેવું ત્હેના કરતાં મૃત્યુ ઉત્તમ જ છે.

અહીં રહેવાથી જીવનનો કાંઇ પણ ઉદ્દેશ સાધી શકાય એમ નથી. જીંદગી વ્યર્થ જ ચાલી જવાની !"

"અરે ! પણ તેઓએ જ્યારે કુતરાને ઉંધે મસ્તક લટકાવ્યો ત્યારની કુતરાની બૂમો તો હજી મ્હારા કર્ણમાં સંભળાય છે. તે કદી પણ હું વિસરી શકવાનો નથી. તેઓ કુતરાની લાળ એકઠી કરી શું ઉપયોગમાં લેતા હશે ? ગમે તેમ હોય પણ તેઓનો ઉદ્દેશ તો નીચ જ હોવો જોઇએ. વિરેન્દ્રસિંહને હું આટલો વખત દયાવાન પુરૂષ તરીકે માનની નજરથી જોતો હતો પરંતુ તે પણ આ નીચ કાર્યમાં તો સાથે જ હતો. અહીં રહેતા અન્ય મનુષ્યો પોતાના નીચ કાર્યને ગુપ્ત રાખતા નથી જ્યારે વિરેન્દ્રસિંહ પોતાના કાર્યને ગુપ્ત રાખે છે એટલા પુરતી જ ત્હેનામાં ભિન્નતા છે. હૃદય તો સર્વના સરખા જ હોય એમ જણાય છે."

"જે રમણીને મ્હેં ત્યાં જોઇ ત્હેને અત્યાર સૂધીમાં કદી પણ જોઇ નહોતી. મ્હને અહીં આવ્યા લગભગ એક માસ વ્યતિત થઇ ગયેલ છે છતાં આ રમણી તો કદી પણ મ્હારી નજરે પડી નથી. ત્યારે શું તે અહીં નહિ રહેતી હોય ? આ રમણીના જેવી સૌન્દર્યશાળી રમણી મ્હેં કદી પણ જોઇ નથી. જેવું સુપુષ્ટ અંગ તેવીજ વર્ણની ઉજ્વલતા ! જેમ ભાદ્ર માસની સરિતાની ઉન્મત્ત જલરાશીની માફક યૌવનતરંગથી દેહ હચમચી રહેલ છે તેમ અશાડ માસના નવીન મેઘની માફક કૃષ્ણ–કેશરાશી શોભા આપી રહેલ છે. મુખનું સૌન્દર્ય તો અતુલનિય છે. પરંતુ શું રમણી આ પાપ કાર્યમાં આનન્દથી ભાગ લેતી હશે ? જો એમ જ હોય તો તો પછી આ સૌન્દર્યરાશીમાં દિવાસળી મૂકવી જોઇએ."

"પરંતુ મ્હારે હવે શું કરવું ? મ્હેં તેઓનું ગુપ્ત કાર્ય જોવાથી તેઓ મ્હારા ઉપર અત્યંત ગુસ્સે થયા છે એ તો નિઃસન્દેહ છે. નહિતર મ્હને મારવાને માટે તેઓ કદી પણ તૈયાર થાત નહિ. ત્યાંથી તો વિરેન્દ્રસિંહની જ કૃપાથી છુટવા પામ્યો છું પરંતુ હવે તે મ્હને શિક્ષા કર્યા સિવાય રહેશે નહિ. મ્હે ત્હેને આપેલ વચનનો ભંગ કર્યો છે. આથી હમણા નહિ તો ભવિષ્યમાં પણ તેઓ મ્હારો નાશ કર્યા સિવાય રહેશે નહિ માટે અહીંથી અત્યારે જ ન્હાસી જવું એ વધારે ઉત્તમ છે."

**રામચન્દ્ર** પલાયન કરવાનો નિશ્ચય કરી શય્યામાંથી ઉભો થયો અને પોતાના બે પાંચ કપડા હતા તે બાંધવા લાગ્યો. પરંતુ બરોબર આજ સમયે **વિરેન્દ્રસિંહ** અને **તામસી** ત્હેની કોટડીના દ્વારમાં આવીને ઉભાં રહ્યાં. **રામચન્દ્ર** તો ત્હેમને જોઇને ચમકી ગયો. તે ભયથી કંપવા લાગ્યો.

**વિરેન્દ્રસિંહે** કહ્યું: "**રામચન્દ્ર**! ત્હમે આ કોટડીનો ત્યાગ કરી બ્હાર શા માટે નિકળ્યાં હતાં ?"

**રામચન્દ્રે** કાંઇ પણ ન છૂપાવતાં સત્ય વાત કહી. તે બોલ્યો: "ત્હમે બ્હાર વાત કરતાં હતાં તે મ્હારા સાંભળવામાં આવી અને આથી ત્હમારા ઉપર મ્હને કાંઇક શંકા આવવાથી હું ત્હમારી પાછળ પાછળ આવ્યો."

"એ ગુપ્તવાસમાં પ્રવેશ કરતાં ત્હમને ભય ન લાગ્યો ?"

"ના."

"કેમ ?"

"મ્હને બિલકુલ ભય લાગતો જ નથી."

" કારણ ? "

" મ્હારા જીવનમાં કાંઇ પણ જાતનો ઉદ્દેશ રહ્યો નથી. વળી જીવન અને મરણની વચ્ચે હું ઝોલા ખાતો હોવાથી ભય મ્હારી પાસે આવે જ કયાંથી ! "

" ત્હમે શું જીવન બચાવવા ઇચ્છતા નથી ? "

" આ પ્રમાણે અન્યના આવાસમાં રહી ગુલામગીરીમાં જીવન વ્યતિત કરવું ત્હેના કરતાં તો મરણ જ ઉત્તમ છે. "

" પરંતુ હવે થોડા વખતમાં જ ત્હમારૂં જીવન બદલાઇ જશે, ત્હમે અત્યંત સુખનો ઉપભોગ કરી શકશો. "

" શી રીતે ? "

" અમે આવતી કાલે જ અમારા સરદારને મુક્ત કરવા અહીંથી ઉપડી જવાના છીએ. "

" પરંતુ તેથી મ્હારે શું ? "

" ત્હમારે અમારી સાથે જ આવવાનું છે. "

" હું ત્યાં આવીને શું કરી શકીશ ? "

" જેણે અમારા સરદારને બન્દી કરેલ છે તે અમારા જ દેશનો માણસ છે. અત્યારે ત્યાં ઘણા માણસો વિદ્રોહી થયા છે અને તેથી જ અમારા દેશી માણસને તે નોકર તરીકે રાખતો નથી. પરંતુ ત્હમે તો પરદેશી છો. પરદેશીને નોકર રાખવાની ત્હેની ઘણી જ ઇચ્છા છે અને તેથી ત્હમે ત્યાં નોકરી મેળવી શકશો. નોકરી મેળવ્યા બાદ કારાગૃહના રક્ષકની સાથે મિત્રાચારી કરી જે વસ્તુ અમે ત્હમને આપીયે તે વસ્તુ ત્હમારે સરદારને પહોંચાડવી. સરદાર એ વસ્તુ મળતાં મુક્તિ મેળવી શકશે. "

" સરદાર મુક્તિ મેળવે તેથી હું ઘણો જ ખુશી થઇશ પરંતુ જે વસ્તુ ત્હમે આપો તે જલદી હું ત્હેને પહોંચડાવી ન શકું તો ? કવચિત એવા સંજોગો આવી જાય કે તુરતમાં આ કાર્ય બનવું અસમ્ભવિત થઇ પડે તો ? "

" જ્યાં સુધી આ કાર્ય પૂર્ણ ન થાય ત્યાં સુધી ત્હમારે ત્યાં જ રહેવું. પરંતુ ત્હમે જો આ કાર્યમાં સફળતા મેળવશો તો ત્હમારું અવશેષ જીવન ત્હમે અનેક વિલાસમાં ગાળી શકશો. "

" શી રીતે ? "

" મ્હારી સન્મુખ આ જે પરમ સૌન્દર્યવતી યુવતિ ઉભી છે તે ત્હમારી પત્ની થશે. "

રામચન્દ્રે યુવતિના ચ્હેરા સામું જોયું. યુવતિએ સ્મિત હાસ્ય કરી સ્હેજ લજ્જાથી વક્ર દ્રષ્ટિ કરી એક કટાક્ષ ફેંક્યું. સૌન્દર્યના ઉપાસક રામચન્દ્રના હૃદયમાં તે આબાદ પેસી ગયું.

રામચન્દ્રે વિરેન્દ્રસિંહના તરફ નજર કરી કહ્યું: " હું તો દરિદ્ર છું–પરદેશી છું. હું કેવી રીતે ત્હેનું હૃદય આનન્દિત કરી શકવાનો હતો–કેવી રીતે ત્હેને સુખ આપી શકવાનો હતો. "

આ સાંભળી યુવતિના ઓષ્ટો સ્હેજ સ્મિતથી ફરકયા. વિરેન્દ્રસિંહે કહ્યું: " ત્હમે આ યુવતિને ઓળખો છો ? "

" ના. "

" એ અમારા સરદારની પુત્રી છે. ત્હેનું નામ તામસી છે. તામસીમાં ત્હમે જેવું બાહ્ય અપૂર્ણ સૌન્દર્ય જુઓ છો તેવુંજ બલ્કે તેથી પણ વિશેષ સૌન્દર્ય ત્હેના અન્તરમાં છે. સંગિત–વિદ્યા, કળા–વિદ્યા અને છેવટ ધર્મ શાસ્ત્રની આલોચનામાં તે અમારા સર્વ ક-

રતાં ચડી જાય તેવી છે. તે હજી સુધી કુમારિકાજ છે—ત્હમને જોઇને ત્હમારી સહધર્મિણી થવાની ત્હેની મહદેચ્છા થઇ છે. "

" તો તો મ્હારૂં સૌભાગ્યજ ! પરંતુ એ આ કંગાળના પ્રણયની ઇચ્છા શા માટે કરે ? "

" ત્હેના પિતાને આ એક જ પુત્રી છે. તે વિપુલ સંપત્તિની અધિકારિણી છે. ત્હેને અર્થની કાંઇ લાલસા નથી. ત્હમે કંગાળ હો કે ન હો એ બન્ને ત્હેને તો સરખું જ છે. ત્હમારા જીવનમાં તો આ લગ્નથી મહાન ફેરફાર થઇ જશે. સરદારના જામાત્રા તરીકે સર્વ ત્હમારી તરફ માન દ્રષ્ટિથી જોશે અને ભવિષ્યમાં સરદારના મૃત્યુ પછી ત્હમે જ સરદાર થઇ શકશો. "

" હું વિદેશી છું—ત્હમારા દેશના માણસો પાસે તો હું અકુલીન છું. આ અવસ્થામાં સરદાર પોતાની પુત્રીના મ્હારી સાથે લગ્ન કરવાની સંમતિ શી રીતે આપશે ? "

" અમારા દેશમાં તો કન્યાની ઇચ્છા મુજબ લગ્ન થઇ શકે છે. અમારે જાતિ ભેદ છે જ નહિ—એ સર્વ ત્હમારે ત્યાં. ત્હમે બ્રાહ્મણ છો—બ્રાહ્મણ ઉચ્ચ જાતિ ગણાય છે એ હું સારી રીતે જાણું છું. ત્હમારે અંગત તો આ લગ્ન કરવામાં કાંઇ વાંધો નથી ને ? "

" મ્હારે તો કાંઇ વાંધો છે જ નહિ ! "

" ત્હમે બ્રાહ્મણ છો એટલે અમારી પુત્રીનું પાણી ગ્રહણ કરવાથી ત્હમારી જાતિ ચાલી જશે. "

" જે સમાજ ચ્યુત્—દેશ ચ્યુત્—બાન્ધવ ચ્યુત્ છે ત્હેને વળી જાતિ રાખીને શું કામ છે ? "

" ત્યારે થયું ! ત્હમારે કોઇ પણ જાતની અમારા તરફથી તો ચિન્તા રાખવી નહિ. "

" મ્હારે એક વાત પૂછવી છે !"

" ભલે, ખુશીથી પૂછો."

" જે મકાનમાં હું ત્હમારી પાછળ પાછળ આવ્યો હતો તે મકાન કોનું છે ?"

" અમારૂં છે."

" ત્હેનું નામ ગુપ્તગૃહ કેમ રાખવામાં આવ્યું છે ?"

" નામ આપવામાં કોઇ પણ જાતનો ઉદ્દેશ છે જ નહિ."

" વારૂ, તે મકાને શું ઉપયોગમાં લેવાય છે?"

" ત્યાં અમારા દેવની આજ્ઞાનુસાર જપ વિગેરે કરવામાં આવે છે."

" મ્હેં તો તદ્દન વિપરિત જ જોયું."

" શું ?"

" એક કુતરાને ઉંધે મસ્તક લટકાવી ત્હેના મ્હોંમાંથી પડતી લાળ સંગ્રહ કરવાનું !"

" દેવની આજ્ઞાથી જ આ પ્રમાણે કુતરાનું બળિદાન દેવાય છે. વળી ત્હેના મુખની લાળ સંગ્રહી રાખવાથી દરેક કાર્ય સિદ્ધ થઇ શકે છે. અમારા શાસ્ત્રનો આવો આદેશ છે."

" આ પ્રમાણે હોય તો તો તે ભૂલજ કહેવાય !"

" ત્હમારા દેશમાં પણ દેવીને બકરાંઓનું બળિદાન આપી અમુક કાર્ય કરાવવાની પ્રથા છે."

" તેમ છે. પરંતુ આ પ્રમાણે પ્રાણીને દુઃખી કરી મૃત્યુ શરણ કરવામાં આવતું નથી."

"જેવો દેશનો રિવાજ!" વિરેન્દ્રસિંહે વાત ટુંકી કરવા માંડી.

"પરંતુ–"

વિરેન્દ્રસિંહે વચ્ચે જ કહ્યું: "ગમે તેમ હોય! અત્યારે શાસ્ત્રની વાતો કરી નાહક વખત ગુમાવવો ઉચિત નથી. અત્યારે ત્હમે ત્હમારા દેશમાં જઇ શકો એમ નથી–ભવિષ્યમાં પણ ત્હમે ત્યાં જઇ શકો એમ નથી તો પછી આવી અપરૂપ સુન્દરીને ગ્રહણ કરી સરદારના જામાત્રા થવાની અને અતુલ સંપત્તિના અધિકારી થઇ ભવિષ્યમાં અમારા સરદાર થવાની શું ત્હમારી ઇચ્છા નથી?"

"ત્હમે મ્હારા ઉપર પ્રથમથી જ ઉપકાર કરતાં આવ્યા છો. હું તો આને મ્હારા ભાગ્યના ઉદયનું જ કારણ માનું છું તો પછી સંમતી ન આપું એ બને જ કેમ?"

"ઠીક, જ્યાં સરદાર બન્દી છે ત્યાં જવા આવતી કાલે સવારે નિકળવું છે માટે ત્હમે તૈયાર થઇ રહેજો."

"ત્હમારી આજ્ઞા મુજબ હું તૈયાર રહીશ."

"ભલે, હવે અમે જઇએ છીએ." એટલું કહી વિરેન્દ્રસિંહ કોટડીની બ્હાર નિકળ્યો. તામસી ત્હેની સાથે જ બ્હાર નિકળી પરંતુ બ્હાર નિકળતાં નિકળતાં ત્હેણે રામચન્દ્રને મુગ્ધ કરવા સ્મિત હાસ્ય કરી અન્ય એક નયન કટાક્ષ ફેંક્યું. રામચન્દ્ર તો તામસીના સૌન્દર્યથી અંજાઇ ગયો હતો. ત્હેમાં વળી આ કટાક્ષે ત્હેના હૃદયને હચમચાવી મૂક્યું–ત્હેના મગજને ભ્રમિત કરી નાખ્યું. તામસીના સૌન્દર્યે જો કે રામચન્દ્રના હૃદયમાં પ્રવેશ કર્યો છતાં પણ યોગમાયાના સૌન્દર્યની માફક તે પ્રાણના પડને ભેદી અન્દર પ્રવેશ કરી શક્યું નહિ.

રામચન્દ્ર ઉભો થઇને કોટડી બ્હાર નિકળ્યો તે વખતે આકાશમાં ચન્દ્ર પોતાના શાન્ત કિરણો ફેંકતો હતો. ત્હેના આ શાન્ત કિરણથી રામચન્દ્ર કાંઇક શાન્તિ અનુભવવા લાગ્યો. રાત્રિ વિશેષ વિતી ગયેલ હોવાથી સર્વત્ર શાન્તિ જ હતી. ફક્ત ક્વચિત પક્ષિઓનો અથવા તો હિંસક પ્રાણીઓનો અવાજ આવતો હતો. રામચન્દ્ર ઘણો સમય ત્યાં ઉભો રહ્યો. કેટલાય વિચારો ત્હેના મગજમાંથી ચાલ્યાં ગયાં. છેવટ તે એવા નિશ્ચય ઉપર આવ્યો કે તામસી પવિત્ર છે–વિરેન્દ્રસિંહ પવિત્ર છે. તેઓ ફક્ત સરદારનો ઉદ્ધાર કરવાને જ દેવની ક્રિયા કરતાં હતાં. તેઓની અન્ય કાંઇ પણ દુષ્ટ વાસના નહોતી.

આ નિશ્ચય ઉપર આવતાં જ રામચન્દ્રનું મન શાન્ત થયું. ત્હેનામાં ઉત્સાહ આવ્યો. તે વિચારવા લાગ્યો; "તામસી સૌંદર્યમાં તો ખરેખર અપ્સરાને પણ ટક્કર મારે તેવી છે. વળી ત્હેના પિતા પાસે અગાધ સંપત્તિ છે. આવો સુયોગ જવા ન દેવો. આ બન્નેને હસ્તમાં લઇ અવશેષ જીવન આનન્દમાં ગાળવું પરંતુ યોગમાયાની સ્મૃતિ તો હૃદયમાંથી ખસતીજ નથી." રામચન્દ્ર કોટડીમાં જઇ પથારીમાં પડયો અને થોડા વખતમાં નિદ્રાધીન થઇ ગયો.

બીજે દિવસે સવારમાં વિરેન્દ્રસિંહ રામચન્દ્રને તેડવા આવ્યો. રામચન્દ્ર તૈયાર જ હતો. તે જ વખતે વિરેન્દ્રસિંહ, તામસી, રામચન્દ્ર અને કેટલાક માણસો આસામ તરફ રવાના થઇ ગયા. સાથે અન્ય ત્રણ યુવતિઓ પણ હતી.

રસ્તામાં તેઓને ત્રણ દિવસ વ્યતિત થઇ ગયા. આ ત્રણ દિવસ દરમ્યાન રામચન્દ્રને મુગ્ધ કરવાને તામસી અનેક પ્રકારના ચાળા કરતી હતી. સૌન્દર્ય મુગ્ધ રામચન્દ્ર સુન્દરીની મોહજાળમાં સપડાતો જતો હતો.

# પ્રકરણ ૫ મું.

## ભયંકર વિષ.

બ્રહ્મદેશની અને આસામની સરહદ ઉપર આવેલ પીનાઇ નામનો પ્રાંત પૂર્વે અતિ મનોહર હતો. આ પીનાઇ પ્રાંત બ્રહ્મ દેશના રાજાના તાબામાં હતો. ત્યાં વેપાર રોજગાર સારો ચાલતો હોવાથી રાજાએ ખાસ એક સરદારને નિમ્યો હતો. આ સરદાર જ વસ્તુતઃ પીનાઇ પ્રાંતનો રાજા ગણાતો હતો કારણ કે તે સમયે અત્યારની માફક રાજ્યનીતિ નહોતી. તે વખતે તો સરદાર જે કાંઇ કહે તેજ કાયદો ગણાતો હતો. મતલબ કે કાયદો મોઢાનો જ હતો. આથી ઘણા સરદારો પોતાની સત્તાનો ગેરઉપયોગ પણ કરતાં હતાં પરંતુ રાજાને કાને આ વાત જતાં રાજા સરદાર વિરૂદ્ધ યોગ્ય પગલાં લેતો હતો.

અત્યારે જે પીનાઇ પ્રાંતનો સરદાર હતો હ્મેના પૂર્વે કાળસિંહ નામનો સરદાર હતો. પરંતુ તે ઘણોજ અત્યાચારી અને નિષ્ઠુર હોવાથી પ્રજા કંટાળી ગઇ હતી. વળી કેટલાક અમલદારો પણ હ્મેને ધિઃક્કારતા હતા. કાળસિંહનો પુત્ર અને કન્યા તો હ્મેને પણ ટક્કર મારે એવા હતા. આર્થિક લોભથી લલચાઇને આ બન્ને ભાઇ બ્હેન પ્રજા ઉપર જુલમ ગુજારવામાં કદી પણ પાછું વાળીને જોતા નહિ. તેઓ ધનાઢય મનુષ્યો પાસેથી બળાત્કાર કરી ધન ઉપાડી જતાં. વળી પહાડી કુતરાઓને પાળી યોગ્ય વખત આવતાં હ્મેને મારી તેઓ હ્મેની લાળ એકઠી . આ લાળની સાથે એક વૃક્ષના દુધનું મિશ્રણ કરી તેઓ એવી જાતનું ભયાનક ઝેર બનાવતા હતા કે મનુષ્યના ખાવામાં તે ઝેર આવતાં જ

એકાદ બે પ્રહરમાં તે નિર્દોષ મનુષ્ય મૃત્યુ શરણ થઇ જતો હતો. આ વિષનો પ્રયોગ બન્ને ભાઇ બ્હેન અમલદારો ઉપર કરતાં. આ સિવાય તેઓ કુતરાની લાળમાંથી જ એવું પણ વિષ બનાવતા કે જેના સ્પર્ષ માત્રથી મનુષ્યના પ્રાણ એકાદ બે ક્ષણમાં જ ચાલ્યાં જતાં હતાં.

છેવટ તેઓનો અત્યાચાર એટલો બધો વધી ગયો કે પ્રજા ત્રાહ ત્રાહ પોકારવા લાગી. આનું પરિણામ એ આવ્યું કે પ્રજા-વર્ગમાંથી જ એક મંડળ ઉભું થયું અને તે મંડળે બ્રહ્મદેશમાં જઇને રાજાને કાળસિંહના જુલમથી જ્ઞાત કર્યો. રાજાએ આ જુ-લમની વાત સાંભળીને આ મંડળમાંના જ માનસિંહ નામના મનુષ્યને સરદાર નિમ્યો અને એવો હુકમ ફરમાવ્યો કે કાળસિંહને ત્હેના કુટુમ્બ સહિત કારાગૃહમાં નાખવો. આ હુકમનો અમલ થતાં વિલમ્બ ન થયો. કાળસિંહના માણસોને આ બાબતના ખબર મળતાં જ તેઓએ ન્હાસી જઇને પર્વતનો આશ્રય લીધો. આ માણસોની સાથે કાળસિંહની કન્યા ન્હાસી ગઇ. આ કન્યા એ જ તામસી હતી. કાળસિંહ અને ત્હેનો પુત્ર ન્હાસી શકયા નહિ. તેઓ માનસિંહના માણસોના હસ્તમાં પકડાઇ ગયા. કાળસિંહ તો વિશેષ ગડબડ ન કરતાં તાબે થઇ ગયો પરંતુ ત્હેના પુત્રમાં યૌવનાવસ્થાનું રકત વહેતું હોવાથી ત્હેણે તાબે થવાને ના કહી. આનુ પરિણામ એ આવ્યું કે ત્હેને પોતાના પ્રાણની આહુતિ આપવી પડી. કાળ-સિંહને પકડીને તુરતજ કારાગૃહમાં નાખવામાં આવ્યો.

કાળસિંહના માણસો જો કે પર્વતની એક હારની બાજુએ નિવાસસ્થાન કરીને રહ્યાં હતાં પરંતુ તેઓ ત્યાં શાન્તતાથી રહેતા નહોતા. તેઓ કવચિત કવચિત પીનાઇમાં આવીને પોતાનો

ભાવ ભજવી જતાં હતાં. મતલબ કે પોતાનો ત્રાસ હજી પણ તેઓએ ત્યાં જારી જ રાખ્યો હતો. તેઓનો મુખ્ય ઉદ્દેશ ગમે તે પ્રકારે સરદારનો ઉધ્ધાર કરવાનો હતો પરંતુ પીનાઇમાં આવતાં સરદારના ઉધ્ધારનો રસ્તો ન મળતાં તેઓ અનેક મનુષ્યને વિષ પ્રયોગથી મૃત્યુને શરણ કરી ચાલ્યાં જતાં હતાં. માનસિંહે આ કાર્યને અટકાવવા ખાસ માણસો રોકયાં હતાં પરંતુ કાળસિંહના માણસો વેશનું એવું પરિવર્તન કરીને આવતા હતા કે તેઓ કદી પણ સપડાતાં નહિ. એકાદ બે માણસો માનસિંહના નોકરોના હસ્તમાં સપડાઇ ગયા હતા પરંતુ તેઓએ પોતાના પ્રાણના જોખમે પણ કાંઇ ગુપ્ત વાત જાહેર કરી નહોતી.

તામસીના દેહમાં અગાધ સૌન્દર્ય હતું. આ સૌન્દર્યથી ઘણા મનુષ્યો મુગ્ધ થઇ ત્હેના તરફ ખેંચાયાં હતાં પરંતુ જગતમાં એવું એક પણ નીચ કાર્ય નહોતું કે જે તામસીના નિષ્ઠુર હૃદયે કર્યું નહોય ! તામસી વ્યભિચાર કાર્ય કરતાં પણ કદી પાછો પગ ભરતી નહિ. તે ઇન્દ્રિયોની દાસી હતી–કામ, ક્રોધ,, લોભ, મોહ વિગેરે શત્રુઓ તામસીના હૃદયમાં સંપૂર્ણ રીતે વિરાજતા હતા. ત્હેને માટે જગતમાં એક પણ કાર્ય અસાધ્ય નહોતું. આવી નિષ્ઠુર, ઘાતકી, સ્વાર્થમાંજ રચીપચી રહેનારી અને અન્યના સુખનો–કવચિત જીંદગીનો નાશ કરવાના કાર્યમાંજ વખતનો વ્યય કરનારી તામસી જેવી અન્ય સ્ત્રી મળવી આ જગતમાં તો દુર્લભ જ હતું. વિરેન્દ્રસિંહ બોલવામાં સ્હેજ હુશિયાર હોવાથી અજાણ્યા મનુષ્યને ત્હેની ઘાતકી વૃત્તિનું એકદમ ભાન ન થતું પરંતુ તે પણ પિશાચ પ્રકૃતિનો જ પુરૂષ હતો. તેઓમાંના સર્વ નરહત્યા, ચોરી, કપટ,

વિશ્વાસઘાતકતા વિગેરે નીચ કાર્ય કરતાં અચકાતા નહિ. એક એક માણસ એક એક રાક્ષસનો જ અવતાર હતો.

પૂર્વે જણાવ્યું છે તેમ તામસી કાળસિંહની પુત્રી હતી અને તેથી તામસી અને વિરેન્દ્રસિંહ રામચન્દ્રને લઇને પીનાઇ આવતાં હતાં. પીનાઇમાં તેઓના ખાનગી માણસો રહેતા હોવાથી ઉતારાની ચિન્તા કરવા જેવું નહોતું. આ સંઘ થોડા દિવસમાં પીનાઇ પહોંચી ગયો અને પોતાના એક ખાસ વિશ્વાસુ માણસને ત્યાં ઉતારો કર્યો. તે દિવસે તો રસ્તાના પરિશ્રમને લીધે સર્વ ગૃહમાંજ કાંઇ પણ કાર્ય કર્યા સિવાય પડયાં રહ્યાં. બીજે દિવસે સવારે વિરેન્દ્રસિંહે રામચન્દ્રને બોલાવીને કહ્યું: " રામચન્દ્ર ! હવે ત્હમારે નોકરી મેળવવાની તજવીજ કરવાની છે. આજે અત્યારે જ ત્હમે માનસિંહના મ્હેલે જાવ ! મ્હેલ ગામના મધ્ય ભાગમાં છે. ત્હમારે આ નગરમાં તદ્દન મુંગાજ થઇ જવું. ત્હમે જન્મથી જ મુંગા છો તેવો ભાવ ત્હમારે ધારણ કરવો. મ્હેલ પાસે જઇને પણ હાથના ચાળાથી જ સિપાઇને જણાવવું કે હું નોકરી માટે આવ્યો છું. એક શબ્દ પણ બોલશો નહિ. વળી તેઓ કાંઇ બોલે તો પણ ત્હમે મુંગા જ છો એમ ધારી સાંભળ્યું જ નથી એવો ડોળ કરજો. મ્હને ખાત્રી છે કે ત્હમને પરદેશી જાણી સિપાઇ માનસિંહ પાસે લઇ જશે અને નોકરી પણ મળી જશે. પરંતુ ખબરદાર ! કોઇ પણ જાણવા ન પામે કે ત્હેમે વસ્તુતઃ મુંગા નથી પણ ડોળ કરો છો. માનસિંહ અતિ ચાલાક અને બુધ્ધિશાળી છે. ત્હેના સાથે બહુ જ સાવચેતીથી વર્તજો. જો આમાં જરા પણ ભૂલ થશે તો ત્હમારૂં મસ્તક ધૂળ ચાટતું થતા વિલમ્બ નહિ લાગે. "

"માનસિંહ ત્હમારી જ ભાષામાં વાતચિત કરે છે ને ?" રામચન્દ્રે પૂછ્યું.

"હા, પીનાઇ પ્રાંતમાં આજ ભાષા પ્રચલિત છે."

"માનસિંહ અહીંનો રાજા છે ?"

"ના. તે સરદાર છે. બ્રહ્મદેશના રાજા તરફથી અહીં એક સરદાર રહે છે. માનસિંહે કપટ કરી રાજાના કાન ભંભેરી પોતે જ સરદાર નિમાયો અને અમારા સરદારને કેદ કર્યા."

"આપના સરદારનું નામ શું ?"

"ત્હેમનું નામ કાળસિંહ !"

"ઠીક ત્યારે હું અત્યારે જ જાઉં છું."

"ભલે, પરંતુ આ એક પડીકું ત્હમારી સાથે લઇ જાવ. આ પડીકું ત્હમે અમારા સરદારને ગમે તે યુક્તિ કરી પહોંચડાવી દેજો. સરદાર આ પડીકું મળવાથી મુક્તિ મેળવી શકશે. પણ જો, જો, આ પડીકું અન્ય કોઇના હાથમાં ન જાય ! બહુ જ કાળજીથી ત્હેને સાંચવજો. ત્હમારે પણ સાવધાનતાથી કાર્ય કરવાની જરૂર છે. ત્હમારી બુધ્ધિ અને કૌશલ્ય ઉપર સરદારની મુક્તિ અને ત્હમારા ભાગ્યોદયનો આધાર રહેલો છે એ કદી પણ ભૂલતા ના !"

"એ માટે આપે કાંઇ પણ ચિન્તા રાખવી નહિ."

"ત્હમારા માટે કપડા તૈયાર છે. પ્હેરી લ્યો !"

રામચન્દ્રે તુરત જ કપડા પ્હેરવા માંડયા. કપડા ફાટેલા તેમ જ સ્હેજ ગંદા હતા. કપડા પ્હેરી રામચન્દ્ર ગૃહ બ્હાર નિકળ્યો. એકાદ બે ગલી વટાવીને તે મ્હેલ તરફ ચાલવા લાગ્યો.

રસ્તામાં જતાં જતાં રામચન્દ્ર વિચારવા લાગ્યો: " વિરેન્દ્રસિંહે આ પડીકામાં શું ભર્યું હશે ? દ્રવ્ય હોય એમ તો જણાતું નથી. તે હોય તો તો પડીકામાં કાંઇક વજન હોય પરંતુ આ પડીકું તો હલકું છે. વળી દબાવી જોતાં ત્હેમાં કઠણ પદાર્થ હોય એવું જણાતું નથી. ત્યારે આમાં શું હશે ? વિષ તો નહિ હોય ? નક્કી વિષ જ હશે. સરદારના હસ્તમાં આ પડીકું જતાંજ તે પ્હેરેગીરો ઉપર આ વિષનો પ્રયોગ કરશે અને ત્હેમને મૃત્યુ શરણ કરી પોતે ન્હાસી જશે. આ તો ભયાનક ! એક માણસને કારાગૃહમાંથી ફક્ત મુક્તિ મેળવવાની ખાતર કેટલાય પ્હેરેગીરોને મૃત્યુને શરણ થવું પડશે. અને તે કોનાથી ? મ્હારાથી જ ! જો હું આ પડીકું સરદારના હસ્તમાં જવા દઉં તોજ આ નીચ કાર્ય બની શકે. " આ વિચાર આવતાંજ રામચન્દ્રનું હૃદય કંપી ઉઠ્યું. તે થોડો વખત રસ્તા ઉપર ઉભો રહ્યો.

વળી તે આગળ ચાલ્યો અને બડબડયો: " ત્યારે હવે શું કરવું ? મ્હારી ઉન્નત્તિની ખાતર અન્ય મનુષ્યના પ્રાણ લેવા એતો નીચતા જ–ભયંકર નીચતા જ કહેવાય ! આ કાર્ય તો નજ કરવું ! પણ સરદારને મુક્ત કરવાનું મ્હેં વિરેન્દ્રસિંહને અને તામસીને વચન આપ્યું છે ત્હેનું કેમ ? વચન તો પાળવું જ પડશે ! વળી વચન નહિ પાળું તો આ નિષ્ઠુરો મ્હને છોડે એમ પણ ક્યાં છે ? સરદારને મુક્ત કરવાના અન્ય ઘણા ઉપાય છે. આ પ્રયોગ તો ન જ કરવો. અન્ય યુક્તિ પ્રયુક્તિ કરી સરદારને મુક્ત કરીશ. પણ આ પડીકામાં વિષ છે કે કેમ ત્હેની પ્રથમ ખાત્રી કરવી જોઇએ."

આ સમયે એક શ્વાન રસ્તા ઉપર પડેલ એક પાકેલું ફળ ખાતો હતો. અત્યારે આજુબાજુમાં પણ કોઇ નહોતું. રામચન્દ્રે

તુરતજ પડીકું ઉઘાડી ત્હેમાંથી થોડો ભાગ તે ફળ ઉપર નાખ્યો. શ્વાને એ ફળ ખાધું કે એકાદ ક્ષણુ થઇ નહિ હોય ત્યાં તો તે જમીન ઉપર પડી ગયો અને તેજ વખતે ત્હેના પ્રાણુ ચાલ્યા ગયા. રામચન્દ્રે આ સર્વ દૂર ઉભા ઉભા જોયું. ત્હેને ખાત્રી થઇ ગઇ કે પડીકામાં અન્ય કાંઇ નહિ પણુ વિષ જ છે.

રામચન્દ્રને વિષની ખાત્રી થતાંજ ત્હેણે પડીકાને તુરતજ જમીન ઉપર ફેંકી દીધું અને વાંકા વળી ધૂળની સાથે ત્હેને મેળવી દેવા લાગ્યો. આજ સમયે પાછળથી કોઇએ આવી રામચન્દ્રની ગરદન પકડી ગુસ્સાથી કહ્યું: " વિશ્વાસઘાતી ! "

રામચન્દ્ર ચમકી ગયો. ત્હેણે તુરતજ પાછળ જોયું. પાછળ જોતાં જ વિકાળ મૂર્તિ તામસી ! તામસીનું શરીર ગુસ્સાથી ધ્રુજતું હતું. ત્હેણે વેશ પરિવર્તન કરેલ હોવા છતાં સૌન્દર્ય તો વિશેષ ખિલી નિકળ્યું હતું.

રામચન્દ્રે સ્હેજ ભયથી કહ્યું. " ના, ના, હું કદીપણ અવિશ્વાસી તો નથી જ થવાનો ? "

પોતાના હસ્તથી ધક્કો મારતી તામસી રામચન્દ્રની ગરદન છોડી સામે આવીને ઉભી રહી અને ગુસ્સાથી બોલી: " ત્હમને એક ઉત્તમ મનુષ્ય માનીને આ હૃદયમાં બેસાડયા છે પરંતુ હું આ શું જોઉં છું ? શું છેવટ ત્હમે મ્હને દગોજ દેવાનાને ? શું ત્હમે મ્હને પ્રેમનો આવોજ બદલો આપવાના ને ? "

" મ્હારા હૃદયમાં ત્હારે માટે ઓછો પ્રેમ છે એતો ત્હારે કદીપણુ સમજવું નહિ. હું કદીપણુ ત્હને દગો દઇશ નહિ. તામસી! હું આ સત્યજ કહું છું. "

" આતો સર્વ મ્હોડાની વાતો ! મ્હારા પિતાનો ઉદ્ધાર કરવો એજ અત્યારે મ્હારૂં પ્રધાન કાર્ય છે. જ્યારે મ્હારા પિતા શત્રુના

બન્દી છે ત્યારે હું લગ્ન કરીને સુખી શી રીતે થઇ શકું ? વળી પિતાની અનુમતિ લીધા સિવાય પણ લગ્ન કેમ થાય ? વળી ત્હમે વિદેશી છો. વિદેશીની સાથે લગ્ન કરવાની સંમતી મ્હારા પિતા એકદમ આપે પણ નહિ પરંતુ ત્હમે ત્હેને મુક્ત કરાવી શકો તો તે કાર્યના પુરસ્કાર સ્વરૂપ વિરેન્દ્રસિંહ આપણા લગ્નમાં મ્હારા પિતાની સંમતિ સહજમાં મેળવી શકે."

"હું ત્હારા પિતાને મુક્ત કરવા પ્રાણપણે યત્ન કરીશ." રામચન્દ્રે સ્હેજ કરૂણ સ્વરથી કહ્યું.

"તદ્દન ખોટું !"

"કેમ ?"

"તેમ હત તો તો અમે આપેલ પદાર્થ ત્હમે શા માટે ધૂળ સાથે મેળવી ત્હેનો નાશ કરી દેત ?"

"હું નરહત્યા કરતાં ડરૂં છું."

"ત્હમે તે ગાંડા છો કે શું ? નરહત્યા કર્યા સિવાય આ કાર્યમાં ત્હમે શી રીતે ફાવી શકવાના હતા ?"

"હું અન્ય યુકિત કરીશ."

"આ તો ખોટી આશા છે."

"ત્હેની ચિન્તા ત્હારે કરવાની નથી. હું ગમે તેમ કરીને થોડા જ દિવસમાં ત્હારા પિતાને લઇ ત્હને આવી મળીશ."

તામસીને રામચન્દ્રના કથન ઉપર વિશ્વાસ આવ્યો નહિ. વળી તામસીને પ્રથમથી જ રામચન્દ્ર ઉપર વિશ્વાસ નહોતો. જ્યારે રામચન્દ્ર ગૃહેથી મ્હેલ તરફ જવા નિકળ્યો ત્યારે તામસી વેશનું પરિવર્તન કરી ત્હેની પાછળ પાછળ ગુપ્ત રીતે ચાલી આવતી

હતી. રામચન્દ્ર ક્યાં જાય છે, શું કરે છે અને વિરેન્દ્રસિંહની સુચનાનુસાર તે વર્ત્તે છે કે નહિ એ જાણવાને તામસી વ્યાકુળ હતી અને તેથી જ ત્હેણે રામચન્દ્રનો પીછો લીધો હતો. જ્યારે રામચન્દ્રને પડીકું ખોલી કુતરો જે ફળ ખાતો હતો તે ફળ ઉપર વિષ નાખતા જોયો ત્યારે જ તામસીનું હૃદય ઉશ્કેરાઇ ગયું હતું. ત્હેમાં વળી રામચન્દ્રે વિષને ધૂળની સાથે મેળવી દીધું એટલે તામસીથી એ સહન ન થયું. પોતે વિષ આપ્યું છે એમ રામચન્દ્ર જાણી ગયો એજ તામસીના હૃદયમાં સાલ્યા કરતું હતું. જો કવચિત રામચન્દ્રની ત્હેને ગરજ નહોત અને વળી પોતાના આધિપત્યવાળા સ્થળે જો રામચન્દ્ર હત તો જરૂર તામસી ત્હેના પ્રાણ લીધા સિવાય છોડત નહિ એવી તે ક્રુર, ઘાતકી અને સ્વાર્થિ હતી. પોતાનો સ્વાર્થ પૂર્ણ કરવાની ખાતર જ ત્હેણે અત્યારે રામચન્દ્રની સાથે પોતાના પ્રેમની અને લગ્નની વાત કાઢી હતી. ગમે તેમ કરીને રામચન્દ્રને મુગ્ધ કરવાની ત્હેની ઇચ્છા હતી. આ ઇચ્છામાં તે થોડે ઘણે અંશે ફળીભૂત પણ થઇ છતાં રામચન્દ્રના કથન ઉપર ત્હેને સંપૂર્ણ વિશ્વાસ તો નજ આવ્યો.

રામચન્દ્ર ત્યાં વધારે વખત ઉભો ન રહેતાં ચાલ્યો ગયો. તામસી થોડો વખત રામચન્દ્રની તરફ નજર કરી જોઇ રહી. પરંતુ એ પાંચ પળો એ પ્રમાણે જોયા બાદ તામસી પુનઃ રામચન્દ્રની પાછળ ચાલવા લાગી.

રામચન્દ્ર હવે ક્યાંઇ પણ ન અટકતાં સીધો માનસિંહના મ્હેલે ગયો. દરવાજા ઉપર જે મ્હેરગીરો હતા તેઓને હાથના ચાળાથી સમજાવ્યું કે પોતે મુંગો છે અને નોકરી માટે આવ્યો છે. વળી પોતાને અહીંજ નોકરી કરવાની અભિલાષા છે.

એક મ્હેરેગીર તુરત જ રામચન્દ્રને માનસિંહ પાસે લઇ ગયો. માનસિંહ તે વખતે પોતાના બે ચાર હજુરિયાની સાથે ગપ્પાં મારતો

હતો. માનસિંહે એક પરદેશીને પ્હેરેગીરની સાથે જોઇને પૂછ્યું: " આ કોણ છે ? "

પ્હેરેગીરે નમ્રતાપૂર્વક કહ્યું; " એ કોણ છે તે તો હું જાણતો નથી પરંતુ તે મુંગો છે અને ત્હેના ચાળા ઉપરથી જણાય છે કે તે નોકરી માટે અહીં આવેલ છે. "

માનસિંહ થોડો વખત રામચન્દ્રના સામું જોઇને બોલ્યો " તું દક્ષિણી છે ? ત્હારા ચ્હેરા ઉપરથી તો તું દક્ષિણી હોય એમ સ્પષ્ટ જણાય છે. "

રામચન્દ્રે કાંઇ જવાબ આપ્યો નહિ. પોતે જાણે કાંઇ સાંભળ્યું જ નહોય તેમ સ્થિર ચિત્તે ઉભો રહ્યો. માનસિંહે આથી પોતાના એક હજુરિયાને સમ્બોધીને કહ્યું: " માણસ લાગે છે તો દક્ષિણી ! મુંગો હોય એમ પણ સિધ્ધ થાય છે. "

પેલો હજુરિયો પોતાની બુદ્ધિનું ભાન કરાવતો બોલ્યો: " જી હા. છે તો દક્ષિણી. તે આ બાજુ અન્ય દક્ષિણીની સાથે આવ્યો હશે પરંતુ પાછળથી બીજા દક્ષિણીઓ આનો ત્યાગ કરીને ચાલ્યા ગયા હશે અને તેથી તે રખડતો રખડતો અહીં આવ્યો હોય એમ મ્હને તો જણાય છે. "

" ગમે તેમ હોય પરંતુ દક્ષિણી વિશ્વાસુ હોય છે. વળી આ મુંગો છે. અત્યારે જે ખટપટનો સમય છે તે જોતાં તો મુંગોજ નોકર રાખવો એ વધારે ઉત્તમ છે. આપણે આ ખટપટની ગમે તેવી વાત ત્હેની હાજરીમાં પણ કરી શકીયે એ ઓછું લાભપ્રદ નથી માટે ત્હેને નોકર રાખી લેવો. વળી ત્હેને હું ખાસ મ્હારી પાસે જ રાખીશ. "

" હા. એ આપનું કહેવું સત્ય છે. આપણી વાત ગુપ્ત રહી શકશે અને વળી શરીરે કતડિયા જેવો હોવાથી કામ પણ સારી રીતે કરશે. " કતડિયો શબ્દ હજુરિયાએ શાથી વાપર્યો હશે તે તો તેજ જાણી શકે કારણ કે રામચન્દ્રનું શરીર બલિષ્ઠ નહોતું.

" એટલે જ મ્હારો વિચાર ત્હેને નોકર રાખવાનો થાય છે."

" પરંતુ મુંગો હોવાથી આપણે જે કાંઇ કહેશું તે તે સમજી શકશે નહિ."

" ન શું સમજે ! હું હાથના ચાળા કરતાં સારી રીતે જાણું છું. ગમે તેવો મુંગો હોય તો પણ ત્હેને સમજાવી દઉં " માનસિંહે પોતાની બહાદુરીના વખાણ કરવા માંડયા.

માનસિંહે તુરત જ હાથના ઇસારાથી રામચન્દ્રને પૂછ્યું. " તું દક્ષિણી છે ? " ખરેખરો મુંગો હોત તો જવાબ આપત કે કેમ એ કહી શકાતું નથી.

રામચન્દ્રે મસ્તક હલાવી હા કહી.

માનસિંહે પુનઃ એજ પ્રમાણે પૂછ્યું: " નોકર રહેવું છે ? "

રામચન્દ્રે પણ પૂર્વની માફક જવાબ આપ્યો.

માનસિંહે આથી ગર્વિત થતાં પોતાના હજુરિયા તરફ જોઇને કહ્યું: " કેમ ? મુંગાને કેવો સમજાવી દીધો ? ન શું સમજાવ ? ગમે તે સમજાવવું હોય તોપણ હું તો ત્હેને સમજાવી દઉં."

હજુરિયાઓ માનસિંહની ચાળા કરવાની દક્ષતા માટે ધન્યવાદ આપવા લાગ્યા. માનસિંહે તુરત જ રામચન્દ્રને નોકર રાખવાનો હુકમ કરી દીધો.

---

# પ્રકરણ ૬ ઠું.

## હત્યાનો પુરસ્કાર.

રામચન્દ્રે માનસિંહના મ્હેલમાં પ્રવેશ કર્યો એટલે તામસી એકાદ પ્રહર ગામમાં ગાળી પોતાને ઉતારે આવી. વિરેન્દ્રસિંહ ગૃહે જ હોવાથી ત્હેની પાસે જઇને ત્હેણે સર્વ હકીકત વિસ્તાર પૂર્વક ત્હેને કહી. વાત કહ્યા બાદ ત્હેણે પૂછ્યું: " ત્હમે શું એમ ધારો છો કે રામચન્દ્રે આપણું કાર્ય કરવાને માનસિંહના મ્હેલમાં પ્રવેશ કર્યો છે ? "

" હા, મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. વળી હું ખાત્રીથી કહું છું કે રામચન્દ્ર સરદારનો ઉદ્ધાર કરશે. તે અતિ ચતુર તેમજ સાહસિક છે. "

" પરંતુ ત્હેણે વિષ ફેંકી દીધું કેમ ? "

" દક્ષિણી લોકો નરહત્યા કરવાને ઘણા જ નારાજ હોય છે. તેઓ આ કાર્યને મહાન પાપ ગણે છે. "

" ત્યારે તે કેવી રીતે મ્હારા પિતાનો ઉધ્ધાર કરી શકશે ? "

" શી રીતે કાર્ય કરવું તે તે પોતે જ નક્કી કરી શકશે. પરંતુ ત્હારે તો સંપૂર્ણ ખાત્રી રાખવી કે સરદારને તે મુક્ત કર્યા સિવાય કદીપણ રહેશે નહિ. "

" મ્હને તો રામચન્દ્ર ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો છે. ગમે તેમ હોય. આપણે આપણા કાર્યમાં ફ્નેહમંદ થઇએ એટલે બસ ! મ્હેં તો આજથી જ મ્હારૂં કાર્ય કરવું શરૂ કર્યું છે. મ્હેં આજે છળથી, બળથી અને કૌશલ્યથી માનસિંહના સહકારીઓની સાથે મળી જઇ તેઓને કુતરાની લાળનું વિષ યુકિતથી ખવરાવી દીધું

છે. લગભગ દસ માણસો તો મ્હારા સપાટામાં આવી ગયા છે. હજી પણ યત્ન તો ચાલુ છે. ”

બિરેન્દ્રસિંહ આ સાંભળીને ચમકયો. ત્હેણે તુરત જ પૂછ્યું: “ પણ શી રીતે ત્હેં આ સર્વ કર્યું ? તામસી તું ઉતાવળ કરે છે. જાણે છે ને કે જો કવચિત તું તામસી છે એવો સંદેહ માનસિંહના કોઇ પણ માણસને આવશે તો ત્હારી શી દશા થશે ? તેઓ મ્હને અતિ નિર્દયતાથી મૃત્યુને શરણ કરશે. ”

તામસીએ હસતાં હસતાં કહ્યું: “ એ સર્વ હું સારી રીતે જાણું છું. પરંતુ ત્હમને શું ખબર નથી કે મ્હારી આ વીંટીમાં એવું હળાહળ ઝેર ભર્યું છે કે મનુષ્યની ચામડીનો આની સાથે સ્પર્ષ થતાં જ ત્હેના પ્રાણ નિકળી જાય છે ? કદી જો દૂર્ભાગ્યવશાત્ સપડાઇ જાઉં તો આ વીંટીના પ્રતાપથી હું મ્હારી રક્ષા કરી શકું એમ છું. વળી હું બજારની એક વેષ્યા તરીકે કોઇને આહ્વાહન કરી, કોઇને વળી ભિખારિણી વેશે મ્હારી તરફ ખેંચી, કોઇને વળી ગૃહસ્થ કુટુમ્બની પત્નિ તરીકે મળી તો કોઇને મ્હારા આ સૌન્દર્યથી મુગ્ધ કરી વિષપાન કરાવું છું. આવા સંજોગોમાં કોઇને પણ શંકા આવવાનું કારણ નથી. ”

“ ત્હારી બુદ્ધિ અને સાહસ મ્હને આશ્ચર્યમાં ગરકાવ કરી દેય છે. ”

“ વારૂ, પણ કાણિયો આજે રાત્રે માનસિંહના જામાત્રાના મ્હેલમાં જવાનો હતો ને ? ”

“ હા, તે આજ રાત્રે જશે. ”

“ માનસિંહના જામાત્રા અતિ બુદ્ધિશાળી છે. એને જો મારી નાખીયે તો માનસિંહનો જમણો હસ્ત કાપ્યા બરાબર જ

છે. માનસિંહમાં જે કાંઇ બુદ્ધિ, સાહસ, કૌશલ્ય, કપટ વિગેરે છે તે ત્હેના જામાત્રાને લીધે જ ! ત્હેના જામાત્રાના મૃત્યુ પછી આ-પણે ગમે તે કાર્ય કરવાને શક્તિવાન થઇ શકીશું."

"કાણિયાને મ્હેં જવાનું તો કહ્યું છે છતાં પુનઃ ત્હેને બોલાવીને કહીએ."

તામસીએ તુરત જ દાસીના નામની બુમ મારી. દાસી આવી એટલે કાણિયાને બોલાવવાની આજ્ઞા કરી.

દાસી ચાલી ગઇ. થોડી ક્ષણમાં કાણિયો ત્યાં આવ્યો. તામસી એ ત્હેને પોતાની નજીક બેસવાનું કહ્યું. કાણિયાના બેઠા બાદ તામસીએ પૂછ્યું: "માનસિંહના જામાત્રાને ત્યાં જઇ આજે રાત્રે ત્હેની હત્યા કરવાનું ઠરાવ્યું છે તો તું ત્યાં ક્યારે જવાનો છે ?"

"આ કાર્યનો ભાર કુરસિંહે લીધો છે. તે આજે રાત્રે ત્યાં જશે." કાણિઆએ જવાબ આપ્યો.

તામસીએ સ્હેજ વિસ્મયતાથી તેમજ ગુસ્સાથી ત્હેના સામું જોઇને કહ્યું: "તું શા માટે નથી જવાનો ?"

કાણિયાએ ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું: "મ્હારા કરતાં કુરસિંહને આ કાર્યમાં વિશેષ સગવડતા પડે એમ છે કારણ કે અત્યારે જે મ્હેલમાં માનસિંહનો જામાત્રા રહે છે તે મ્હેલમાં પ્રથમ કુરસિંહ રહેતો હતો એટલે મ્હેલના અન્દરના ભાગથી તે જાણીતો છે."

તામસી આ જવાબથી કાંઇક શાન્ત થતાં બોલીઃ "ઠીક, પરંતુ તે આજ રાત્રે જાય એવો બંદોબસ્ત કરજે."

"એ બાબત આપે ચિન્તા રાખવી નહિ."

આટલું કહી કાણિયો ચાલ્યો ગયો. તામસીએ અને વિરેન્દ્ર-

સિંહે ત્યારબાદ અનેક વાતો કરી. આ વાતોમાં મુખ્ય તો નરહત્યા કેમ વિશેષ પ્રમાણમાં કરવી, માનસિંહની ખાનગી હિલચાલના ખબર કેવી રીતે મેળવવા અને છેવટ માનસિંહને કેવી રીતે હેરાન કરવો એજ ચર્ચા થઇ હતી.

તેજ દિવસે રાત્રે પૃથ્વિ ગાઢ અન્ધકારથી છવાઇ ગઇ ત્યારે ક્રુરસિંહ પોતાના હસ્તમાં એક તીક્ષ્ણ ઝેરી કટાર લઇને પાપકાર્યને ભેટવા માનસિંહના જામાત્રાના મ્હેલે જવા તૈયાર થયો અને થોડો વખત રહીને આ કૃષ્ણ રજનીમાં કૃષ્ણ કર્મ કરવાને ક્રુરસિંહ આનન્દિત હૃદયે ગૃહબ્હાર નિકળ્યો. ત્હેની રૂદ્રમૂર્ત્તિ જોનારના હૃદયને ધ્રુજાવી દેય એવી હતી. પાપકાર્યમાં જ સદા રચ્યીપચ્યી રહેનાર—નરહત્યાના કાર્યમાં આનન્દ માનનાર—ક્રુરસિંહના હૃદયમાં દયાનો તો કદી આવિર્ભાવ થયો નહોતો. તે મ્હેલની નજીક જઇ પહોંચ્યો. ત્યાં થોડો વખત ઉભા રહી ચારે બાજુ નજર કરી મ્હેલની પછવાડેના દરવાજા પાસે ગયો. તે દરવાજા પાસે જ લપાઇને ઉભો રહ્યો. થોડો વખત ત્યાં તે ઉભો રહ્યો એટલે પ્રથમથી બંદોબસ્ત કરી રાખ્યા મુજબ એક દાસીએ આવીને ગુપ્ત રીતે દરવાજો ઉઘાડયો. ક્રુરસિંહે તુરત જ મ્હેલમાં પ્રવેશ કર્યો. દાસી દરવાજો બંધ કરી ચાલી ગઇ. આ દાસીને ક્રુરસિંહે લાંચ આપીને ફોડી હતી. ક્રુરસિંહને હવે કોઇ અટકાવનાર નહોતું. મ્હેલની અન્દર તો જે મનુષ્યો હતા તે સર્વ અત્યારે નિદ્રાને આધીન થઇ ગયા હતા. સર્વત્ર શાન્તિ હતી. આખા મ્હેલમાં શમશમાકાર હતું.

આ શાન્તિનો ભંગ કરતો મૃત્યુદૂત જેવો ક્રુરસિંહ દરેક ઓરડામાં ફરવા લાગ્યો. એક પછી એક ત્રણ ચાર ઓરડા ત્હેણે જોયા

પરંતુ માનસિંહનો જામાત્રા ત્હેના જોવામાં આવ્યો નહિ, આથી તે આગળને આગળ ઓરડા તપાસતો તપાસતો ચાલવા લાગ્યો. અન્ય બે ત્રણ ઓરડાઓ વટાવીને તે એક સુસજ્જિત ઓરડામાં જઇને ઉભો રહ્યો. તે ઓરડામાં એક દીવો મન્દ મન્દ બળતો હતો. ઓરડાની એક બાજુએ પલંગ હતો અને એ પલંગમાં બે યુવાન રમણીઓ નિદ્રામાં ચત્તાપાટ પડી હતી. દીવાનો મન્દ પ્રકાશ તેઓના ગુલાબી ચ્હેરા ઉપર પડતો હતો. તે રમણીઓ નિદ્રામાં હોવા છતાં પણ તેઓના ચ્હેરા ઉપર હાસ્યની છાંયા છવાઇ રહી હતી. કુરસિંહ તેઓનું સૌન્દર્ય જોતાં જ ચમકી ગયો. ત્હેના પ્રાણનો તાર બેસુરો થઇ ગયો. તે થોડો વખત તો પોતાનું પાપકાર્ય આ પવિત્ર મુખો જોતાં વિસરી ગયો પરંતુ જ્યાં હૃદયમાં હળાહળ વૈર રૂપી વિષ વ્યાપી ગયું હોય ત્યાં પવિત્રતા શું અસર કરી શકે ? કુરસિંહ આ રૂપથી આકર્ષાયો ! આ બે રમણીમાંથી એકાદ રમણીનાં અંગનો સ્પર્શ કર્યા સિવાય ત્યાંથી જવાનું કુરસિંહના હૃદયે કબુલ કર્યું નહિ. તે ધીમે ધીમે પલંગની નજીક ગયો અને ત્યાં ઉભા ઉભા જ સુન્દરીના ચ્હેરા સામુ જોવા લાગ્યો.

થોડો વખત સુન્દરીના સૌન્દર્યનું પાન કરી ત્હેણે પોતાનો હસ્ત રમણીના સુકોમળ અંગનો સ્પર્શ કરવાને ઉંચો કર્યો. હસ્ત ઉંચો કર્યો પરંતુ તે હસ્ત રમણીના અંગને ન અડકતાં ત્યાંનો ત્યાંજ સ્થિર થઇ ગયો. આ વખતે કુરસિંહના હૃદયમાં ભયનો કાંઇક સંચાર થયો. તે આસપાસ ધડકતે હૃદયે જોવા લાગ્યો. કોઇને ન જોવાથી ત્હેનામાં પુનઃ હિમત આવી. ત્હેનો દુષ્ટ હસ્ત–અનેક મનુષ્યના રક્તથી ભીંજાયેલ હસ્ત રમણીના વક્ષઃસ્થળ ઉપર પડયો.

કુરસિંહના કઠોર હસ્તનો સ્પર્શ થતાંજ રમણી ચમકીને જાગી ઉઠી ! રમણીએ જાગીને મસ્તક સ્હેજ ઉંચું કર્યું. મસ્તક ઉંચુ કરતાં જ યમદૂતના જેવી મૂર્ત્તિ જોઇને તે કંપવા લાગી. રમણી આથી ભય પામી બુમ પાડવા જતી હતી પરંતુ નરપિશાચ કુરસિંહે તુરત જ પોતાનો હસ્ત વક્ષ:સ્થળ ઉપરથી ઉપાડી સુન્દરીના મુખ આડો જોરથી ધરી દીધો. સુન્દરી નિરૂપાય થઇ ગઇ. તે કાંઇ પણ વિચાર કરે તે પ્હેલાં તો કુરસિંહના અન્ય હસ્તમાં તીક્ષ્ણ કટાર ઝબકવા લાગી. રમણીએ આ દૃષ્ય જોતાં જ ચક્ષુઓ બંધ કરી દીધી. કુરસિંહે તુરત જ એ ઝેરી કટાર રમણીની કોમળ છાતીમાં ભોંકી દીધી. છાતીમાં છરી ભોંકાતા જ રમણી વેદનાને લીધે તડફડિયા મારવા લાગી. આ તરફડિયાંને લીધે અન્ય રમણીની નિદ્રા ભંગ થઇ. આ રમણી જેવી મસ્તક ઉંચુ કરી નજર કરવા ગઇ કે તુરત જ કુરસિંહે એ પણ નિરપરાધી બાળાની છાતીમાં છરી ભોંકી દીધી. આ પ્રમાણે બે નિર્દોષ સૌન્દર્ય-પ્રતિમાનો અચાનક એક નિષ્ઠુર મનુષ્યના હસ્તથી નાશ થઇ ગયો ! સફેદ શય્યા રક્તથી લાલચોળ થઇ ગઇ !

આ બન્ને યુવતિઓ માનસિંહની દૌહિત્રી હતી. બન્ને રમણીએ યૌવનાવસ્થામાં પદાર્પણ કર્યું હતું. પરંતુ તેઓને એક રાક્ષસની કઠોર છરીથી સંસારના સુખનો ઉપયોગ કર્યા પ્હેલાં પોતાના પ્રાણને તજી દેવા પડયાં.

કુરસિંહના વસ્ત્રો અને હસ્ત રક્તથી ખરડાઇ ગયાં હતાં. નિર્દોષ રમણીના રક્તથી તરબોળ થયેલા હસ્ત-અને છરી સાથે કુરસિંહ ઓરડાની બ્હાર નિકળ્યો. દુનિયાનો પ્રલય કરવાને જ તે તૈયાર થયો હોય એમ આમથી તેમ તે ધુમવા લાગ્યો.

ત્હેણે દૂરથી જોયું કે સામેના એક ઓરડામાં દીવો બળે છે. તુરત જ તે તે ઓરડા નજીક ગયો. ઓરડાના દ્વાર ઉઘાડાં હતાં. અન્ધારામાં તે થોડો વખત દ્વારની બાજુમાં ઉભો રહ્યો અને તીક્ષ્ણ દૃષ્ટિથી ઓરડાની અન્દર જોવા લાગ્યો. તે ઓરડામાં **માનસિંહનો** જામાત્રા સુતો હતો. પાસેના પલંગ ઉપર ત્હેની સ્ત્રી અને પુત્ર ઉંઘતા હતા. ક્રુરસિંહ ત્હેમને જોતાં જ મન્દ મન્દ હસવા લાગ્યો. ત્હેણે વખત ન ગુમાવતાં તુરત જ ઓરડામાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરી નિષ્ઠુર હૃદયનો ક્રુરસિંહ સાક્ષાત એક રાક્ષસની જેમ છરીને બરોબર પકડી, ઉંચી કરી વ્યાઘ્રની માફક **માનસિંહના** જામાત્રાની છાતી ઉપર ફ્લાંગ મારી ચડી બેઠો, અને એક ક્ષણની અન્દર તો—**માનસિંહનો** જામાત્રા નિદ્રાનો સંપૂર્ણ ત્યાગ કરે તે પ્હેલાં તો—ત્હેણે ત્હેની છાતીમાં છરીને ભોંકી દીધી. એ ચાર ક્ષણમાં **માનસિંહના** જામાત્રાના પ્રાણ નિકળી ગયા.

**માનસિંહની** કન્યાએ આ સમયે નિદ્રામાંજ પાસું ફેરવ્યું પરંતુ ક્રુરસિંહને તે જાગૃત થઇ હોય એમ જણાયાથી તુરતજ ક્ષુધિત વ્યાઘ્રની માફક તે હરિણી ઉપર કૂદી પડયો. રમણી તુરતજ જાગૃત થઇ પરંતુ ક્રુરસિંહનો ભયાનક ચ્હેરો અને ત્હેના હસ્તમાં રક્તથી ખરડાયેલ છરી જોઇને એક પણ શબ્દ ઉચ્ચારી શકી નહિ. તે નરાધમ ક્રુરસિંહના સામે કરૂણ નયને જોઇ રહી. ક્રુરસિંહ થોડો વખત શાન્ત બેસી રહ્યો. ત્હેને શાન્ત જોઇને રમણીએ અશ્રુપૂર્ણ નયને અને ગદ્દગદ્દ કંઠે કહ્યું: " ત્હમે ગમે તે હો પરંતુ મ્હારા આ વ્હાલા પુત્રને મારશો નહિ ! મ્હને મ્હારા પ્રાણની દરકાર નથી ! " રમણી વિશેષ બોલી શકી નહિ. પરંતુ ક્રુરસિંહે આ શબ્દો સાંભળી

વિકટ હાસ્ય કર્યું અને કાંઇપણ જવાબ આપ્યા સિવાય ત્હેણે તે પુત્રને જોરથી પગની લાત મારી ! બાળકની શું શક્તિ ! તે એક ભયંકર ચિસ પાડી પલંગ ઉપરથી નીચે ગબડી ગયું અને એજ વખતે ત્હેના પ્રાણ ચાલ્યાં ગયાં. રમણી તો આ દ્રષ્ય જોતાંજ મૂર્છિત થઇ ગઇ. ક્રુરસિંહે ત્હેને પણ મૃત્યુ શરણ કરી દીધી.

પોતાનું કાર્ય કાંઇ પણ અગવડ સિવાય સંપૂર્ણ થયેલ હોવાથી ક્રુરસિંહ આનન્દિત હૃદયે મ્હેલની બ્હાર નિકળ્યો, અને ત્વરિત ગતિથી પોતાના ઉતારે ચાલ્યો ગયો, દુષ્ટ તામસી તે વખતે ત્હેની રાહ જોતી બેઠી જ હતી. ક્રુરસિંહની ભયંકર મૂર્ત્તિ અને રક્ત-પ્લાવિત વસ્ત્ર જોઇ ભય પામવાને બદલે હર્ષિત હૃદયે તામસીએ પૃછ્યું: "આપણું કાર્ય સંપૂર્ણ થયુંને ?"

"હા." નિષ્ઠુર ક્રુરસિંહે જવાબ આપ્યો.

તામસી તુરતજ ઉઠી ક્રુરસિંહને માટે અન્ય વસ્ત્ર લઇ આવી અને પોતે જ ત્હેને તે વસ્ત્રો પહેરાવવા લાગી. વળી નરહત્યાના પુરસ્કાર બદલ આ નીચ પાપિષ્ઠ તામસીએ પોતાના સુકોમળ ગાલ ઉપર ક્રુરસિંહને એક શીતળ ચુમ્બન લેવાની આજ્ઞા કરી !



## પ્રકરણ ૭ મું.

### કાળસિંહની મુક્તિ.

બીજે દિવસે પ્રાત:કાળમાં જ મ્હેલના માણસોને માનસિંહના જામાત્રાના, ત્હેની બીના, પુત્રના અને કન્યાના નિષ્ઠુર ખુનની ખબર પડી. તેઓએ તુરત જ આ શોક સમાચાર માનસિંહને કહ્યા:

માનસિંહ આ ખબર જાણતાં જ એ મ્હેલે ગયો. ત્હેને તો પોતાના મસ્તક ઉપર આકાશ તૂટી પડયું હોય એમ ભાસવા લાગ્યું. ત્હેનું હૃદય ક્રોધથી બળવા લાગ્યું. સર્વત્ર શોક અને હાહાકાર થઇ રહ્યો. માનસિંહે મ્હેલમાં તપાસ કરી તો કાંઇ પણ દ્રવ્ય ચોરાયું હોય એમ જણાયું નહિ. ધન રત્ન યથાસ્થાને જેમનું તેમ પડયું હતું. મૃતદેહ ઉપરનાં પણ અલંકારો જેમના તેમજ હતા. આ કારણથી માનસિંહ તુરત જ સમજી ગયો કે આ કાર્ય અન્ય કોઇનું નહિ પરંતુ કાળસિંહના મનુષ્યોનું હોવું જોઇયે.

માનસિંહનું મગજ અત્યારે ફરી ગયું હતું. ત્હેને પૃથ્વિ ફરતી હોય એમ ભાસતું હતું. ત્હેણે તુરત જ જેટલા સિપાઇએ મ્હેલમાં હાજર હતા તેઓને હુકમ કર્યો: "અત્યારે જ તપાસ કરો કે પાપિષ્ટ કાળસિંહના કોઇ માણસો અહીં ગામમાં છે કે કેમ? જો કોઇ મળી આવે તો તુરત જ ત્હેને પકડી કારાગ્રહમાં મોકલી દેજો અને ત્હેના ખબર આપજો. હમણા હમણા આપણા માણસોની મૃત્યુ સંખ્યા વૃદ્ધિંગત થતી જાય છે. વિશેષ મૃત્યુ તો વિષથી જ થાય છે. આ વિષ એજ કાળસિંહના માણસોનું મહાન શસ્ત્ર છે. નિશ્ચય અહીં ત્હેના માણસો ગુપ્ત વેશમાં ફરતા હોવા જોઇએ. ત્હમે જો જલ્દી તેઓની તપાસ કરી બન્દી નહિ કરો તો હું ત્હમને ત્હમારી નોકરી માંથી બરતરફ કરીશ."

આ પ્રમાણે સખત હુકમ કરી માનસિંહ પોતાના મ્હેલે પાછો ફર્યો અને બાકીના જેટલા સિપાઇઓ, નાયકો, જમાદારો અને ચારકર્મ કરનારા માણસો હતા તેઓને પણ બોલાવી હુકમ કર્યો: "કાળસિંહના જે જે માણસો આપણા ગામમાં હોય તે દરેકને જેમ

અને તેમ જલદીથી પકડો ! વળી કોઇ નવો માણસ જણાય, કોઇ નવો દુકાનદાર જણાય, કોઇ નવી સ્ત્રી જણાય તો તુરત જ ત્હેની તપાસ કરવી. હું ખાત્રીથી કહું છું કે અહીં ત્હેના ઘણા માણસો હોવા જોઇએ માટે હવે વિલમ્બ ન કરતાં સત્વર તેઓની તપાસ કરવાનું શરૂ કરો.”

હુકમાનુસાર માણસો તપાસ કરવાને ચાલ્યા ગયા. માનસિંહ મ્હેલમાં જઇને ક્રોધિત અને દુ:ખિત હૃદયે પલંગ ઉપર પડયો.

આ સખ્ત હુકમના ખબર પડતાં વિરેન્દ્રસિંહને વાર ન લાગી. ત્હેણે તુરત જ તામસીને બોલાવી કહ્યું: “ હવે અહીં એક ક્ષણ પણ રહેવું ઉચિત નથી. આપણે આપણા નિવાસ સ્થળે ચાલ્યા જઇએ. અહીંયા રહેવાથી નિશ્ચય આપણે પકડાઇ જઇશું.”

તામસીએ થોડો વખત વિચાર કરીને કહ્યું: “ રામચન્દ્ર જો મ્હારા પિતાને મુક્ત કરી શકશે તો પછી તેઓ આપણને કયાં મળશે ?”

“ સરદાર માટે આ વિચાર કરવો તદ્દન નકામો છે. તે મુક્ત થશે કે તુરત જ આપણને આવી મળશે.”

“ પણ આપણે કયાં રહીએ છીએ એ તે કયાં જાણે છે ?”

“ રામચન્દ્ર સાથે હશે એટલે વાંધો આવશે નહિ. તે સર્વ જાણે છે.”

તામસીએ થોડો વખત વિચાર કરીને જવાની હા કહી. તેઓ તેજ રાત્રે ચીનાઇનો ત્યાગ કરીને ચાલ્યા ગયા.

× × × × × ×

રામચન્દ્ર મુંગા તરીકે જ માનસિંહના મ્હેલમાં કામ કરતો હતો. ત્હેના ઉપર કોઇને શંકા પણ આવી નહોતી. સર્વ ત્હેને મુંગો જ

ધારતા હતા. વળી ત્હેને મુંગો ધારતા હોવાથી ત્હેની રૂબરૂમાં કાંઇ પણ વાત કરતાં કોઇ અચકાતું નહોતું. રામચન્દ્ર એવા ઉત્સાહથી કાર્ય કરતો હતો કે માનસિંહની કૃપા ત્હેના ઉપર દિવસે દિવસે વધતી જતી હતી. માનસિંહને વળી તે મુંગો હોવાથી ત્હેની ઉપર દયા પણ આવતી હતી.

માનસિંહે કાળસિંહને બન્દી કર્યો હતો પરંતુ ત્હેને સાધારણ બન્દીની સાથે ન રાખતાં પોતાના મ્હેલની પછવાડેના ભાગમાં એક ઓરડો હતો ત્હેમાં રાખ્યો હતો. ત્યાં કોઇ પણ મનુષ્યને જવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો હતો. વળી તે ઓરડો મ્હેલના પછવાડેના ભાગમાં હોવાથી કોઇ પ્હેરેગીરને પણ રાખવામાં આવ્યો નહોતો. ફક્ત ઓરડાની પછવાડેના ભાગમાં મ્હેલના કિલ્લાનો દરવાજો હોવાથી—જો કે આ દરવાજો કાયમ બંધ જ રાખવામાં આવતો હતો છતાં—એક પ્હેરાવાળો ત્યાં રાખ્યો હતો. કાળસિંહના બન્ને પગ લોઢાની ભારે સાંકળથી બાંધી લીધા હતા. માનસિંહ કોઇનો પણ વિશ્વાસ કરતો ન હોવાથી કાળસિંહને જમવા માટે જે થાળી જતી હતી તે થાળી પોતે લઇ જતો હતો અથવા તો ત્હેની પુત્રી ભદ્રા એ અન્ધકારમય ઓરડામાં જઇને કાળસિંહને થાળી આપી આવતી હતી. ભદ્રા ઉપર માનસિંહની અગાધ પ્રીતિ હતી. વળી ભદ્રા સૌન્દર્યશાળી હોવા સાથે બુદ્ધિશાળી અને મધુરભાષિણી હતી.

ધીમે ધીમે રામચન્દ્ર ઉપર માનસિંહનો વિશ્વાસ વધતો ગયો. તે પરદેશી હોવાથી માનસિંહ એમ ધારતો હતો કે કાળસિંહની સાથે ત્હેને કોઇ પણ જાતનો સમ્બન્ધ નહિ હોય. વળી તે મુંગો હોવાથી કાંઇ પણ હિલચાલ કરી શકશે નહિ. આથી માનસિંહ

ઘણી વખત કાળસિંહના જમી રહ્યા બાદ તે થાળી લેવાને રામચન્દ્રને મોકલવા લાગ્યો. આ કાર્યથી વળી માનસિંહની વિશેષ પ્રીતિ અને વિશ્વાસ રામચન્દ્ર મેળવી શક્યો.

એક દિવસે ભદ્રા, નિયમ મુજબ મુંગો ગણાતા રામચન્દ્રને થાળી લઇ આવવાને હુકમ કરી ચાલી ગઇ. રામચન્દ્ર કાળસિંહના ઓરડામાં ગયો. તે સમયે આસપાસ કોઇ પણ ન હોવાથી કાળસિંહની પાસે તે બેઠો અને અતિ ધીમે ધીમે બોલ્યો. " હું જે કાંઇ પણ કહું તે ત્હમે સાંભળી લ્યો ! મ્હને અહીં સર્વ મુંગા તરીકે જાણે છે પરંતુ હું વસ્તુતઃ મુંગો નથી. "

કાળસિંહ તો આ સાંભળીને વિસ્મિત થઇ ગયો. રામચન્દ્રે પુનઃ કહ્યું: " ત્હમારો ઉદ્ધાર કરવાને વિરેન્દ્રસિંહ અને તામસીએ મ્હને મોકલ્યો છે. "

કાળસિંહે અતિ ઉત્સુકતાથી પૂછ્યું: " તેઓ કયાં છે ? "

" તેઓ આંગોચી પર્વત ઉપર રહે છે, પરંતુ મ્હારી સાથે અહીં ગામમાં આવ્યા છે. "

" ત્હમે કોણ છો ? "

" હું એક દક્ષિણી છું. દેશમાં અત્યંત દુઃખ પડવાથી આ તરફ ચાલ્યો આવ્યો છું. આપની કૃપા મેળવવા હું આપના માણસો સાથે મળી ગયો છું. વિરેન્દ્રસિંહ મ્હને પુત્રવત્ રાખે છે. "

" મ્હને મુક્ત કરવાનો કાંઇ ઉપાય શોધી રાખ્યો છે ? "

" હું અહીં મ્હેલમાં ઘણો વખત થયાં આવ્યો છું. આ વખત દરમ્યાન હું એજ વિચાર કરતો હતો. આપને પગે આ લોઢાની સાંકળ નાખેલી છે તે પ્રથમ તોડી નાખવી જોઇએ.

" પણ તે તૂટે શી રીતે ? ઘણી જ મજબુત છે. " કાળસિંહે અધિરાઇથી કહ્યું.

" તે માટે મ્હેં યોગ્ય વ્યવસ્થા કરી છે. " એમ કહી રામચન્દ્રે પોતાના ખીસ્સામાંથી એક ન્હાની કાનસો કાઢી. આ કાનસો કાળસિંહના હસ્તમાં આપતાં આપતાં ત્હેણે કહ્યુ: " આ કાનસો મ્હેં એટલા જ માટે બજારમાંથી ખરીદી છે. આ કાનસ વતી ત્હમે ત્હમારા પગની સાંકળ કાપી શકશો. અહીં કોઇ પ્હેરેગીર રહેતો ન હોવાથી કવચિત અવાજ થશે તો પણ કોઇ સાંભળે એમ નથી છતાં આપ સાવધાનીથી સાંકળ કાપી નાખજો. આપને અહીં અન્ય કાંઇ કાર્ય નથી. ધીમે ધીમે આપ સાંકળને કાપજો. હું ધારૂં છું કે એ ચાર દિવસમાં તો સાંકળ કપાઇ જશે. સાંકળ કપાઇ ગયા બાદ હું આપને મ્હારી સાથે લઇ જઇશ. "

કાળસિંહ તો રામચન્દ્રની યુક્તિથી હેબત જ થઇ ગયો. ત્હેને રામચન્દ્રની બુદ્ધિમાં કાંઇક વિશેષત્વ લાગ્યું. રામચન્દ્રથી ત્યાં વિશેષ વખત રોકી શકાય એમ ન હોવાથી ત્હેણે કહ્યું: " હવે હું જાઉં છું. આપ આ કાર્ય સત્વર પૂર્ણ કરજો." આટલું કહી રામચન્દ્ર ખાલી થાળી લઇ ઓરડા બ્હાર નિકળી ત્હેના દ્વાર બંધ કરીને ચાલ્યો ગયો.

જોત જોતામાં ત્રણ દિવસ પસાર થઇ ગયા. આ ત્રણ દિવસ દરમ્યાન કાળસિંહે સાંકળને કાનસથી તોડી નાખી. ચોથે દિવસે જ્યારે રામચન્દ્ર થાળી લેવાને આવ્યો ત્યારે કાળસિંહે કહ્યું: " કાર્ય પૂર્ણ થઇ ગયું છે. હવે અહીંથી ન્હાસી છૂટવાનો શું ઉપાય કર્યો છે? "

" આપની ઇચ્છા હોય તો આજ રાત્રે જ ન્હાસી જઇએ. " રામચન્દ્રે હિમ્મતથી કહ્યું.

"એ તો ઠીક, પરંતુ મ્હારી એક મહદ્ ઇચ્છા છે. આ ઇચ્છા જો ત્હમે પૂર્ણ કરો તો મુકિત મેળવ્યા પછી અને મ્હારા માણસોને મળ્યા પછી હું ત્હમે કહેશો તે—ત્હમારી ઇચ્છા હશે તે પુરસ્કાર આપીશ."

"આપની શું ઇચ્છા છે?" રામચન્દ્રે આનન્દિત હૃદયે પૂછ્યું.

"માનસિંહની કન્યા ભદ્રા અતિ સૌન્દર્યવાન છે. હું ત્હેનું સૌન્દર્ય જોઇને ગાંડા જેવો થઇ ગયો છું. ત્હેને આપણી સાથે ઉપાડી જવાની મ્હારી અભિલાષા છે.

"પરંતુ તે સમ્ભવિત નથી."

"અસમ્ભવિત પણ સમ્ભવિત થઇ શકે. ત્હમે અને હું એ જણા છીએ ત્યાં એ અબળાનું શું જોર ચાલી શકે એમ હતું. આપણે સ્હેલાઇથી ત્હેને ઉપાડી લઇ જઇ શકીશું. જો આ કાર્યમાં ત્હમે મદદ કરશો તો હું ત્હમને વચન આપું છું કે મ્હારી પ્રિય પુત્રી તામસીના લગ્ન ત્હમારી સાથે કરી ત્હમને હું મ્હારા જામાત્રા કરીશ." કાળસિંહે આ શબ્દો સ્હેજ ઉશ્કેરાયેલે હૃદયે કહ્યા.

રામચન્દ્રને તો જોઇતું હતું ને વૈદ્યે કહ્યું. તે મનમાં વિચારવા લાગ્યો. "જે કાર્યને માટે આટલું સાહસ ખેડયું છે તે કાર્ય પૂર્ણ થવાનો આવો સુયોગ મળવો મુશ્કેલ છે." ત્હેણે કાળસિંહને કહ્યું: "ભલે, જ્યારે આપની ઇચ્છા જ છે ત્યારે હું ના કહી શકતો નથી. રાત્રે જ્યારે ભદ્રા જમવાની થાળી દેવા આવે ત્યારે જ ત્હેને પકડી આપણે કિલ્લામાંથી ન્હાસી જશું."

"પરંતુ ત્હમે તો તે વખતે અહીં નહિ હશોને?"

" ના, હું આજે રાત્રે ભદ્રાની સામેજ આવીશ. મ્હારા ઉપર ત્હેનો એટલો બધો વિશ્વાસ છે કે હું સાથે આવીશ તોપણુ ત્હેને બિલકુલ શંકા આવશે નહિ. "

" ઠીક, પણુ કિલ્લાનો દરવાજો તો બંધ હશે ને ? "

" મ્હેં તે દરવાજાની ચાવી મેળવી છે. સન્ધ્યા પૂર્વે હું તે દરવાજાનું તાળું ઉઘાડી રાખીશ. "

" પરંતુ દરવાજા બ્હાર પ્હેરેગીરો હશે ત્હેનું કેમ ? "

" આ દરવાજા ઉપર ફક્ત એકજ પ્હેરાવાળો રહે છે. હું ત્હેના ઉપર સહસા આક્રમણુ કરીશ આથી તે પ્હેરેગીર ગભરાઇ જશે અને મ્હારા તરફ ધસશે. આપ એ દરમ્યાન ભદ્રાને લઇને ન્હાસી જજો ! "

" એ તો ઠીક. હું ભદ્રાને લઇને તે સમયે બ્હાર નિકળી જઇશ પરંતુ ભદ્રા શરીરે પુષ્ટ છે. કવચિત જો તેજ સમયે મ્હારી પાછળ કોઇ પડશે તો હું ત્હેને લઇને કેટલેક દૂર સુધી દોડી શકીશ ? " કાળસિંહે મુશ્કેલી જણુાવી.

" મ્હેં પ્રથમથીજ એ ઘોડાની સગવડ કરી રાખી છે. પરંતુ આપે પાછળનો દરવાજો તો જોયો છે તે ? "

" હા. પ્રથમ હું આજ મ્હેલમાં રહેતો હતો અને તેથી મ્હારાથી કાંઇ પણુ અજ્ઞાત નથી. "

" ત્યારે દરવાજાની પૂર્વ દીશાએ જે આંબલીનું મહાન વૃક્ષ છે ત્યાંજ બન્ને ઘોડાને તૈયાર રાખવાનો મ્હેં બંદોબસ્ત કર્યો છે. વળી એ હથિયારો પણુ મ્હેં તૈયાર રાખ્યા છે. જરૂર પડતાં આપણે ત્હેનો ઉપયોગ કરી શકીશું. "

" ઉપાય તો ઘણોજ ઉત્તમ છે, પરંતુ ત્હમારી પાસે પૈસા તો નહિ હોય અને આ સર્વ બન્દોબસ્ત શી રીતે કર્યો ? "

" તામસી અને વિરેન્દ્રસિંહે મ્હને પૈસા આપ્યા છે. એ માટે આપને ચિન્તા રાખવા જેવું નથી."

" આ બાબતની ખબર તામસીને છે ? "

" ના, તે એટલુંજ જાણે છે કે હું આપને મુક્ત કરવાને આવ્યો છું પણ મ્હેં શું યુક્તિ કરી છે તે કોઇ જણાતું નથી. "

" ત્હમે તેઓને આ વાત જણાવો તો ? "

" ના, તેમ બની શકે એમ નથી. થોડા દિવસ પ્હેલાં માનસિંહના જામાત્રાની, કન્યાની અને બે દૌહિત્રની હત્યા થયેલ હોવાથી ત્હેણે આપણા મંડળનો જો કોઇપણ મનુષ્ય અહીં હોય તો ત્હેને પકડવાનો સખ્ત હુકમ કર્યો છે. જો હું ત્યાં જાઉં ને કવચિત કોઇના જાણવામાં આવે તો મ્હારૂં તો માથું ન રહે પણ આપની મુક્તિ માટે કરેલ આ સર્વ ઉપાયો વ્યર્થ થઇ જાય ! અત્યાર સૂધીના કાર્ય ઉપર ધૂળ વળી જાય ! "

કાળસિંહ રામચન્દ્રની બુધ્ધિની મનમાંને મનમાં પ્રસંશા કરવા લાગ્યો. ત્હેણે આનન્દિત હૃદયે કહ્યું: " ત્હમે મ્હારે માટે ઘણી જ તકલીફ લીધી છે. હું આનો બદલો તેવી જ રીતે વાળ્યા સિવાય કદી પણ રહીશ નહિ. અત્યારે હવે ત્હમે જાવ અને સર્વ બંદોબસ્ત કરી રાખો. હું રાત્રે તૈયાર રહીશ. "

રામચન્દ્ર તુરત જ મ્હેલમાં ચાલ્યો ગયો અને મુંગો થઇ ગયો.

યથા સમયે સન્ધ્યા થઇ. સન્ધ્યા થતાં સુધીમાં રામચન્દ્રે ઘણી જ કાળજીથી અને હોશીથી પોતાનું કાર્ય પરિપૂર્ણ કર્યું. તે

એવી રીતે કાર્ય કરતો હતો કે હ્રેના ઉપર કોઇને પણ શંકા લાવવાનું કારણ ઉત્પન્ન થાય એમ નહોતું.

સન્ધ્યા પસાર થતાં રાત્રિ પડી. કાળસિંહને જમાડવાનો વખત થતાં ભદ્રા ભોજનની થાળી લઇ કાળસિંહના ઓરડા તરફ ચાલવા લાગી. રામચન્દ્ર તે સમયે ત્યાંજ હતો. હ્રેણે તુરત જ પોતાના હસ્તમાં એક દીવો લીધો અને ભદ્રાની આગળ આગળ ચાલવા લાગ્યો. ભદ્રા દીવાને અજવાળે અજવાળે હ્રેની પાછળ ચાલવા લાગી. તેઓ થોડા વખતમાં તો કાળસિંહવાળા અન્ધકારમય ઓરડા પાસે જઇ પહોંચ્યાં.

કાળસિંહે સાંકળ કાઢીને એક ખુણામાં મૂકી દીધી હતી. ભદ્રાએ ઓરડામાં પ્રવેશ કર્યો કે તુરત જ કાળસિંહે કાળની માફક ફલાંગ મારી ભદ્રાની ગરદન પકડી અને હ્રેના મ્હોઢામાં લુગડાનો ડૂચો મારી દીધો. ભદ્રા તો અચાનક આક્રમણ થવાથી મૂર્છિત થઇ ગઇ. કાળસિંહે તુરત જ આ કોમળ દેહલતાને પોતાના ખભા ઉપર નાંખી દીધી. આ વખત દરમ્યાન રામચન્દ્રે ઓરડાના દ્વાર અન્દરથી બંધ કરી પાછળના દ્વાર ઉઘાડયા. કાળસિંહ અને રામચન્દ્ર ઉભય પાછલા દ્વારથી ન્હાઠા. તેઓ સીધા ત્યાંથી કિલ્લાના દરવાજા તરફ ગયા. રામચન્દ્રે નજીક જતાં અચાનક પ્હેરેગીર ઉપર હલ્લો કર્યો. પ્હેરેગીરને આ હલ્લાનો ખ્યાલ પણ ન હોવાથી તે નિશ્ચિંતતાથી બેઠો હતો. રામચન્દ્ર હ્રેની છાતી ઉપર ચડી બેઠો અને પોતાના હસ્તમાં છરી હતી તે હ્રેની છાતીમાં ભોંકી દીધી. પ્હેરેગીરે એક ભયાનક ચીસ પાડી પરંતુ તે ચીસ સાથે જ હ્રેના રામ રમી ગયા. આ સમયે કાળસિંહ ભદ્રાને લઇ પલાયન કરી ગયો અને જ્યાં બે ઘોડાઓ

રાખવામાં આવ્યાં હતાં તે સ્થળે સહી સલામત પહોંચી ગયો. તે તુરત જ એક ઘોડા ઉપર ભદ્રાના દેહને નાંખી બેસી ગયો. આ સમયે રામચન્દ્ર પણ ત્યાં આવી પહોંચ્યો. રામચન્દ્રે પણ સમય ન ગૂમાવતાં અન્ય અશ્વ ઉપર આરોહણ કર્યું અને બન્ને મારતે ઘોડે ચાલ્યાં ગયાં.

---

## પ્રકરણ ૮ મું

### માનસિંહની વ્યથા.

ભદ્રાના હરણની કોઇને ખબર પડી નહિ. એક ભયાનક શત્રુ સંપૂર્ણ રીતે હસ્તમાં આવ્યા પછી પોતાની વ્હાલામાં વ્હાલી પુત્રીને ઉપાડીને ન્હાસી ગયો છે એ દુઃખદ સમાચાર હજી માનસિંહને મળ્યા નહોતા. તે તો શાન્તિથી નિદ્રા લેતો હતો.

જ્યારે શહેર કોટવાળ મધ્ય રાત્રિએ ફરતો ફરતો કિલ્લાના પાછલા દરવાજા પાસે ગયો ત્યારે ત્યાં પ્હેરેગીરને ન જોવાથી ત્હેણે બૂમ મારી. આ બૂમનો કાંઇ જવાબ ન મળવાથી પુનઃ ત્હેણે ગુસ્સાથી પ્હેરેગીરનું નામ લઇને બૂમ મારી. છતાં આ બૂમનો પણ કાંઇ જવાબ ન મળ્યો ત્યારે કોટવાળ અત્યંત ગુસ્સે થયો અને પ્હેરેગીરને ગાળો ભાંડવા લાગ્યો. કોટવાળ ગમે તેટલી બૂમો મારે કે ગાળો ભાંડે તોપણ ત્યાં ત્હેને કોણ જવાબ આપે ? જવાબ આપનાર તો ક્યારનો પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો હતો. જવાબ ન મળવાથી કોટવાળ દરવાજા નજીક ગયો. જ્યાં તે દરવાજા પાસે ગયો કે પ્હેરેગીરનો શબદેહ ત્હેની નજરે પડયો. તે તો પ્હેરેગીરની આ સ્થિતિ જોઇને

સ્તબ્ધ જ થઇ ગયો. પ્હેરેગીરની આ દશા કોણે કરી હશે ? શા માટે કરી હશે ? શું કોઇ ચોર આવેલ હશે કે પછી કાળુ સિંહના કોઇ માણુસનું આ કાર્ય હશે ? આવા વિચાર કોટવાળના મગજમાં આવવા લાગ્યા. તે વધારે નજીક ગયો. ત્હેણે જોયું કે પ્હેરેગીરનો શબદેહ દરવાજાની પાસેજ પડેલ છે. કોટવાળે વખત ન ગૂમાવતાં તુરતજ બે ચાર પ્હેરેગીરોને કે જેઓ બીજા દરવાજા ઉપર પ્હેરો ભરતાં હતાં તેઓને બૂમ મારીને બોલાવ્યા. પ્હેરેગીરો આવ્યા કે તુરતજ કોટવાળે ત્હેમને પૂછ્યું: " આ બિચારા પ્હેરેગીરની સ્થિતિ તો જુઓ ! કોઇ નિષ્ઠુરે ત્હેનું ખૂન કર્યું છે. આ બાબતની ત્હમને કાંઇ ખબર છે કે નહિ ? "

આ પ્હેરેગીરો પણ થોડો વખત વિચારમાં પડી ગયા. સરદારના મ્હેલનાઃ કિલ્લાના દરવાજે જ્યારે પ્હેરેગીરનું ખૂન થાય ત્યારે તો હદ જ કહેવાય ! તેઓએ નમ્રતાપૂર્વક કહ્યું: " જી, અમને આ ખૂનની બિલકુલ ખબર નથી. જો ખબર પડી હત તો વળી ખૂનીને અમે છટકવા પણ શેના દેત ? "

" આપણે આ તપાસ જલદી જ કરવી જોઇએ. ચાલો, આપણે દરવાજાને તપાસીએ. " એટલું કહી કોટવાળ આગળ ચાલ્યો. દરવાજા પાસે જઇને ત્હેણે દરવાજાને ધક્કો માર્યો. ધક્કો મારતાં જ દરવાજો ઉઘડી ગયો. કોટવાળ અને પ્હેરેગીરો દરવાજાને ઉઘાડો જાણીને તો અતિ વિસ્મિત થઇ ગયા. કોટવાળે સ્હેજ ભયથી કહ્યું: " નક્કી કોઇ બડો બદમાસ જ હોવો જોઇએ. વળી તે મ્હેલમાંથી જ બ્હાર નિકળેલ હોવો જોઇએ. બ્હાર નિકળતાં પ્હેરેગીરે ત્હેને અટ-

કાવ્યો હશે અને તેથી પ્હેરેગીરને બિચારાને મૃત્યુ શરણ થવું પડયું હશે."

• તેઓ સર્વેએ કિલ્લામાં પ્રવેશ કર્યો. તેઓ થોડે દૂર ગયા ત્યાં તો કોટવાળની નજર કાળસિંહને કેદ કરેલ ઓરડાના ઉપર પડી, તે ચમકીને ઉભો રહ્યો. ઓરડાના પાછળના દ્વાર ખુલ્લાં હતાં. તે તુરતજ સમજી ગયો કે નિશ્ચય કાળસિંહ ન્હાસી ગયો છે. વ્યાઘ્ર પિંજર તોડી નાખ્યું છે. કોટવાળને હવે વિશેષ ભય જણાયો. આ ખબર સરદારને કહેવરાવ્યા સિવાય આગળ કાંઇ પણ પગલું ભરવું એ કોટવાળને ભય ભરેલું જણાયું. તે પ્હેરેગીરોને ત્યાં જ રાખીને તુરત જ સરદારના મ્હેલે ગયો અને સરદારને તે વખતે નિદ્રામાંથી જાગૃત કરી સર્વ હકીકત નિવેદન કરી. સરદાર માનસિંહ તો આ ખબર સાંભળીને ક્રોધથી ગાજી ઉઠયો. થોડા દિવસ પ્હેલાં પોતાની પુત્રીનું, દ્રૌહિત્રનું અને જામાત્રાનું ખૂન થયું અને વળી અત્યારે કાળસિંહ ગયો એ સાંભળીને માનસિંહના હૃદય ઉપર ગંભીર અસર થઇ. તે તુરત જ કોટવાળની સાથે કાળસિંહના ઓરડા પાસે ગયો અને ત્હેણે ત્હેમાં પ્રવેશ કર્યો. ઓરડામાં કોઇ પણ મનુષ્ય નહોતું. ફક્ત બે કાનસો અને સાંકળ એક ખૂણામાં પડયાં હતાં આગળના બન્ને બારણાં અન્દરથી બંધ કરેલાં હતાં. કાળસિંહને જમવા માટે જે થાળી આવી હતી ત્હેમાંનો ખોરાક આમતેમ ઓરડામાં પડયો હતો. થાળી એક બાજુએ ઉંધી પડી હતી. માનસિંહ તો આ દ્રશ્ય જોઇને ગુસ્સાથી ધ્રુજવા લાગ્યો. તે વિચારવા લાગ્યો: " મ્હારા અને ભદ્રા સિવાય કોઇ ખોરાક આપવા આવતું નહિ. આજે પણ ભદ્રા જ ખોરાક દેવાને આવી હતી. ત્યારે આ થયું શું ? શું દક્ષિણી નોકરે આ કાર્ય કર્યું હશે ? ના, ના, તે તો મુંગો છે. ત્હેના દ્વારા આવું કાર્ય

થવું તદ્દન અસમ્ભવિત છે, પરંતુ ત્હેના સિવાય અન્ય કોઇ નોકર તો અહીં આવતો નથી. ત્યારે શું મુંગો કાળસિંહના મંડળ માંહેનો કોઇ માણુસ હશે ? તે દક્ષિણી હોવાથી તેમ તો હોય જ નહિ પરંતુ કવચિત ત્હેને લાલચ આપીને આ કાર્યમાં રોકયો હોય તો તે શકય છે."

માનસિંહ ત્યાં વિશેષ વખત ન રોકાતાં પોતાના મ્હેલમાં ગયો અને ત્હેણે પોતાની સ્ત્રીને જાગૃત કરીને પૂછ્યું: "ભદ્રા કયાં છે ?"

ત્હેની સ્ત્રીએ જવાબ આપ્યો: "હું શી રીતે જાણું ? તે તો ત્હમારી પાસે રહે છે અથવા તો પોતાના ઓરડામાં બેસી રહે છે. મ્હારી પાસે તો તે કવચિત્ જ આવે છે."

માનસિંહ ત્હેની સાથે વિશેષ વાતચિત ન કરતાં ભદ્રાના ઓરડામાં ગયો અને ત્હેણે દાસીને પૂછ્યું: "ભદ્રા કયાં છે ?"

"તે ઘણો વખત થયાં બ્હાર ગયા છે પરંતુ હજી સુધી પાછા આવ્યા નથી. હું ત્હેમની રાહ જોઇને જ બેઠી છું."

આ સાંભળીને માનસિંહને વિશેષ શંકા પડી. તે તુરત જ રસોયા પાસે ગયો. રસોયો અત્યારે શાન્તિથી પડયો પડયો ઉંઘતો હતો. માનસિંહે ગુસ્સામાંને ગુસ્સામાં ત્હેને એક લાત મારી ઉઠાડયો. રસોયો તો બિચારો માનસિંહની ક્રોધપૂર્ણ ચક્ષુ જોઇને થરથરવા લાગ્યો. માનસિંહે ત્હેને પૂછ્યું: "ભદ્રા આજે રાત્રે કાળસિંહ માટે ભોજન લઇ ગઇ હતી ?"

"જી, હા."

"કયારે લઇ ગઇ હતી ?"

"હમેશના વખતે."

"પેલો દક્ષિણી નોકર ત્હેની સાથે હતો ?"

"હા."

"તે પાછો આવ્યો છે ?"

"હજી સુધી તો કોઇ આવ્યું નથી."

"ભદ્રાને ત્હેં હમણા જોઇ હતી ?"

"ના, હમણા મ્હેં ત્હેમને જોયા નથી."

"માનસિંહની શંકા દૃઢ થઇ ! ત્હેને ચોક્કસ ખાત્રી થઇ ગઇ કે પોતાની વ્હાલી કન્યા ભદ્રાને લઇને દુષ્ટ કાળસિંહ પલાયન કરી ગયો. તે ઉન્મત્તની માફક મ્હેલમાં આમ તેમ આંટા મારવા લાગ્યો અને ભદ્રા, ભદ્રા નામ પોકારવા લાગ્યો. રામચન્દ્ર પણ તપાસ કરતાં ન મળવાથી ત્હેનું હૃદય વિશેષ હતાશ થઇ ગયું. તે કપાળે કરાઘાત કરતો બબડવા લાગ્યો: "હાય ! મ્હારૂં સર્વસ્વ ગયું ! મ્હેં શા માટે સરદારની પદવી ગ્રહણ કરી ? જો સરદાર ન થયો હત તો હું મ્હારા આત્મિયોની સાથે અનેક સુખ અને આનન્દમાં મ્હારા દિવસો વ્યતિત કરી શકત ! કાળસિંહના જ માણસોનું આ ષડ્‌યન્ત્ર હોવું જોઇએ. મુંગાને સમજાવી તેઓએ જ અહીં મોકલો હશે. હું પણ કેટલો મૂર્ખો કે મ્હેં ત્હેના ઉપર વિશ્વાસ મૂકતાં કાંઇ પણ વિચાર કર્યો નહિ ? હાય ! હાય !"

કોટવાળ જે સરદારની સાથે જ હતો ત્હેણે માનસિંહને સમજાવવા માંડયો. 'હમણા કાળસિંહને આપણે પકડીશું અને ભદ્રાબ્હેન એ નિષ્ઠુર હૃદયના હસ્તમાંથી મૂક્તિ મેળવશે. આપણા માણસો બાહોશ હોવાથી ભદ્રા બ્હેનને વિશેષ દુઃખ સહન કરવું પડશે નહિ.' આવા વાકયોથી કોટવાળે માનસિંહને આશ્વાસન આપવા માંડ્યું, પરંતુ અત્યારે એક પણ વાત માનસિંહને ગળે ઉતરે એમ નહોતું. તે ધ્રુજતા ધ્રુજતા બોલ્યો: "મ્હારી મ્હોટી પુત્રી, જામાત્રા, દૌહિત્ર

અને એ દૌહિત્રીની એક રાક્ષસે હત્યા કરી, તેથી મ્હારા હૃદયમાં ક્રોધનો આવો અગ્નિ ભભૂકયો નહોતો કારણ કે તેઓ વિશેષ પિડા ન ભોગવતાં એ પિશાચના હસ્તથી તુરત જ પ્રાણુનો ત્યાગ કરી શકયાં હતાં પરંતુ મ્હારી વ્હાલી પુત્રી ભદ્રા તો જીવિત હોવા છતાં મૃત્યુની ભયાનક વેદના ક્ષણે ક્ષણે ભોગવશે. નિષ્ઠુર કાળસિંહ ત્હેના ઉપર અત્યાચાર કરવામાં પાછું વાળીને જોશે નહિ. હાય! મ્હે ત્હેને જે જે દુઃખ દીધું છે તે સર્વ કાળસિંહ સ્મરણુમાં લાવીને મ્હારી પુત્રી ઉપર જુલમ ગુજારશે. તે કોમળ હૃદયા ભદ્રા એ સર્વ શી રીતે સહન કરી શકશે? ત્હેને કદી પણુ દુઃખનો અનુભવ થયો નથી. અરે! દુઃખ એ શું છે એ પણુ તે જાણુતી નથી. પ્રભો, પ્રભો! રક્ષા કર! મ્હારી વ્હાલી પુત્રીની રક્ષા કર!"

આ વખત દરમ્યાન કોટવાળના બોલાવ્યાથી કેટલાક અમલદારો આવ્યાં હતાં. તેઓ પણુ સરદારને આશ્વાસન આપવાને બનતા યત્ન કરવા લાગ્યા. કોટવાળ હવે ત્યાં ન રોકાતાં ચાલ્યો ગયો અને કાળસિંહની તપાસ કરવાને પચાસ ઘોડેસ્વારોને લઇને નિકળી પડયો.

## પ્રકરણુ ૯ મું.

## પ્રેમનો બદલો.

આંગોચી પર્વત ઉપર થોડા દિવસ થયાં આનન્દ ઉત્સવ થયા કરે છે. વિરેન્દ્રસિંહ અને તામસી સુખ રૂપ ત્યાં આવી પહોંચ્યા છે. થોડા વખત પછી કાળસિંહ પણુ ભદ્રાનું હરણુ કરી રામચન્દ્રની સાથે ત્યાં આવેલ છે.

પોતાના સરદારની મુક્તિ થયાથી સર્વ આનન્દિત થયાં હતાં. ત્હેમાં વળી શત્રુના કેટલાક અંગત આત્મિયોને મૃત્યુને શરણ કરેલ હોવાથી અને માનસિંહની વ્હાલામાં વ્હાલી પુત્રી ભદ્રા પોતાના હસ્તમાં આવવાથી તેઓને વિશેષ હર્ષ થયો હતો, અને આથી તેઓ અનેક રમત ગમતો કરી આનન્દમાં પોતાના દિવસો વ્યતિત કરતાં હતાં. કાળસિંહ પણ આ આનન્દમાં ખર્ચ કરતાં અચકાતો નહોતો. હમેશાં તે માણસોને ભેગા કરી મદ્યની પ્યાલીઓ ત્હેમનામાં ફેરવતો હતો. દરેક મનુષ્ય ગમે તેટલો મદ્ય માગે તો પણ આપવો એવો કાળસિંહે હુકમ કર્યો હતો.

એક તરફ જ્યારે આ પ્રમાણે આનન્દની લહરીઓ વ્હેતી હતી. ત્યારે અન્ય બાજુએ એથી વિરૂદ્ધ જ વ્યાપાર ચાલી રહ્યો હતો. વ્યાઘ્રની જાળમાં સપડાયેલ એક હરિણીની માફક ભદ્રા હરેક પળે મૃત્યુને સમીપ જોતી હતી. કાળસિંહને જોતાંજ તે ભયથી કંપી ઉઠતી–ત્હેનો શ્વાસ રૂંધાઇ જતો–ગુસ્સા અને તિરસ્કારથી ત્હેનો ચ્હેરો લાલ થઇ જતો. કાળસિંહ ઘણી વખત ત્હેની પાસે જતો અને પ્રેમની માગણી કરતો. ભદ્રા ત્હેના તરફ દ્રષ્ટિ પણ કરતી નહોતી. આ ચિન્તામાં ને ચિન્તામાં ત્હેનું શરીર ક્ષિણ થતું જતું હતું. કાળસિંહ જ્યારે અત્યંત આગ્રહથી પ્રેમની યાચના કરતો ત્યારે ભદ્રા એ અયોગ્ય માગણીને ધિક્કારી કાઢતી અને કહેતી: " હું મ્હારા પ્રાણની દરકાર કરતી નથી–મ્હારે મ્હારા સતીત્વની દરકાર છે. મ્હારી પાસે તું શા માટે આવે છે? ત્હારી આ માગણી કદી પણ હું સંપૂર્ણ કરી શકું એમ નથી. " સરદાર એમ ધારતો હતો કે થોડા દિવસ અહીં રહેશે એટલે ત્હેનું હૃદય કંઇક શાન્ત

થશે, અને પછી ભદ્રા પોતાની માગણીનો સ્વિકાર કર્યા સિવાય રહેશે નહિ.

એક દિવસ પ્રાતઃકાળે ભદ્રા પર્વતના એક ઝરણા પાસે ઉદાસ ચ્હેરે કપાળે હસ્ત દઇને બેઠી હતી. તે પોતાની આ દુઃખી સ્થિતિનો વિચાર કરતી હતી. જેમ જેમ વિચાર આવતાં હતાં તેમ તેમ ત્હેની ચક્ષુમાંથી અશ્રુના ટીપાઓ પડતાં હતાં અને ઝરણાના પાણીની સાથે ભળી જતાં હતાં.

ભદ્રા જ્યાં બેઠી હતી ત્હેનાથી થોડે દૂર બે સ્ત્રીઓ ઉભી ઉભી એક બીજાની મશ્કરી કરતી હતી. આ બન્ને સ્ત્રીઓને ભદ્રાની દેખરેખ રાખવા માટે નિમવામાં આવી હતી. બીજી બાજુએ એક મહાન પર્વત હતો અને એ પર્વતની પછવાડે બે વ્યક્તિઓ બેઠી હતી.

ભદ્રા જ્યાં બેઠી હતી ત્હેની નજીક જ રામચન્દ્રને રહેવાની કોટડી હતી. રામચન્દ્રે પોતાની કોટડીમાંથી જોયું કે ઝરણાની પાસે મ્લાન મુખે બેઠી બેઠી ભદ્રા ધ્રુજે છે. રામચન્દ્ર કોટડીની બ્હાર નિકળ્યો અને ભદ્રાની પાસે ગયો.

ભદ્રાએ તુરતજ પાછળ જોયું. રામચન્દ્ર ત્યાંજ ઉભો રહ્યો. ભદ્રાએ રામચન્દ્રને જોઇને અત્યંત ગુસ્સાથી કહ્યું: " રામચન્દ્ર ! મ્હારી પાસે કેમ આવ્યો છે ? મ્હને આટલું દુઃખ દીધું તોપણ હજી ત્હને શાન્તિ થઇ નથી તે અત્યારે મ્હને વિશેષ દુઃખ દેવાને આવ્યો છે? કોઇ હસીને શાન્તિ મેળવે છે—કોઇ અશ્રુથી જ શાન્તિ મેળવે છે. મ્હારે અત્યારે અશ્રુથી જ શાન્તિ મેળવવાની છે. હું તે શાન્તિ મેળવવા પ્રયત્ન કરતી હતી ત્યાં તું શા માટે આવ્યો ?

પાષંડ ! ત્હેંજ મ્હારૂં સર્વ નાશ કર્યું છે ! ત્હેંજ મ્હારા પિતાને છેતરીને મ્હારી આવી સ્થિતિ કરી છે ! વિશ્વાસઘાતક ! શું ત્હને આનું ફળ નહિ મળે એમ તું ધારે છે ? ઇશ્વર જગત્‌માં છે. મ્હારા આ શબ્દો યાદ રાખજે ! અહીંથી હવે ચાલ્યો જા ! હું ત્હારૂં નીચ મ્હોઢું વધારે વખત જોવા ઇચ્છતી નથી. ”

રામચન્દ્ર ભદ્રાના આવા શબ્દો સાંભળી નીચું જોઇ ગયો. ત્હેની કરૂણાજનક સ્થિતિએ રામચન્દ્રના હૃદય ઉપર અસર કરી. રામચન્દ્ર કાળસિંહના માણસો સાથે જોડાયાથી ત્હેનું હૃદય થોડે ઘણે અંશે નિષ્ઠુર થઇ ગયું હતું છતાં ભદ્રાને જોઇને ત્હેને કાંઇક દયા આવી; અને ત્હેનું હૃદય નરમ થઇ ગયું. તે ત્યાં ઉભો ન રહેતાં પોતાની કોટડીમાં ગયો અને શય્યામાં પડયો. શય્યામાં પડ્યાં પડ્યાં તે બડબડયો: “ નક્કી, આ કાર્યનું પ્રતિફળ તો મળશેજ ! ”

ભદ્રાની બાજુએ જે ઉચ્ચ પર્વત હતો ત્હેની પાછળ બે વ્યક્તિઓ બેઠા હતી ત્હેમણે ભદ્રાના શબ્દો બરોબર સાંભળ્યાં. તે અન્ય કોઇ નહિ પણ વિરેન્દ્રસિંહ અને તામસી હતાં. રામચન્દ્ર ભદ્રાની પાસેથી જ્યારે મ્લાન હૃદયે પાછો ફરી ત્હેની કોટડી તરફ જતો હતો ત્યારે આ બન્નેએ જોયું હતું કે રામચન્દ્રના હૃદય ઉપર ભદ્રાના શબ્દોની સંપૂર્ણ અસર થઇ છે. આથી તામસીએ વિરેન્દ્રસિંહને કહ્યું: “ રામચન્દ્રનું મુખ જોઇને ત્હમે શું અનુમાન કરો છો ? ”

“ તે ભદ્રાનું દુ:ખ જોઇને વ્યતિત થયો હોય એમ જણાય છે. તે દક્ષિણી છે ખરો ને ? દક્ષિણીઓ વિશેષ કોમળ હૃદયના હોય છે.”

“ મ્હને તો લાગે છે કે રામચન્દ્ર આપણને કવચિત દગો દેશે. ભદ્રાને મૂકત કરાવવા તે માનસિંહને ગુપ્ત રીતે ખબર પણ આપે ! માટે ત્હેનો હવે ઘાટ ઘડી નાખવો એ મ્હને તો ઉચિત લાગે છે.

" પરંતુ મ્હારા પિતાની એવી ઇચ્છા નથી."

" ત્હેમની ઇચ્છા હવે જોવાની નથી. રામચન્દ્ર ભવિષ્યમાં આપણને કાંઇ પણ નુકશાન કરે તે પ્હેલાં આપણે જ ત્હેને મૃત્યુ શરણ કર્યો હોય તો કાંઇ ચિન્તા રહે નહિ. મ્હારા પિતાનો ત્હેણે ઉદ્ધાર કરેલ હોવાથી તેઓની લાગણી ત્હેના ઉપર રહે એ સ્વાભાવિક છે પરંતુ ત્હેમને રામચન્દ્રના સ્વભાવની ખબર નથી. તે દિવસે આપણા ગુપ્તવાસમાં આવી તે આપણું ગુપ્તકાર્ય જાણી ગયો છે. ત્હેને વિશેષ દિવસ જીવિત રાખવો એ આપણે માટે કોઇ પણ રીતે શ્રેયરૂપ નથી. મ્હારા પિતાને આ બાબતની ખબર પડવા દેશું નહિ. ગુપ્ત રીતેજ ત્હેની હત્યા કરશું. રામચન્દ્રને વિષથી તો મારી શકાશે નહિ કારણ કે મ્હારા પિતા તે તુરત જ સમજી જાય. ત્હેને તો અન્ય કોઇ યુક્તિ કરી મારી નાખશું અને પાછળથી કહીશું કે તે તો કયાંય ચાલ્યો ગયો હશે. પરદેશી એટલે અહીં રહે કે અન્ય કોઇ સ્થળે રહે તે બન્ને ત્હેને તો સરખું જ છે."

વિરેન્દ્રસિંહે તામસીને કાંઇ પણ જવાબ આપ્યો નહિ.

તામસીને તો ચટપટી લાગી રહી હતી. તે જ દિવસે સન્ધ્યાકાળે તામસીએ હસતાં હસતાં રામચન્દ્રની કોટડીમાં પ્રવેશ કર્યો. રામચન્દ્ર તો તામસીને જોતાંજ હર્ષિત હૃદયે બોલ્યો: " આ દાસની કોટડીમાં કેમ આવવું પડયું છે ?"

તામસીએ એક કટાક્ષ મારી મૃદુહાસ્ય કરીને કહ્યું: " ત્હમે તો મ્હને તદ્દન ભૂલી ગયા હો એમ જણાય છે."

" એમ કેમ કહે છે તામસી ? તુંજ હમણા મ્હને મળતી નથી."

" હું તો ત્હમને જોઇને લગભગ ગાંડા જેવી થઇ જાઉં છું. હવે તો મ્હારાથી ત્હમારો વિયોગ સહન થઇ શકતો નથી. ત્હમે કાલે

ગમે તેમ કરી મ્હારા પિતાને વિરેન્દ્રસિંહ સાથેના લગ્નનું કહેવરાવો !"

"ભલે, હું કાલે પ્રાતઃકાળે જ વિરેન્દ્રસિંહને કહીશ" રામચન્દ્રે આનન્દિત હૃદયે કહ્યું.

"ઠીક, પણ અત્યારે આપણે જરા બ્હાર ફરવા જઈએ. આખો દિવસ કોટડીમાં બેસી રહેવું ત્હમને ગમે છે કેમ ? ચાલો, આજે હું મ્હારા હસ્તથી જ એક ફુલની માળા ગુંથીને ત્હમારા ગળામાં પહેરાવું." એટલું કહી તામસીએ રામચન્દ્રનો હસ્ત ઝાલી ત્હેને ઉભો કર્યો.

રામચન્દ્ર અને તામસી બન્ને કોટડીની બ્હાર નિકળ્યા અને પૂર્વ તરફ ચાલવા લાગ્યા.

થોડે દૂર તેઓ બન્ને એક પર્વતના શિખર ઉપર ગયા. તામસી ફુલ તોડવા લાગી. રામચન્દ્ર પણ ત્હેની સાથે સાથે જ ફરતો હતો. ત્હેનાથી દૂર રહેવું રામચન્દ્ર જેવા સૌન્દર્યના ઉપાસકને દુઃસહ થઈ પડ્યું. તામસી ફુલ તોડતાં તોડતાં અનેક હાવભાવ કરતી હતી અને વિવિધ પ્રણયની વાતો કરી રામચન્દ્રના હૃદયને હચમચાવતી હતી.

આ પર્વતની બીજી બાજુએ એક મહાન ખાઈ હતી. આ ખાઈ કેટલી ઉંડી અને કેટલી લાંબી હતી ત્હેનું અનુમાન શિખર ઉપરથી તો થઈ શકે એમ નહોતું. ફુલ તોડતાં તોડતાં તામસી ખાઈ પાસે જઈને ઉભી રહી. રામચન્દ્ર પણ ત્હેની પછવાડે જ હતો. તામસીએ રામચન્દ્રને કહ્યું: "જુઓ ! આ પર્વતની નીચેનું મેદાન કેવું સુન્દર છે !"

રામચન્દ્ર તે જોવાને વાંકો વળ્યો. જેવો રામચન્દ્ર વાંકો વળીને તે જોવા જાય છે કે તુરત જ પિશાચી તામસીએ ત્હેને જોરથી ધક્કો માર્યો. રામચન્દ્ર ધબ કરતો કે ઉથલાઇ પડયો. તામસી ત્યાં ન રોકાતાં ત્વરિત ગતિથી હસતી હસતી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૧૦ મું

### ઉપાસના કે આરાધના ?

રામચન્દ્રનું શરીર અથડાતું, કુટાતું, પછડાતું પર્વત શિખર ઉપરથી ખાઇ તરફ રડયું જતું હતું. આ શિખર એટલું બધું ઉંચુ હતું કે ત્હેના ઉપરથી માણસ પડે તો કદી પણ બચી શકે નહિ. પરંતુ રામચન્દ્રના સૌભાગ્યથી એ બાજુએ ઘણા વેલા ઉગેલાં હતાં. રામચન્દ્રનું શરીર જેમ જેમ રડવા લાગ્યું તેમ તેમ એ વેલાઓ ત્હેના શરીર ફરતા વિટળાતા ગયા. આ વેલાઓ રામચન્દ્રના શરીર ઉપર એટલાં બધાં બાઝી ગયા કે ત્હેના શરીરને વિશેષ ઇજા થઇ શકી નહિ. થોડા વખતમાં રામચન્દ્રનું શરીર ખાઇમાં જઇને પડયું. વેલાને લીધે રામચન્દ્રનું મૃત્યુ તો થયું નહિ પરંતુ તે બેશુદ્ધ થઇ ગયો. આ સ્થિતિમાં જ તે ઘણો વખત ત્યાં પડયો રહ્યો. ત્હેને અત્યારે બિલકુલ ભાન નહોતું. છેવટ ત્હેને જ્યારે શુદ્ધિ આવી ત્યારે ત્હેણે જોયું કે સૂર્યનારાયણ પૂર્વાકાશમાં પધારવાની તૈયારીમાં છે. પ્રભાતની પવનની શિતળ લહરીઓથી અને વિધવિધ જાતના પુલોની સુગન્ધથી રામચન્દ્રમાં કાંઇક વિશેષ ચૈતન્ય આવ્યું.

ચૈતન્ય આવતાં રામચન્દ્ર પ્રથમ તો સમજી શકયો નહિ કે પોતે કયાં અને કેવી અવસ્થામાં છે. ધીમધીમે ત્હેના સ્મરણમાં ગત

સન્ધ્યાની હકીકત આવવા લાગી. પિશાચી તામસીએ પોતાને ધક્કો મારી ખાઇમાં ફેંકી દીધો હતો તે ત્હેને યાદ આવ્યું. તામસી ઉપર તે અત્યંત ગુસ્સે થયો, પરંતુ સમજી ગયો કે ગમે તેવો ગુસ્સો કરવો તે અત્યારે નકામો છે. ત્હેણે પોતાના શરીર ફરતા વિંટળાયેલા વેલાઓને કાઢી નાખ્યાં. પછાડો લાગવાથી ત્હેનું આખું અંગ સજ્જડ થઇ ગયું હતું. વળી વેદના પણ થતી હતી છતાં તે બેઠો થયો અને ધીમેધીમે ખાઇમાં ચાલવા લાગ્યો.

ખાઇની દક્ષિણ બાજુએ એક ઝરણું હતું. ઝરણાંમાંથી ખરખર શબ્દ કરતું નિર્મળ પાણી ચાલ્યું જતું હતું. ઝરણાની બાજુમાં જ શિલા ઉપર એક મનુષ્ય શાન્તિથી બેઠો હતો. રામચન્દ્ર આવા સ્થળે મનુષ્યને જોઇને સ્હેજ વિસ્મિત થયો. તે ત્હેની નજીક ગયો. નજીક જતાં રામચન્દ્રે જોયું કે તે એક યોગી હતો. શાન્તિથી તે ઇશ્વરનું ધ્યાન ધરતો હતો. ત્હેના દેહમાં સ્વર્ગીય જ્યોતિઃ જળહળી રહી હતી. પરંતુ ત્હેની ઉમ્મર કેટલી હશે, તે ક્યાંનો રહીશ હશે, કેવી જાતીનો હશે એ કાંઇપણ જાણી શકાય એમ નહોતું. યોગી નગ્નાવસ્થામાં હતો.

રામચન્દ્રને અત્યંત તૃષા લાગેલ હોવાથી પ્રથમ તો ત્હેણે ઝરણામાંથી જળ પાન કર્યું અને પછી ત્યાં જ બેઠા બેઠા વિચારવા લાગ્યો: " હવે મ્હારે ક્યાં જવું ? આ સંસારમાં તો પાપ અને અત્યાચાર જ જોવામાં આવે છે. પ્રેમ અને દયા તો માત્ર નામના જ રહ્યાં છે. પ્રેમ જો કે થોડો ઘણો છે પરંતુ તે મેળવવાનો ઉપાય નથી. દયા તો પારિજાત પુષ્પની માફક દેવોને જ ભોગ્ય થઇ ગઇ છે—મનુષ્યને દયા મળવી અતિ દુર્લભ છે. જ્યારે આવી સ્થિતિ છે ત્યારે મનુષ્ય-સમાજમાં જવાથી શું ફળ ! બસ ! હવે

ત્યાં ન જતાં આ યોગીની સેવા કરી આ નિર્જન સ્થળમાં શાન્તિથી અવશિષ્ટ જીવન વ્યતિત કરવું ઉત્તમ છે. પરંતુ આ જીવનમાં પુનઃ યોગમાયાના દર્શન થશે કે કેમ? પ્રભાવતી પણ કેટલી સદ્‌ગુણી ! ત્હેનો મ્હારા ઉપર અગાધ પ્રેમ હતો. ત્હેનું બિચારીનું શું થયું હશે ? તે કાંઇ પણ જણાયું નહિ. અરે ! એ ખબર મેળવીને પણ હું શું કરવાનો હતો ? જેની સાથે સાક્ષાત્કાર થવાનો એક પણ ઉપાય નથી—જે દેશમાં આ જીંદગીમાં તો જવાનું સમ્ભવિત નથી, તે દેશના માણસના ખબર જાણીને મ્હારે શું કામ છે ? મ્હેં સાંભળ્યું છે કે યોગ—સાધનાથી જીવનની ઉન્નતિ થાય છે. આ યોગી પાસેથી હું યોગનો અભ્યાસ કરીશ. બસ ! આ વિચાર જ ઉત્તમ છે. યોગીરાજ ધ્યાનમાંથી જાગશે કે તુરત જ ત્હેમના ચરણોમાં પડી નમ્રતાથી મ્હારી ઇચ્છા જણાવીશ. મહાત્માઓ કદી પણ અન્ય મનુષ્યનું વચન ઠેલતા નથી. ''

રામચન્દ્ર યોગીની સામેજ ત્હેના ધ્યાનભંગની રાહ જોઇને બેઠો. રામચન્દ્રને ઘણો સમય સૂધી રાહ જોવી પડી કારણકે લગભગ મધ્યાનકાળે યોગી ધ્યાનમાંથી જાગ્યો. તે શિલા ઉપરથી નીચે ઉતરી ઝરણાના જળમાં જઇને ઊભો રહ્યો. યથારીતિ શિખાબન્ધન, આચમનાદિ અને સ્નાન કરીને બ્હાર નિકળ્યો. યોગીએ જેવું ચાલવા માંડયું કે તુરતજ રામચન્દ્ર ત્હેની પાસે જઇને ત્હેના ચરણે પડયો. યોગી તો અતિ વિસ્મિત થઇ ગયો. આવી ભયાનક ખાઇમાં એક મનુષ્યે આવવાનું સાહસ શી રીતે ખેડયું હશે ! વળી રામચન્દ્રની દૈહિક આકૃતિ ઉપરથી યોગી સમજી શકયો કે તે સાધક અથવા તો યોગી નથી. યોગીએ રામચન્દ્રને આતુરતાથી પૂછ્યું: " તું કોણ છે ? "

યોગીએ સંસ્કૃત ભાષામાં રામચન્દ્રને પૂછ્યું હતું. રામચન્દ્રે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરેલ હોવાથી ભાંગી તૂટી ભાષામાં ત્હેણે જવાબ આપ્યો: "હું દક્ષિણી છું."

"દક્ષિણી ? અહીંયા શી રીતે આવ્યો ?"

"એ કથા લાંબી છે. આપ જો કૃપા કરીને શ્રવણ કરો તો હું મ્હારી સર્વ કર્મકથા આપને નિવેદન કરૂં."

"હું વિશેષ સમય વાત કરી શકું એમ નથી."

"આપને સંક્ષેપમાં જ કહીશ કે દેવ ! હું મહાન વિપદમાં આવી પડયો છું. સંસાર સાગરમાં ગોથા મારૂં છું. આપ મ્હારા ઉપર દયા કરો ! હું જીંદગીભર આપની ચરણ સેવા કરીશ." રામચન્દ્રે ગદ્દગદ્દ કંઠે કહ્યું.

"ચરણ સેવા કરવાને મ્હારે કોઇ પણ મનુષ્યની આવશ્યકતા નથી. તું શા પ્રયોજનથી આવ્યો છે તે કહે !"

"મ્હને તો આપની સાથે જ લઇ જાવ ! મ્હારો ત્યાગ કરશો નહિ."

"અરે પણ તું અહીં શી રીતે આવ્યો છે–શા કારણથી આવ્યો છે તે તો કહે."

રામચન્દ્રે ત્હેના જીવનની સમસ્ત ઘટના યોગીને નિવેદન કરી. વળી તામસીએ ત્હેને કેવી રીતે ફસાવીને શિખર ઉપરથી ધક્કો મારી ફેંકી દીધો તે પણ કહ્યું. યોગીએ આ સર્વ શ્રવણ કરીને કહ્યું: "તું અહીં અપેક્ષા કર ! હું સન્ધ્યા સમયે પુન: અહીં ઉપાસના કરવા આવીશ અને તે વખતે ત્હને ત્હારા દેશમાં જવાનો રસ્તો બતાવી દઇશ."

રામચન્દ્રે આ સાંભળી કરૂણ કંઠે કહ્યું: " મ્હારા દેશમાં જ-વાથી મ્હને સુખ મળી શકે એમ નથી. જગત્‌માં મ્હારે આત્મિય સ્વજન કે બન્ધુ બાન્ધવ કોઇ પણ નથી. એક બે વ્યકિતાઓ સાથે મ્હારે પરિચય છે પરંતુ તે વિજાપુરમાં રહે છે. પ્રથમ જ આપને મ્હેં કહ્યું છે કે વિજાપુરમાં મ્હારાથી પ્રવેશ કરી શકાય એમ નથી. હું તે રાજ્યનો ગુન્હેગાર છું. ત્યાં જવાનો જ્યારે મ્હારે માટે ઉપાય નથી ત્યારે અન્ય દેશમાં જઇને હું શું સુખી થવાનો હતો ? ત્યાં મ્હારે દુ:ખના અગ્નિમાં જ કાયમ દગ્ધ થવું પડશે. "

" ત્યારે ત્હારી શું ઇચ્છા છે ? "

" આપની સાથે રહીને આપની માફક ઇશ્વરની ઉપાસના કરવામાં અવશેષ જીવન ગાળવાનો મ્હારો વિચાર છે. આપ મ્હને દિક્ષા આપો. "

" ઠીક, પરંતુ મ્હારો સમય નકામો નષ્ટ થાય છે. જ્યારે હું સન્ધ્યા સમયે અહીં આવું ત્યારે તું મ્હને મળજે. તે સમયે હું ત્હારી સર્વ હકીકત સાંભળીશ અને યોગ્ય રસ્તો બતાવીશ. અત્યારે આ ખાઇમાં જ થોડે દૂર રકતવર્ણના પત્રવાળું એક ન્હાનું સરખું વૃક્ષ છે. ત્યાં જઇને એ પત્રનું તું ભક્ષણ કરી ત્હારી ક્ષુધાને તૃપ્ત કર. ત્હેનો સ્વાદ ઉત્તમ તેમ જ શકિત આપનારો છે. હું ત્હને સન્ધ્યા સમયે મળીશ. "

આટલું કહી યોગી ચાલ્યો ગયો. રામચન્દ્રે ઘણો વખત ત્યાં બેસીને અનેક વિચારો કર્યા. છેવટ ઝરણાંમાં પડી સ્નાન કરી ખાઇમાં આગળ આવ્યો. થોડે દૂર તે ગયો એટલે યોગીએ કહ્યાનુ-સાર રકતવર્ણના પત્રવાળું એક વૃક્ષ ત્હેની નજરે પડયું. ત્હેણે

તુરત જ વૃક્ષ પાસે જઇને પાંદ તોડયા અને એક સ્થળે બેસીને શાન્તિથી તે ખાધા. આ પત્ર હોવા છતાં પણ રામચન્દ્રને હ્હેનો સ્વાદ ઘણો જ મીઠો લાગ્યો. જઠરાગ્નિને તૃપ્ત કરીને પુનઃ તે ઝરણાં પાસે આવ્યો. ઝરણાંના જળનું પાન કરી એક વૃક્ષ નીચે તે સુઇ ગયો. એકાદ પ્રહર પછી તે નિદ્રામાંથી જાગ્યો પરંતુ હ્હેને આશ્ચર્ય સાથે જણાયું કે પોતાનામાં પૂર્વ કરતાં વિશેષ સ્ફુર્ત્તિ અને બળ આવ્યાં છે. હ્હેને આથી યોગીના વચનો ઉપર વિશેષ વિશ્વાસ બેઠો અને ઝરણાં પાસે જઇને યોગીના આવાગમનની રાહ જોવા લાગ્યો.

સન્ધ્યાનો વખત થતાં યોગી ત્યાં આવ્યો. યોગીએ પોતાનું આન્હિક કર્મ પૂર્ણ કર્યા બાદ રામચન્દ્રે હ્હેની પાસે જઇને પ્રણામ કર્યા. યોગીએ રામચન્દ્રના સામે જોઇને કહ્યું: " હ્હને હ્હારા દેશનો રસ્તો બતાવવાનું મ્હેં કહ્યું હતું ને ? "

" મ્હારો ત્યાગ આપ ન કરો ! મ્હને દયા કરી સાધનપથ દેખાડી દિક્ષા દ્યો ! "

યોગીએ સ્મિત હાસ્ય કર્યું. હસતાં હસતાં જ હ્હેણે કહ્યું; "હ્હારા ચ્હેરા ઉપરથી જ સ્પષ્ટ જણાય છે કે હ્હારા દેહના પ્રત્યેક રક્ત બિન્દુમાં આસક્તિનો અગ્નિ ભભૂકી રહ્યો છે: તું કયા પ્રકારે સાધન-પથ (મોક્ષમાર્ગ)નું અવલમ્બન કરી શકીશ ? "

" ત્યારે શું મ્હારા જેવા મનુષ્યનું જીવન પાપ કાર્યમાં જ વ્યતિત થાય ? શું મ્હારા જેવા મનુષ્યનો ઉદ્ધાર જ નહિ ? "

" ઉદ્ધાર તો થઇ શકે પરંતુ તે એક જન્મનું કાર્ય નથી. હ્હારે આ જીવનમાં કઠોર સંયમ કરવો પડશે અને પછી જન્મે જન્મે હ્હારી ઉન્નતિ થતી જશે. પરંતુ આમાં પતનની શંકા છે-ઉન્નતિમાં એ અવનતિનો ભય સમાયેલો છે. કેટલાય મુનિ અને ઋષિઓ

અભ્યાસના સીધ્ધિમાં લુબ્ધ થઇ અવનતિની ઊંડી ગર્તામાં પહોંચ્યા ગયા છે, અને એથી જ આ પથનું અવલમ્બન કરવું એ અતિ કઠિનમાં કઠિન કાર્ય છે. જે જગત્ આપણને દેખાય છે તે પ્રકૃતિના આકર્ષણરૂપ અથવા પ્રકૃતિના રચની મૂર્ત્તિરૂપ છે. સત્ત્વ, રજસ્ અને તમસ્—એ ત્રિગુણાત્મિક પ્રકૃતિ અને ત્હેનાથી ઉત્પન્ન થયેલ જે કાંઇ ભુત—ભૌતિક—એ સર્વ પુરૂષ ( ચૈતન્ય ) ના ભોગનું અને અપવર્ગ ( મોક્ષ ) નું નિમિત્ત—કારણ છે. મનુષ્ય બે પ્રકારના હોય છે—વિવેકી અને અવિવેકી. વિવેકી મનુષ્ય આમાંથી મોક્ષનું સાધન શોધી કાઢે છે અને અવિવેકી ભોગનું સાધન શોધી કાઢે છે.

" ઉપરોક્ત પ્રકૃતિ અવિવેકી પુરૂષને ભોગના સાધનરૂપ અર્થાત્ રૂપ, રસ, ગન્ધ, શબ્દ, સ્પર્શ, સુખ, દુઃખ, મોહ વિગેરે પ્રકારમાં પરિણત થતી જણાય છે. જડ સ્વભાવી લોહ સંપૂર્ણ ઇચ્છા વિહીન અને ગતિ રહિત હોવા છતાં પણ ચુમ્બકની પાસે તે સક્રિય યા ઇચ્છા યુક્ત પ્રાણીની માફક ગતિ શકિત પ્રાપ્ત કરી શકે છે તેવી રીતે અવિવેકી મનુષ્ય પ્રકૃતિની તરફ આકર્ષાય છે. પરંતુ જે વ્યક્તિ યોગાભ્યાસ દ્વારા પ્રકૃતિના જૂદા જૂદા ગૂઢ રહસ્યને સમજી શકે છે, અર્થાત્ ઉપર્યુક્ત પરિણામના તત્ત્વને જાણી શકે છે તે પુરૂષ પછી પ્રકૃતિના બન્ધનથી મુક્ત થઇ જાય છે. "

" યોગ્યાભ્યાસ શિખતા કેટલા દિવસ થાય ? "

" દરેકને માટે એક સરખો સમય થાય છે એવું કાંઇ નથી. જેને પૂર્વ જન્મની સાધના હોય તે જલ્દી શિખી શકે છે. પરંતુ ત્હારા તો એવા સંસ્કાર છે કે ત્હને ઘણો જ લાંબો સમય થશે. "

" આપે હમણા કહ્યું કે પરિદૃસ્યમાન પ્રકૃતિ અવિવેકીને ભોગનું અને વિવેકીને મોક્ષનું નિમિત્ત—કારણ છે. વારૂ, હું અવિવેકી છું તો

કહો દેવ !. હું શી રીતે મ્હારો ઇચ્છીત ભોગ મેળવી શકું ?"

યોગીએ હસતાં હસતાં કહ્યું: "ભોગ એટલે સુખ ભોગનું તું કહે છે ને ? સુખ દુઃખ એ તો ફક્ત મનનું કારણ છે. યુવક, સુન્દર રમણી મળતાં સુખ માને છે, વૃધ્ધ, પ્રભુભજનમાં સુખ માને છે, બાળક ફકત એક રંગેલ પૂતળીમાં જ સુખ માને છે. યુવકની પાસે તો આ પુતલીનું કાંઇ મૂલ્ય જ નથી. મનુષ્ય આરાધનાદ્વારા પ્રકૃતિ ઉપર આધિપત્ય કરી પોતાનું ઇપ્સિત કાર્ય કરી શકે છે. "

" આરાધના શા માટે કહો છો ? શું ઉપાસના નહિ ? "

" ના, ઉપાસના અને આરાધનાનો અર્થ તદ્દન ભિન્ન છે. ઉપાસના એટલે ઉપાસ્યમાં આપણે લીન થઇ જઇ ત્હેના દાસ બનવું અને આરાધના એટલે આરાધ્ય દેવને આપણો દાસ કરી આપણી ઇચ્છાનુસાર કાર્ય માટે નિયુંકત કરવો. "

" ઠીક. મ્હને આવી એક આરાધનાનો રસ્તો બતાવો અને ત્હેના મંત્રની દિક્ષા દ્યો કે જેથી હું ધારૂં તે સિદ્ધ કરી શકું. "

" દૈત્ય, દાનવ અને પિશાચાદિદ્વારા આ પ્રમાણે કરી શકાય છે. કિન્તુ યુવક ! એ અતિ ભયાનક પથ છે. ચૈતન્યનો રસ્તો છોડી કઠોર જડના બન્ધનમાં પડવાનું છે. આ સંસારના બે પ્રહરના સુખ માટે દીર્ઘકાળ નરકાગ્નિમાં બળવું પડશે. દેવ અને દાનવ તદ્દન ભિન્ન પ્રકૃતિના છે. દેવ પુણ્ય અને દાનવ પાપ છે. દેવ સ્વર્ગનું દ્વાર છે, દાનવ નરકનું દ્વાર છે. દેવ દાનવને અને પુણ્ય પાપને કાયમ યુદ્ધ ચાલ્યા કરે છે. તું દેવનો આશ્રય લે ! "

"મ્હને તો કૃપા કરીને એવી સાધનાનો પથ બતાવો કે જેથી હું ઇપ્સિત કાર્ય કરી શકું. મ્હારે અન્યની અપેક્ષા નથી. સંસારમાં

રહી ઘણો વખત ખ્યાલમાં પણ ન આવી શકે એવું દુઃખ મ્હેં ભોગવ્યું છે. હવે તો સુખનો ઉપભોગ કરવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે. આ ઇચ્છાને હું કોઇ પણ રીતે અટકાવી શકું એમ નથી. જો કવચિત્ પરલોક હશે તો દુઃખ પણ તે વખતે ભોગવવાનું છે. એ કષ્ટ કાંઇ અત્યારે આવવાનું નથી. વળી શું થશે ને શું નહિ થાય એ પણ નિશ્ચિત નથી. ''

" અરે નિર્બોધ ! શું પરલોક નથી ? આ લોક તો બે પ્રહરની રમત છે. આલોકનું સુખ અચિરસ્થાયી છે. ''

" છતાં પણ હું આલોકને ચાહું છું. મ્હારા ઉપર દયા કરો ! મ્હને એ સાધનાનો પથ બતાવી દ્યો કે મ્હારા અન્તરની સર્વ ઇચ્છાઓ હું પૂર્ણ કરી શકું. ''

" તું બરોબર વિચાર કર ! ત્હારા આત્માને પૂછી જો અને પછી મ્હને કહે. આ પથનું અવલમ્બન કરવાથી મહાન ભયંકર પરિણામ આવશે અને નિવૃત્તિના પથે જવાથી પરિણામ અતિ સુખકર આવશે. ત્હને મંત્રની દિક્ષા દેવાની મ્હને વાસના થઇ છે. હું તે વાસના પૂર્ણ કરીશ-વાસના અપૂર્ણ રાખીશ નહિ. પરંતુ ત્હારા આત્માની ઉન્નતિના પથે જા ! નિવૃત્તિ માર્ગનું અનુસરણ કર !''

" ના, ના, મ્હારો આજ દૃઢ નિશ્ચય છે. ''

" તું આ ગંભિર ભૂલ કરે છે. ભવિષ્યમાં ત્હારે અત્યંત પસ્તાવું પડશે. હું આજે ત્હને સમય આપું છું. અહીં જ તું રહેજે. અહીં કોઇપણ જાતનો ભય નથી. કાલે પ્રાતઃકાળે હું પુનઃ અહીં સ્નાન કરવા આવીશ ત્યારે ત્હને દિક્ષા દઇશ પરંતુ હું ત્હને પુનઃ પુનઃ કહું છું કે આ સમય દરમ્યાન સંપૂર્ણ વિચાર

કરજે. સમસ્ત રાત્રિ ત્હને વિચાર કરવા માટે છે. મ્હારા શબ્દોને ધ્યાનમાં રાખજે. ત્હારા આત્માનું કોઇપણ રીતે કલ્યાણ થાય એજ મ્હારી ભાવના છે. ”

યોગી આટલું કહી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૧ મું.

## પિશાચસિદ્ધિ.

યોગીના ગયા બાદ રામચન્દ્ર એકલો જ ઝરણાં પાસે બેઠો બેઠો વિચારવા લાગ્યો: “ હવે શું કરવું ? કયા પથનું અવલમ્બન કરવું ? યોગીએ તો બે પથ બતાવ્યા છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ. પ્રવૃત્તિની સાધનાથી આલોકમાં સુખ અને શક્તિ પ્રાપ્ત થઇ શકશે અને નિવૃત્તિની સાધનાથી પરલોકમાં સુખ મળશે. પરંતુ પરલોક કોણ જોવા ગયું છે ? પરલોક છે કે કેમ તે પણ કોણ જાણે છે ? મનુષ્યના મૃત્યુ પછી શું થાય એ પણ કયાં નિશ્ચિત છે ! દાનવની આરાધનાથી દાનવીશક્તિ વશિભૂત થશે અને એ શક્તિના પ્રાબલ્યથી મ્હારી ઇચ્છાનુસાર સર્વ કાર્ય કરી શકાશે તો પછી મ્હને ઐશ્વર્ય અને સુખ શા માટે નહિ પ્રાપ્ત થાય ? જેને માટે મ્હેં આ જીવનમાં અસહ્ય દુ:ખ ભોગવ્યું છે તે અતૂલનિય સૌન્દર્યવાન યોગમાયા હું મેળવી શકીશ. યોગમાયાને પ્રાપ્ત કર્યાથી જે સુખ હું મેળવી શકીશ તે કરતાં શું સ્વર્ગ સુખ વિશેષ હોઇ શકે ? કદી પણ નહિ. સ્વર્ગમાં હું જઇશ કે કેમ એ પણ કયાં નક્કી છે ? મ્હને તો એમ જણાય છે કે સર્વ મનુષ્ય દાનવી—શક્તિથી શક્તિવાન અને અગાધ

ઐશ્વર્યવાન થઇ સમાજમાં મહાન ગોટાળો ઉપસ્થિત કરે એવી આ શંકાથી શાસ્ત્રકારોએ નરકનો ભય બતાવ્યો છે. સમાજમાં સર્વ શક્તિવાન થાય તો કાપાકાપી અને મારામારી થાય, કોઇ કોઇને આધીન રહે નહિ એ ભયથી નિવૃત્તિના પથની વાતો શાસ્ત્રકારોએ કહી છે. ગમે તેમ હોય તો પણ હું તો આલોક જ ચાહું છું. યોગમાયાને ચાહું છું. જો પરલોક હશે તો તે સમયે જોઇ લેવાશે. અત્યારે તો સુખનો જ ઉપભોગ કરવો."

સમસ્ત રાત્રિ વિચાર કરી છેવટ રામચન્દ્ર ઉપરોક્ત નિશ્ચય ઉપર આવ્યો. ગમે તેમ થાય તો પણ આ નિશ્ચયમાંથી ડગવું નહિ એવો રામચન્દ્રે દૃઢ સંકલ્પ કર્યો.

પ્રાતઃકાળ થતાં જ યોગી ત્યાં આવ્યો. રામચન્દ્ર ત્હેને પ્રણામ કરી ઉભો રહ્યો.

" યોગીએ પૂછ્યું: " ત્હેં શું નિશ્ચય કર્યો ?"

" જેથી આલોક હું સુખ અને આનન્દમાં ગાળી શકું, મ્હારી કામના-વાસના પૂર્ણ થઇ શકે એજ સાધનાનો મંત્ર આપની પાસેથી ગ્રહણ કરવાનો મ્હેં નિશ્ચય કર્યો છે."

" હજી પણ ત્હારો એજ મત છે ?"

" જી હા."

" મૂર્ખ યુવક ! ઇહ જીવન બે પ્રહરને માટે છે. એક ક્ષણમાં અહીંનું સુખ નષ્ટ થઇ જશે. પરંતુ પરલોક દીર્ઘ સમય માટે છે. ભ્રમમાં ન પડ ! તું પોતે જ શા માટે ત્હારા પગ ઉપર કુહાડો મારે છે ?"

" મ્હને તો આપ દિક્ષા દ્યો ! ઉપદેશ હું નથી ઇચ્છતો !"

"તોપણ હું ત્હને પુનઃ કહું છું કે પ્રકૃત સુખનું અવલમ્બન કર !"

"આલોકનું સુખ એજ સુખ છે—પરલોક કાંઇ દેખાતો નથી".

"અરે મૂર્ખ ! શું પરલોક દેખાતો નથી ? પરલોક દેખાશે, ત્હેનું દુઃખ ભોગવવું પડશે અને એ દુઃખ ભોગવતાં તિવ્ર વેદના પણ સહન કરવી પડશે.

"મ્હને તો કૃપા કરી મંત્રદાન દ્યો !"

"હું હજી પણ ત્હને કહું છું કે પિશાચાદિની સાધના કર્યા સિવાય ત્હારો ઉદ્દેશ સિધ્ધ થઇ શકે એમ નથી પરંતુ તે કરવાથી કષ્ટ જન્મ જન્મનું અને યાતાના પ્રાણભેદી છે."

"તો પણ હું સુખી થઇશ."

"ભલે, જેવી ત્હારી ઇચ્છા ! હવે ત્હને હું વિશેષ કહેતો નથી. બોલ ! ત્હારે કેવા શકિત મેળવવી છે ?"

"હું જે ઇચ્છા કરૂં તે તુરત જ પૂર્ણ થવી જોઇએ. હું અદ્રષ્ય રહીને માણસના ઉપર અસ્ત્રાઘાત કરૂં તોપણ મ્હને કોઇ જોઇ શકે નહિ. હું ઇચ્છા થતાં રાજસૈન્યને મ્હાત કરી શકું અને મનુષ્યને જડ જેવો બનાવી શકું. મ્હારે આવી શકિત પ્રાપ્ત કરવાની ઇચ્છા છે."

"પિશાચસિધ્ધિ માટે સાધના કર !"

"આપ મ્હને ત્હેનો મંત્ર દ્યો અને સાધનાના ઉપાય અને પ્રણાલી બતાવી દ્યો."

"ભલે, પરંતુ હું જે મંત્ર ત્હને કહીશ તે સિધ્ધ મંત્ર છે. એક અઠવાડિયું નિયમસર જો આ મંત્રનો જાપ કરવામાં આવે તો

મનુષ્યનો ઉદ્દેશ સિધ્ધ થાય છે. પરંતુ અહીં રહીને તું પિશાચની સાધના કરી શકીશ નહિ. ”

“ જ્યાં આપ કહેશો ત્યાં જઇશ. ”

“ અહીંઆ પિશાચને તું હસ્તગત્ કરી શકીશ નહિ કારણ કે આ સ્થળે તે આવી શકશે નહિ. ઘણા નિવૃત્તિ માર્ગના સાધકોથી આ ભૂમી પવિત્ર થયેલી છે. હું ત્હને મંત્રદિક્ષા આપીને રસ્તો બતાવીશ. તે રસ્તે જતાં એક મહાન જળ શૂન્ય તળાવ પાસે તું જઇ પહોંચીશ. તે સ્થળે એક ફળ, પુષ્પ અને પત્રાદિ સિવાયનું મહાન વૃક્ષ છે. તું તે વૃક્ષ નીચે બેસીને પિશાચની સાધના કરજે! હું ત્હને જે મંત્ર આપું તે મંત્રનો જાપ કરજે. ત્યાં બે ચાર મનુષ્યોએ પિશાચની આરાધના કરી છે. આટલું કરવાથી સત્વર ત્હારી મનોભાવના પૂર્ણ થશે. પિશાચ ત્હને ન્હાના પ્રકારના ભય બતાવશે પરંતુ ડરીશ નહિ. છેવટ ત્હારી દ્રઢતા જોઇને પિશાચ ત્હારે તાબે થઇ એક આજ્ઞાકારી સેવકની માફક ત્હારૂં દરેક કાર્ય કરશે.”

“ પ્રભો ! આપનો આભાર હું જીંદગીભર ભૂલીશ નહિ. મ્હને મંત્રનું દાન દ્યો. ”

“ સ્નાન કરી આવ ! ”

તુરત જ રામચન્દ્ર ઝરણાં પાસે જઇને ત્હેમાં પડયો. સ્નાન કાર્ય સમાપ્ત કરીને તે યોગી પાસે આવી બે હસ્ત જોડીને ઉભો રહ્યો. યોગીએ ત્હેને પિશાચ મંત્રની દિક્ષા આપી તથા પેલા તળાવ તરફનો રસ્તો બતાવી દીધો. રામચન્દ્ર એ ખાઇમાંથી બ્હાર નિકળી તે રસ્તા તરફ ચાલવા લાગ્યો. યોગી પણ પોતાનું આન્હિક કર્મ કરીને ચાલ્યો ગયો.

લગભગ મધ્યાનકાળે રામચન્દ્ર યોગીએ કહેલ મહાન તળાવ પાસે પહોંચ્યો. ત્યાં પત્ર–પુષ્પહીન મહાન વૃક્ષ ત્હેણે જોયું. યોગીની આજ્ઞાનુસાર રામચન્દ્ર તે વૃક્ષ નીચે બેસી પિશાચ મંત્રનો જાપ કરવા લાગ્યો.

પાંચ દિવસ વિતતાં રામચન્દ્રે જોયું કે એક મહાન વ્યાઘ્ર પોતાનું વિકાળ મુખ વિકાસી ત્હેના તરફ દોડતો આવે છે. યોગીએ પ્રથમથી કહેલ હોવાથી રામચન્દ્રને ભય લાગ્યો નહિ. વ્યાઘ્ર રામચન્દ્ર પાસે આવી થોડો વખત ત્હેનાં સામે ઉભો રહી ચાલ્યો ગયો. તે દિવસથી કોઇ વખત સર્પ થઇને, કોઇ વખત મત્ત હસ્તી થઇને તો કોઇ વખત વિકાળ સિંહ થઇને–એવા જુદા જુદા હિંસક પશુની અવસ્થામાં પિશાચ, રામચન્દ્રને ભય બતાવવા લાગ્યો. પરંતુ રામચન્દ્ર તો દૃઢ હતો. તે તો યોગીની આજ્ઞાનુસાર એક સરખો જાપ જ કર્યે જતો હતો.

આ પ્રમાણે સાત દિવસ વ્યતિત થઇ ગયા. સાતમે દિવસે સન્ધ્યા સમયે પિશાચ પ્રગટ થયો અને રામચન્દ્રને ત્હેણે કહ્યું: " માનવ ! તું મ્હને દાસ કરવાની ઇચ્છા રાખે છે તો ભલે હું તૈયાર છું પરંતુ ત્હારે મ્હારી પાસે અમુક પ્રતિજ્ઞા કરવી પડશે. "

" બોલ ! મ્હારે તે કબુલ છે. " રામચન્દ્રે પોતાની ઇચ્છા પૂર્ણ થવાથી હર્ષિત હૃદયે કહ્યું.

" તું કદીપણુ શુદ્ધ થઇ શકીશ નહિ. કાયમ ત્હારે અશુદ્ધ જ રહેવું પડશે. કદીપણુ નારાયણુની શિલાને ત્હારાથી સ્પર્શ કરી શકાશે નહિ. ગાયત્રી પાઠ થઇ શકશે નહિ. કોઇપણુ દેવાલયમાં ત્હારાથી જવાશે નહિ. "

" આ સિવાય અન્ય કાંઇ પ્રતિજ્ઞા લેવાની છે ? "

" ઇહકાળે હું ત્હારો દાસ થઇને રહીશ પરંતુ પરકાળે મ્હારી શક્તિ ત્હારા ઉપર ચલાવીશ. "

" ત્હેં જે કાંઇ પણ કહ્યું તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છું. "

" બસ હું આજથી ત્હારો એક આજ્ઞાકારી દાસ છું. અત્યારે ત્હારી કાંઇ પણ ઇચ્છા હોય તો કહે ! હું તુરત જ તે પુર્ણ કરીશ. "

" મ્હને ક્ષુધા લાગી છે. "

" સામેના ન્હાના વૃક્ષ ઉપર જે કૃષ્ણ વર્ણના પત્રો દેખાય છે તે ભક્ષણ કર ! "

રામચન્દ્રે યોગીએ ભતાવેલ વૃક્ષના રકત વર્ણના પત્ર ખાધાં હતાં અને તે ત્હેને અતિ સ્વાદિષ્ટ લાગ્યાં હતાં. આથી રામચન્દ્રે પિશાચે બતાવેલ વૃક્ષના કૃષ્ણ વર્ણના પત્રો પણ ખાધા. પરંતુ આ પત્રનો સ્વાદ મત્સ્યના જેવો લાગ્યો. ગન્ધ પણ તેવી જ લાગી. આથી રામચન્દ્રે પિશાચને કહ્યું: " સ્વાદમાં આટલી બધી ભિન્નતા કેમ ? આ પત્રમાં મત્સ્યના જેવી ગંધ અને સ્વાદ કેમ છે ? "

પિશાચે હસતાં હસતાં કહ્યું: " મત્સ્ય અમને વિશેષ પ્રિય હોય છે. "

---

## પ્રકરણ ૧૨ મું.

### રામચન્દ્રની અદ્દ્ભુત શક્તિ.

વિજાપુરની દક્ષિણ બાજુએ એકાદ ગાઉ દૂર એક મહાન મ્હેલ તૈયાર થતો હતો. ત્હેનો વિસ્તાર, ત્હેનું શિલ્પ કાર્ય, ત્હેની રચના

અને સૌન્દર્ય વિજાપુરના બાદશાહના મ્હેલ કરતાં પણ વિશેષ હતાં. આ વિસ્તૃત અને સુન્દર મ્હેલ કોણ તૈયાર કરાવે છે તે કોઇ જાણતું નહોતું. વિજાપુરના બાદશાહે જમીન આપી હતી પરંતુ ત્હેણે આ મ્હેલના માલેકને જોયો નહોતો. સર્વ કાર્ય માણસો દ્વારા થતું હતું. મ્હેલનો માલિક અત્યાર સૂધીમાં વિજાપુરમાં આવ્યો પણ નહોતો. ફક્ત વિજાપુરની પ્રજા એટલું જ જાણતી હતી કે વિજાપુર રાજ્યની પ્રજા માંહેનો એક માણસ પરદેશમાં જઇ અગાધ સંપત્તિ મળવાથી હવે અહિં જ રહેવાને ત્હેણે આ મ્હેલ તૈયાર કરાવા માંડયો છે. આ મ્હેલ તૈયાર કરવાને દૂરથી ઘણા બાહોશ કારિગરોને બોલાવવામાં આવ્યાં હતાં.

મ્હેલનું કાર્ય ઘણી જ ઝડપથી ચાલતું હોવાથી છ માસમાં તો આ મહાન મ્હેલ તૈયાર થઇ ગયો. મ્હેલ દેશી અને પરદેશી ભોગ વિલાસની ચિજોથી શણગારવામાં આવ્યો હતો. આ મ્હેલના ફરતો સુન્દર બગીચો પણ તૈયાર કર્યો હતો. સર્વ કાર્ય તૈયાર થતાં આ ભવ્ય મ્હેલનો માલેક આવ્યો.

જે આ મ્હેલનો માલેક હતો તે અન્ય કોઇપણ નહિ પરંતુ રામચન્દ્ર જ હતો. રામચન્દ્ર અત્યારે પિશાચની સાધનાથી આવા વિસ્તૃત મ્હેલનો અધિશ્વર થઇ શકયો હતો.

વિજાપુરની પ્રજામાં રામચન્દ્રના આવાગમનનીવાત ધીમે ધીમે ફેલાવા લાગી. આવા અતૂલનિય ઐશ્વર્યવાન મનુષ્યને જોવાને પ્રજાના ઘણા માણસો મ્હેલ પાસે આવતાં હતાં. ક્રમે આ વાત બાદશાહને કાને પણ ગઇ. રામચન્દ્રના સમ્બન્ધમાં બાદશાહને એવું પણ કહેવામાં આવ્યું કે એ એટલી સંપત્તિનો માલિક છે કે ધારે તો એક વખત અર્ધું જગતનું સુવર્ણ ખરીદી શકે.

બાદશાહ તો આ હકીકત જાણીને અતિ વિસ્મિત થઇ ગયો. ત્હેણે થોડો વખત વિચાર કરીને પોતાના એક નોકરને તપાસ કરવાને હુકમ કર્યો. નોકરે આજ્ઞાનુસાર તપાસ કરી અને બાદશાહને કહ્યું: " આપે સાંભળ્યું છે તે સત્ય જ છે. તે અગાધ સંપત્તિનો માલિક હશે એ નિ:સંશય છે કારણકે ત્હેનો મ્હેલ એવો સુન્દર છે કે ત્હેના જેવો અન્ય મ્હેલ આપણા વિજાપુર રાજ્યમાં એક પણ નથી. ત્હેનું નામ રામચંદ્ર છે, પરંતુ તે પ્રથમ ક્યાંનો નિવાસી હતો. તે કાંઇ પણ જાણવાનો ઉપાય નથી. જાતિનો તો તે બ્રાહ્મણ હોય એમ જણાય છે."

બાદશાહ રામચન્દ્રના ઐશ્વર્યની વાત જાણીને આનન્દિત થવાને બદલે અતિ દુ:ખિત થયો. તે વિચારવા લાગ્યો: " આ આવનાર નૂતન વ્યક્તિ કવચિત વિજાપુરનું સિંહાસન મેળવવાને યત્ન કરશે તો ? ત્હેની પાસે અતુલ સંપત્તિ હોવાથી સહજમાં જ તે ઉમરાવોને અને સૈન્યને પોતાના હસ્તમાં લઇ શકશે માટે ત્હેનો ઉપાય અત્યારથી જ કરવો એ ઉચિત છે. છોડ હોય ત્યારે ત્હેનું છેદન કરવું એ દુર્લભ નથી પરંતુ મહાન વૃક્ષ થતાં ત્હેનું છેદન કરવું અતિ મુશ્કેલ થઇ પડે છે. પરંતુ રામચન્દ્રના સમ્બન્ધમાં શું કરવું ? ત્હેને ધૂળધાણી કર્યા સિવાય તો કાંઇ બને જ નહિ. પ્રથમ ત્હેની સંપત્તિ હસ્તગત્ કરવી જોઇએ કે જેથી તે નાણાની લાલચથી કોઇને પણ પોતાના પક્ષમાં લઇ શકે નહિ. ત્હેની સંપત્તિ કબજે કરવા ત્હેના ઉપર કાંઇ પણ ગુન્હો મૂકવો જોઇએ. ગુન્હો પણ એવી જાતનો મૂકવો કે પ્રજાને અથવા ઉમરાવોને શંકા લાવવાનું કારણ રહે નહિ. પરંતુ કેવી જાતનો ગુન્હો મૂકવો એ પણ એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે."

બાદશાહ આ પ્રમાણે વિચાર કરતો હતો ત્યાં તો એક નોકરે આવી, કુરનીસ કરી કહ્યું: " જહાંપનાહ ! આ રામચન્દ્ર જે અગાધ સંપત્તિનો માલિક થઈને આવ્યો છે તે અન્ય કોઈ નહિ પણ જેને રાજ્ય તરફથી ફાંસીની સજા ફરમાવવામાં આવી હતી અને જે કારાગારમાંથી પલાયન કરી ગયો હતો તેજ રામચન્દ્ર હોવો જોઈએ. આવા ગુન્હેગારની તો તુરત જ તપાસ કરાવી કારાગૃહમાં મોકલી દેવો જોઈએ."

બાદશાહ આ સાંભળીને અત્યંત આનન્દિત થયો. ત્હેણે તુરત જ કોટવાળને બોલાવવાનો હુકમ કર્યો. થોડા વખતમાં કોટવાળ હાજર થયો. બાદશાહે ત્હેને કહ્યું: " જુઓ કોટવાળ ! વિજાપુરથી એક ગાઉ દૂર જે રામચન્દ્ર નામનો અગાધ ઐશ્વર્યવાન મનુષ્ય આવીને રહ્યો છે તે આપણા રાજ્યનો ગુન્હેગાર છે માટે સત્વર ત્હેને મકાને જઈ તપાસ કરો અને જો આ માણસ એજ હોય તો ત્હેને પકડીને કારાગૃહમાં મોકલી દો. આ કાર્યમાં ઢીલ કરશો નહિ. અત્યારે ને અત્યારે જ જાવ ! "

" જેવો હુકમ ! " કોટવાળ એટલું કહી ચાર પાંચ સિપાઈઓને લઈને રામચન્દ્રના મ્હેલે ગયો. મ્હેલના દરવાજે છ સાત માણસો બેઠા હતા. કોટવાળે ત્હેમાંથી એકને કહ્યું: " ત્હમારા શેઠને જઈને ખબર આપો કે કોટવાળ ત્હમને મળવાને આવેલ છે."

નોકરે તુરત જ આ ખબર રામચન્દ્રને આપ્યા. રામચન્દ્રને તો આથી કાંઈ ભય કે આશ્ચર્ય લાગ્યાં નહિ. ' અત્યારે મળવાની ફુરસદ નથી ' એમ રામચન્દ્રે કહેવરાવ્યું. કોટવાળ તો આ સાંભળીને ક્રોધથી ગાજી ઉઠયો. ત્હેણે ગુસ્સામાં જ કહ્યું: "ત્હારા શેઠને જઈને

કહે કે ત્હમે રાજ્યના ગુન્હેગાર છો. પૂર્વે ત્હમને ફાંસીની સજા ફરમાવવામાં આવી હતી પરંતુ ત્હમે યુક્તિ કરી કારાગૃહમાંથી ન્હાસી ગયા હતા. પુનઃ ત્હમે એજ રાજ્યમાં આવેલ હોવાથી હું પકડવાને માટે આવ્યો છું. ”

નોકર તો આ સાંભળી સ્હેજ વિસ્મિત થયો છતાં કોટવાળને કાંઇ પણ ન કહેતાં તે પુનઃ રામચન્દ્ર પાસે ગયો અને આ વાત જણાવી. રામચન્દ્ર આ સાંભળતાં અત્યંત ગુસ્સે થયો અને નોકરને હુકમ કર્યો: “ જા, દરવાનોને કહે કે એ હરામી કોટવાળની ગરદન પકડી ધક્કો મારી દરવાજા બ્હાર કાઢી મૂકે ! ત્હેનાથી બિલકુલ ડરવાનું નથી. ”

નોકરે જઇને દરવાનોને આ હુકમ કહ્યો. તુરત જ કોટવાળને ધક્કા મારી બ્હાર કાઢી મૂકવામાં આવ્યો. સાથે જે સિપાઇઓ આવ્યા હતા તેઓની પણ એજ દશા થઇ. આશ્ચર્યની વાત તો એજ કે કોટવાળ અને સિપાઇ કાંઇ પણ ગડબડ કર્યા સિવાય ત્યાંથી ચાલ્યાં ગયાં. કોટવાળે બાદશાહને આ ખબર કહ્યાં.

બાદશાહને આ સમાચાર સાંભળી વિશેષ ચિન્તા થઇ. ત્હેના હૃદયમાં એમજ ઠસી ગયું કે રામચન્દ્રે ઉમરાવોને અને પ્રજા વર્ગના મહાન પુરૂષોને સંપત્તિથી વશીભૂત કરી લીધા છે અને તેથી તે પોતાના હુકમનો અનાદર કરવાને સાહસ કરી શક્યો છે. બાદશાહના હુકમનું આવું અપમાન કોઇથી પણ થઇ શકે એ તદ્દન અસમ્ભવિત હતું. બાદશાહને તો પોતાની આસપાસ અવિશ્વાસની ઘોર છાયાં દેખાવા લાગી. ગમે તેમ કરીને રામચન્દ્રને ખુવાર કરવો એ તો બાદશાહે નક્કી કર્યું. ત્હેણે યાકુબઅલી સરદારને બોલાવવાનો હુકમ કર્યો.

યાકુબઅલી પ્રથમ હિન્દુ હતો પરંતુ બાદશાહની કૃપા મેળવી ઐશ્વર્યવાન થવાની મહત્ત્વાકાંક્ષાને લીધે જ તે મુસલમાન થયો હતો. બાદશાહની ત્હેના ઉપર કૃપા હતી એટલું નહિ પણ તે ત્હેને પોતાનો એક વિશ્વાસુ ગણતો હતો. યાકુબ આવ્યો કે બાદશાહે રામચન્દ્રના ગુન્હાની અને ત્હેણે કોટવાળનું કરેલ અપમાનની હકીકત કહી કહ્યું: "હવે ત્હમને હું તે કાર્ય સોંપું છું. ત્હમારે જેટલું લશ્કર લઇ જવું હોય તેટલું લઇ જઇને પણ રામચન્દ્રને પકડી લાવો! કોઇ પણ પ્રકારે ત્હેને ન્હાસી જવા દેશો નહિ. કિન્તુ ઘણી સાવધાનતાથી કાર્ય કરજો કારણ કે કેટલાક ઉમરાવો ત્હેની બાજુપર ચડયા હોય એવી મ્હને શંકા છે. આશા રાખું છું કે ત્હમે આ કાર્યમાં ફતેહ મેળવશો અને જો તેમ થશે તો હું ત્હમને સારી રીતે પુરસ્કાર પણ આપીશ. વખત ન ગુમાવતાં અત્યારે જ જાવ!"

યાકુબે કહ્યું: "જહાંપનાહ! આપે બીલકુલ ચિન્તા રાખવી નહિ. હું હમણા જ ત્હેને પકડી આપની સમક્ષ ખડો કરીશ. ત્હેની પાસે ગમે તેટલી સંપત્તિ હોય તો પણ સત્તા આગળ તે સર્વ વ્યર્થ જ છે. અત્યારે હું માણસોનો બન્દોબસ્ત કરૂં છું અને કાલે પ્રાતઃ-કાળે ત્હેના મકાને જઇશ."

"ભલે, જેમ ત્હમને યોગ્ય લાગે તેમ કરો પરંતુ રામચન્દ્ર છટકી જવો જોઇએ નહિ."

"એ બાબત આપ નિશ્ચિંત રહો." એટલું કહી યાકુબ માણસોનો બન્દોબસ્ત કરવા ચાલ્યો ગયો.

બીજે દિવસે પ્રાતઃકાળે બે ત્રણ હજાર સુશિક્ષિત સૈન્યના માણસોને લઇને યાકુબ રામચન્દ્રના મ્હેલ ઉપર આક્રમણ કરવાને

ચાલ્યો. સાથે તોપો અને થોડું અશ્વારોહી સૈન્ય પણ હતું. તેઓ આનન્દિત હૃદયે રામચન્દ્રના મ્હેલ નજીક આવી પહોંચ્યા. સૈન્યના માણસોને તો આ કાર્ય જરા પણ મુશ્કેલીવાળું જણાતું નહોતું. તેઓને સંપૂર્ણ વિશ્વાસ હતો કે હમણાં જ એ રામચન્દ્રને પકડી વિજાપુર ચાલ્યા જશું.

રામચન્દ્રના મ્હેલમાં ઘણા માણસો રહેતાં હતાં. દાસ દાસી સિવાય કેટલાક ઘોડાના રક્ષક તરીકે, કેટલાક મ્હેલની સુવ્યવસ્થા રાખવા માટે અને કેટલાક પોતાના અને મ્હેલના રક્ષણ માટે રાખવામાં આવ્યાં હતાં. તેઓ આ સૈન્યને આવતું જોઇને ગભરાઇ ગયા. તેઓને એમ લાગ્યું કે કોટવાળનું અપમાન કરી કાઢી મૂકયો એ શેઠે ઠીક કર્યું નહિ. હવે આ લશ્કરની આગળ તાબે થયા સિવાય શેઠને અન્ય ઉપાય નથી. એક બે જમાદાર આ ખબર રામચન્દ્રને આપવા ગયા. રામચન્દ્ર શાન્તિથી પ્રફુલ્લ મને ગાદી ઉપર પડયો હતો. એક જમાદારે રામચન્દ્રને આ સમાચાર કહ્યાં.

રામચન્દ્રે તો ત્હેની દરકાર પણ કરી નહિ. ત્હેણે તો મૃદુ હાસ્ય કરીને કહ્યું: " તમને શું ભય લાગ્યો છે ? વારૂ, કાલથી ત્હમને વિશેષ ખોરાક આપવાની વ્યવસ્થા કરવામાં આવશે. "

જમાદારે સ્હેજ વિરક્ત થઇ જવાબ આપ્યો: " પણ શેઠજી ! લશ્કરના માણસો થોડા નથી. ખોરાકનો આમાં કાંઇ સવાલ નથી. અમે તો અમારૂં લોહી રેડવા તૈયાર છીએ પરંતુ આપણે ફાવી શકીયે એમ જણાતું નથી. "

" ત્હમે શા માટે ચિન્તા રાખો છો. ત્હમે તો ખોરાકની વાત કરોને ? એ સૈન્યને તો હું એકલો જ પહોંચી શકીશ. ત્હમારી કોઇની મદદની મ્હારે જરૂર નથી. "

જમાદારે જાણ્યું કે શેઠનું મગજ ચસકી ગયું લાગે છે. શરાબની એકાદ પ્યાલી વિશેષ પીધી હશે.

રામચન્દ્રે પિશાચની સાધના કર્યા પછી શરાબ તો શું પણ માંસનું પણ તે ભક્ષણ કરતો હતો. ત્હેનામાંથી બ્રહ્મત્વનો લોપ થઇ ગયો હતો.

રામચન્દ્રે જમાદારને કહ્યું: " મ્હારો ઘોડો તૈયાર કરો ? "

હુકમનો તુરત જ અમલ થયો. રામચન્દ્ર પણ વસ્ત્રો પહેરી એક લાલ રંગની તલ્વાર લઇને દરવાજે આવ્યો. ઘોડાને ત્યાં રાખવામાં આવ્યો હતો. રામચન્દ્રે અસ્વારોહણ કરી સૈન્ય તરફ અશ્વને ચલાવ્યો. રામચન્દ્રના માણસો તો પોતાના શેઠની હિમ્મત જોઇને સ્તમ્ભિતજ થઇ ગયા. વળી એમ પણ ધારવા લાગ્યા કે આજે શેઠનું મૃત્યુ આવી પહોંચ્યું છે. તેઓ કદી પણ બચશે નહિ.

પરંતુ સર્વેએ આશ્ચર્ય સાથે જોયું કે રામચન્દ્રે જે તરફ પોતાનો અશ્વ ચલાવ્યો તે તરફનું શત્રુનું અશ્વારોહી સૈન્ય, તુરત જ અશ્વ ઉપરથી ઉતરી શસ્ત્રનો પરિત્યાગ કરી ઉભું રહ્યું. રામચન્દ્રે ત્યાંથી પાયદળ લશ્કર તરફ અશ્વને ચલાવ્યો. પાયદળ લશ્કર પણ પરાજયનો સ્વિકાર કર્યો હોય તેમ શસ્ત્રને ફેંકી દઇને ઉભું ઉભું કંપવા લાગ્યું. ગોલન્દાજો તોપો પાસેથી દૂર ખસી ગયા.

રામચન્દ્ર સૈન્યના કોઇ પણ માણસને હાથ ન લગાડતાં જ્યાં યાકુબ હતો ત્યાં ગયો અને ત્હેને પોતાનો કેદી કર્યો. ત્હેના હસ્ત બાંધી પોતાની સાથે આવવાનો ત્હેણે હુકમ કર્યો. યાકુબ આ હુકમનો અનાદર કરી શકયો નહિ. વળી લશ્કરના કોઇ પણ માણસે કાંઇ ગડબડ પણ ન કરી. રામચન્દ્ર યાકુબને લઇ પોતાના મ્હેલે આવ્યો.

રામચન્દ્ર પોતાના સુસજ્જિત દિવાનખાનામાં યાકુબને લઇ ગયો, અને એક ગાદી ઉપર બેસવાનું કહ્યું. યાકુબ તો આ ઓરડો જ જોઇને વિસ્મિત થઇ ગયો. બાદશાહના મ્હેલમાં પણ આવું ઐશ્વર્ય યાકુબે કદી પણ જોયું નહોતું. રામચન્દ્રે પોતાના એક માણસને યાકુબને બન્ધન–મુક્ત કરવાનો હુકમ કર્યો. માણસે યાકુબના હસ્તે બાંધેલ દોરડું છોડી નાખ્યું. રામચન્દ્ર એક અતિ મૂલ્યવાન ગાદી ઉપર યાકુબની સામે જ બેઠા અને થોડો વખત ત્હેના સામું જોઇ રહીને બોલ્યો: " સેનાપતિ ! ત્હને કાંઇ ભય લાગે છે ? "

કમ્પિત કંઠે યાકુબે જવાબ આપ્યો. " ભય લાગતો નથી છતાં મ્હારૂં શરીર કેમ કંપે છે તે હું પોતે પણ સમજી શકતો નથી. "

" વારૂ, ત્હારા બાદશાહને આવી દુર્બુદ્ધિ કયાંથી સુઝી કે તે મ્હારી સામે લડાઇ કરવાને તૈયાર થયો ? મ્હારામાં કેટલી શકિત છે તે ત્હેં જોયું ને ? "

" હા. "

" અન્ય કાંઇ તું જાણી શકયો ? "

" હા આપ કોઇ દૈવિ શકિતથી શકિતવાન હો એમ મ્હને સ્પષ્ટ જણાય છે. "

" હું ત્હને શિક્ષા કરવા ઇચ્છતો નથી. વળી ત્હારા સૈન્યના એક પણ માણસને કાંઇ ઇજા મ્હેં કરી નથી. તું સૈન્ય લઇને પાછો ચાલ્યો જા ! બાદશાહને આ હકીકતથી ગ્નાત કરજે કે પુનઃ તે આવી મૂર્ખતા ન કરે ! "

" આપની ઉદારતા માટે હું આપનો અત્યંત આભાર માનું છું પરંતુ આપના જેવી શક્તિ અન્ય કોઇ મનુષ્ય પ્રાપ્ત કરી શકે કે નહિ એ જાણવાની મ્હારી ઇચ્છા છે. "

" ના. મ્હારા જેવી શક્તિ તો કોઇને પ્રાપ્ત થાય નહિ. પરંતુ હું જેના ઉપર પ્રસન્ન થાઉં ત્હેને જગતમાં અજેય કરી શકું. ત્હેનો કદી પણ કોઇ યુધ્ધમાં પરાજય થાય નહિ. "

" આ દાસ આપની એટલી કૃપા મેળવી શકશે ? "

" હા, પરંતુ ત્હારે કેટલુંક કાર્ય કરવું પડશે. "

" હું ગમે તે કાર્ય કરવા તૈયાર છું.

" ભલે, ત્યારે થોડા દિવસ પછી આવજે. અત્યારે તો જા ! "

સેનાપતિ યાકુબ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૩ મું.

### આવ ભાઇ હરખા કે આપણે બન્ને સરખા !

રામચન્દ્રની અદ્ભુત શક્તિની વાત તુરત જ યાકુબે જઇને પોતાના ધણી વિજાપુરના બાદશાહને કહી. બાદશાહ આ સાંભળીને ઠંડોગાર થઇ ગયો. ત્હેને ગુસ્સો તો અત્યંત થયો પરંતુ એ ગુસ્સો ત્હેણે એમને એમ મનમાં દબાવી દીધો કારણ કે રામચન્દ્રની વિરૂધ્ધ કાંઇ પણ પગલાં લઇ શકાય એમ નહોતું. વળી બાદશાહે એમ પણ વિચાર્યું કે તે જ્યારે આવો શક્તિવાન છે ત્યારે જો ત્હેની સાથે મિત્રતા રાખવામાં આવે તો ભવિષ્યમાં કાંઇક ઉપયોગી પણ થઇ પડે.

થોડા વખતમાં તો બાદશાહ પોતાના વિચારાનુંસાર રામચન્દ્રનો મિત્ર થયો એટલું જ નહિ પરંતુ ત્હેને ' મહારાજા ' નો ઇલ્કાબ આપ્યો. રામચન્દ્ર આથી વિજાપુરના એક મહાન ઐશ્વર્યવાન અને

શક્તિવાન માણુસ તરીકે ઓળખાવા લાગ્યો. જેનું વચન બાદશાહ પણ ઠેલી ન શકે, જેની સંપત્તિની ગણુના કોઇથી પણ થઇ ન શકે, જેની કૃપા માટે અમીર ઉમરાવો અનેક યુક્તિઓ કરે અને જેનાથી બાદશાહ પણ ડરે, ત્હેના ગૌરવની વાતો સર્વના મુખેથી સંભળાય એમાં શું આશ્ચર્ય ?

પરંતુ રામચન્દ્ર તો હજી પણ પોતાને સુખી માનતો નહોતો. વિજાપુરની પ્રજા જ્યારે રામચન્દ્રને સંપૂર્ણ ભાગ્યશાળી માનતી હતી ત્યારે રામચન્દ્ર પોતાને ભાગ્યશાળી ગણુતો નહિ. કારણકે હજી ત્હેના પ્રાણુની પિપાસા મટી નહોતી. પ્રાણુની પિપાસા મટયા સિવાય હૃદયમાં શાન્તિ શી રીતે થાય ? જેને માટે ત્હેણે સમસ્ત જીવન ગાળ્યું હતું–જેને તે એક ક્ષણુને માટે પણ ભૂલી શકયો નહોતો–જેને માટે દેવનો ત્યાગ કરી દાનવને આધીન થયો હતો–પુણ્ય સાધનાનો પરિત્યાગ કરી પાપનો આશ્રય લીધો હતો એ યોગમાયા ત્હેને હજી સુધી મળી નહોતી. તે એમ ધારતો હતો કેઃ " જો યોગમાયા ન મળે તો પછી આ સર્વ ઐશ્વર્ય શું કામનું છે ? આ જીંદગી પણ શું કામની ? અરે પિશાચ સિદ્ધિ પણ શું કામની ? મ્હારી વાસનાની તૃપ્તિને માટે જ પિશાચ સાધના કરી છે. "

વળી પ્રભાવતી પણ ત્હેને યાદ આવતી હતી. પ્રભાવતી ઉપર ત્હેનો પ્રેમ હતો પરંતુ તે પ્રેમ ત્હેને મુગ્ધ કરી શકે એવો ન હોવાથી યોગમાયા તરફ રામચન્દ્રનું હૃદય જેટલું આકર્ષાતું તેટલું પ્રભાવતી તરફ ખેંચાતું નહોતું.

રામચન્દ્રે પોતાના જમાદારને બોલાવીને કહ્યું: " અહીંથી ૭ સાત ગાઉ દૂર સચ્ચિદાનન્દ મહાત્માનો યોગાશ્રમ છે. ત્યાં એક

યોગમાયા નામની બાઇ રહેતી હતી. તે બાઇ અત્યારે ત્યાં છે કે નહિ તે ત્હમે ગુપ્ત રીતે તપાસ કરીને જલદી મ્હને ખબર આપો. વળી કૃષ્ણરાવ નામનો એક અહીં વકિલ રહેતો હતો. તે તો જો કે આત્મહત્યા કરીને મરી ગયો છે પરંતુ ત્હેને એક પ્રભાવતી નામની પુત્રી હતી. તે પ્રભાવતી અત્યારે કયાં છે ત્હેની પણ તપાસ કરજો."

" જેવી આજ્ઞા ! " એટલું કહી જમાદાર ચાલ્યો ગયો.

આ સમયે બાદશાહનો હિન્દુ પણ મુસલમાન થઇ ગયેલો વિશ્વાસુ સેનાપતિ યાકુબ રામચન્દ્રના મ્હેલે આવ્યો. રામચન્દ્રને ત્હેના આવાગમનની ખબર આપતાં ત્હેણે યાકુબને બોલાવ્યો અને પોતાની સામે જ એક ગાદી ઉપર બેસવાનું કહ્યું.

યાકુબે બેઠા બાદ કહ્યું: " આપની આજ્ઞાનુસાર હું આજે આવ્યો છું. "

" ઠીક, ત્હારી શું ઇચ્છા છે તે કહે ! " રામચન્દ્રે પ્રસન્ન મુખે કહ્યું.

" આપે મ્હને કોઇ ગુપ્ત વિષયની શિક્ષા આપવાનું કહ્યું હતું અને તેથી હું આવ્યો છું. "

" હું કાંઇ એવું જાણતો નથી. "

" આપનામાં કોઇ દૈવિ શકિત છે. "

" દૈવિ ? આ શબ્દ કદી પણ મ્હારી પાસે ઉચ્ચારીશ નહિ. હું દૈવને માનતો નથી. "

" આપ શું હિન્દુ નથી ? "

" હિન્દુ મુસલમાન સર્વ સરખા જ છે—સર્વ મનુષ્ય છે. "

" આપના આ ઉદાર વિચાર ખરેખર પ્રસંશનિય છે પરંતુ ઘણા અનુમાન કરે છે કે આપ હિન્દુ ધર્માવલમ્બી છો. "

" એ મિથ્યા અનુમાન છે. હું ધર્મને માનતો જ નથી. "

" કોઇ પણ ધર્મને માનતા નથી ? " ચાકુએ આશ્ચર્યથી પૂછ્યું.

" ના. "

" ઘણાને મુખેથી મ્હેં એમ પણ સાંભળ્યું છે કે આપ કદી પણ પ્રતિમાની પૂજા કરતા નથી–કદી કોઇ મન્દિરમાં જતા નથી. મ્હારી પણ એવી તો માન્યતા છે કે પ્રતિમાની પૂજા કરવી એ તદ્દન નિરર્થક છે. "

"મ્હને ખબર મળ્યા છે કે તું પ્રથમ હિન્દુ હતો પરંતુ પાછળથી મુસલમાન થઇ ગયો છે. "

" જી, હા. "

" તું પ્રતિમાની પૂજાને ધિક્કારે એ સ્વાભાવિક જ છે. પરંતુ મ્હારા સમ્બન્ધમાં તો દરેક ધર્મ જ ખરાબ છે. હું કોઇ પણ ધર્મને માનતો જ નથી. તું મુસલમાન ધર્મનો ત્યાગ કરી શકે?"

" તેમ કરવાથી શું ફળ ? "

" તો હું ત્હને એવો શક્તિવાન કરી શકું કે ત્હારો કોઇ પણ યુધ્ધમાં કદી પણ પરાભવ થાય નહિ. "

" ત્યારે હવે હું આપને સત્ય જ વાત કહી દઉં છું. હું પણ કોઇ ધર્મને માનતો નથી–સમજી પણ શકતો નથી. હિન્દુ હતો પરંતુ મુસલમાનનું રાજ્ય હોવાથી, મુસલમાનોને ઐશ્વર્યમાં લોટતાં જોવાથી મ્હને પણ એવા જ ઐશ્વર્યવાન થવાની ઇચ્છા થઇ. એ ઇચ્છા પરિપૂર્ણ કરવાને મ્હેં મુસલમાન ધર્મનો અંગિકાર કર્યો છે. બાદશાહની કૃપા પ્રાપ્ત કરવાનું મ્હને આજ સાધન જણાયું અને

તે મ્હેં ગ્રહણ કર્યું. હું મુસલમાન ધર્મનું રહસ્ય સમજતો પણ નથી."

"વારૂ, પરંતુ એટલું એ ત્યાગ કરી દે! નમાજ બમાજ પઢે છે?"

"પઢું છું પરંતુ શા માટે પઢું છું તે હું જાણતો નથી."

"એનો પણ ત્હારે ત્યાગ કરવો પડશે. સ્પર્શાસ્પર્શનો અને ખાદ્યાખાદ્યના નિયમને ત્હારે તિલાંજલી આપવી પડશે."

"ભલે, હું આપની આજ્ઞાનુસાર વર્તવાને તૈયાર છું પરંતુ મ્હને આપના જેવો જ શક્તિવાન કરો!"

"સાંભળ યાકુબ! પ્રથમ તો એજ હું ત્હને કહું છું કે આ વાત કદી પણ ત્હારા અને મ્હારા સિવાય અન્યના મુખે જવી ન જોઇએ. જો મ્હારા જાણવામાં આવશે કે ત્હેં આ વાત ગુપ્ત ન રાખતાં કોઇને કહી છે તો યાદ રાખજે કે બીજે જ દિવસે ત્હારૂં મૃત્યુ ત્હારી સમીપ જ આવીને ઉભું રહેશે. મ્હેં આ જે શક્તિ મેળવી છે તે તો ત્હારાથી કોઇ પણ રીતે મેળવી શકાય એમ નથી જ! ત્હેનું કારણ શું એ પ્રશ્ન મ્હને પૂછીશ જ નહિ પરંતુ હું ત્હારા માટે એટલું કરીશ કે જે જે યુદ્ધમાં તું જવાનો હોય તે પહેલા મ્હને ખબર આપવાથી હુ પોતે ત્યાં જઇને શત્રુના સૈન્યનો નાશ કરી નાખીશ અને આથી ત્હને દરેક યુધ્ધમાં જય મળશે એ દેખીતું છે. વળી તું બાદશાહનો વિશેષ પ્રીતિપાત્ર થવા સાથે ત્હારી કીર્તિ પણ આખા દેશમાં પ્રસરી જશે. ત્હારા નામ માત્રથી શત્રુના હાજા ગગડી જશે. પરંતુ એટલું ખાસ ધ્યાનમાં રાખજે કે કદી પણ કોઇને મ્હારૂં નામ કહીશ નહિ."

" ભલે, હું ઘણી જ ખુશીથી આપની આજ્ઞાનુસાર વર્તવા તત્પર છું. મ્હને કિર્તિ મળતી હોય તો પછી હું આપનું નામ પ્રકાશમાં શા માટે લાઉં ? પરંતુ આપ મ્હારે માટે એટલું બધું કષ્ટ કેમ સહન કરશો ? "

" ત્હેનું કારણ છે. મ્હારા હૃદયમાં કેટલાય વખત થયાં એક ઇચ્છા ઉદ્‌ભવી રહી છે. આ ઇચ્છા પૂર્ણ કરવાનો પણ મ્હે દ્રઢ સંકલ્પ કર્યો છે. મ્હારી ઇચ્છા આ જગત્‌માં જેટલા દેવમન્દિરો છે તેટલાને તોડી ફોડીને જમીન દોસ્ત કરી નાખવાની છે. ત્હેનું નામ નિશાન પણ રાખવાની મ્હારી ઇચ્છા નથી. હું ત્હને મ્હોટા મ્હોટા યુદ્ધમાં વિજયમાળા પ્હેરાવીશ પરંતુ ત્હારે ત્હેના બદલામાં તે ગામમાં જેટલા મન્દિરો હોય તે સર્વનો નાશ કરવો. "

" ભલે, પરંતુ મ્હારે જરા કહેવું છે. "

" શું ? "

" હું મુસલમાનનો તાબેદાર નોકર છું. મુસલમાનની મસજિદો વિગેરેનો નાશ હું કરી શકીશ નહિ. હિન્દુના દેવમન્દિરો નષ્ટ કરી શકીશ. હું આવતી કાલે રત્નદુર્ગ ઉપર હલ્લો કરવાને જવાનો છું. જો આપ એમાં મ્હને જય અપાવો તો હું તે ગામના સર્વ હિન્દુના દેવમન્દિરોને ભસ્મિભૂત કરી નાખીશ. "

" હું ત્હને ત્હેમાં જય અપાવીશ. "

" આપ ત્યાં કયારે જશો ? "

" હું જઇશ એટલું જ તું જાણ ! કયારે જઇશ તે જાણવાની કાંઇ પણ આવશ્યકતા નથી. મ્હારા કાર્યની બાબતમાં ત્હારે બિલકુલ જીજ્ઞાસા રાખવી નહિ તેમજ તે બાબત કોઇ પણ જાતની ગુપ્ત તપાસ પણ કરવી નહિ. ત્હારે આટલું તો ચોક્કસ માનવું કે હું જે

પ્રમાણે ત્હને કહીશ તે પ્રમાણે જ કરીશ. એમાં કદી પણ પાછો પડીશ નહિ."

યાકુબે પ્રતિજ્ઞા કરી કે હિન્દુના દેવમન્દિરોનો હું નાશ કરવામાં અચકાઇશ નહિ. આ સાથે રામચન્દ્રે પણ પ્રતિજ્ઞા કરી કે દરેક યુદ્ધમાં હું ત્હને યશસ્વી કરી ત્હારી કીર્તિનો ધ્વજ જગતમાં ફરકાવીશ !"

યાકુબ ચાલ્યો ગયો. રામચન્દ્ર પણ દિવાનખાનામાંથી ઉઠી બ્હાર અગાસીમાં આવ્યો. ત્યાં જઇ ત્હેણે આકાશ તરફ દ્રષ્ટિ કરી તો જણાયું કે સમસ્ત આકાશ રકતવર્ણનું થઇ ગયું છે. આમાં ક્વચિત્ ક્વચિત્ વિદ્યુતના ચમકારા થતા હતા. સર્વત્ર નિરવ–નિસ્તબ્ધ હતું. પરંતુ આ સમયે રામચન્દ્રે જોયું કે દાનવી દીપ્તિ ચમકીને ચાલી ગઇ. રામચન્દ્ર ચમકી ગયો–ત્હેના હૃદયનું રકત થોડી ક્ષણ ઠરી ગયું. તે વિચારવા લાગ્યો: " મ્હેં આ જે કર્યું છે તે ઠીક કર્યું હોય એમ લાગતું નથી. એ પ્રહરના સુખ માટે આ કાર્ય કરવું ઉચિત નહોતું." વળી આજ સમયે ત્હેની વૃત્તિ બદલાઇ ! ત્હે મનમાં જ બોલ્યો: " પરંતુ યોગમાયાના સૌન્દર્યનો મોહ હૃદયમાંથી ખસતો નથી. ત્હેને પ્રાપ્ત કર્યા સિવાય તો કદી પણ મ્હને શાન્તિ મળવાની નથી. વળી એને પ્રાપ્ત કરવા જતાં ઐશ્વર્યવાન થવાની ખાસ આવશ્યકતા હતી. યોગમાયાએ જ સંપત્તિ મેળવવાનું મ્હને કહ્યું હતું અને તેથી જ મ્હારે આ કાર્ય કરવું પડયું છે. ફકત યોગમાયાને પ્રાપ્ત કરવા માટે જ–ત્હેને ખુશી કરવા માટે જ જ્યારે આટલું સાહસ ખેડયું ત્યારે હવે યોગમાયા ન મળે તો તો પછી શું કામનું ? જ્યારે ત્હેને જોઇ છે ત્યારે હવે ત્હેને છોડવી શા માટે ? વળી નિવૃત્તિ કયાં છે ? પરલોકની વાત તો છોકરાં સમજાવવા માટે જ હોવી જોઇએ. આલોકનું

આવું સુખ છોડી શું પરલોકને માટે સર્વસ્વનો ત્યાગ કરવો? યોગમાયાનો ત્યાગ કરવો ? ના ના, તે તો કદી પણ બની શકે નહિ. ભલે આકાશમાંથી રક્તની વૃષ્ટિ થાય, ભલે સર્વ દિશાઓ રક્તથી રસબસ થઇ જાય, ભલે રક્ત નાગણો ત્હેમની રક્ત ફણા ઉંચી કરી ફુંફાડા મારે પરંતુ મ્હને ત્હેનો બિલકુલ ભય નથી. જગતમાં યોગમાયાનું સૌન્દર્ય એજ સ્વર્ગ છે. અન્ય સ્વર્ગ કયાં છે ? યોગમાયાને પ્રાપ્ત કરીશ. વળી અગાધ સંપત્તિ, અતુલ શક્તિ તેમજ આટલું સન્માન કોને છે ? ફક્ત એક શાન્તિ અને દેવતા પાસેનું પારિજાત ફુલ મળવાથી શું સુખ પ્રાપ્ત થવાનું હતું ? ભલે આકાશમાંથી રક્તની વૃષ્ટિ થાય, ભલે નરકનો અન્ધકાર સર્વત્ર ફેલાઇ જાય પરંતુ હું તે તરફ દ્રષ્ટિપાત પણ કરીશ નહિ ! અશાન્તિ ! અશાન્તિ તો કદી મ્હારી પાસે પણ આવી શકશે નહિ. જેની પાસે અતુલ ધન છે, જે એક મહાન ઐશ્વર્યવાન તરીકે પૂજાય છે અને જે દાનવી શક્તિથી શક્તિવાન છે ત્હેને વળી અશાન્તિ કેવી ? ”

રામચન્દ્ર આ પ્રમાણે વિચાર સાગરમાં ગોથાં ખાતો હતો અને હવાઇ કિલ્લાઓ બાંધતો હતો. ત્હેના હૃદયમાં અત્યારે તો શાન્તિ બિલકુલ નહોતી. અશાન્તિથી જ ત્હેનું હૃદય ઘેરાયેલું હતું. આ સમયે એક નોકરે આવીને કહ્યું: “ મહારાજ ! જમાદાર આવેલ છે. આપને મળવા ઇચ્છે છે. ”

રામચન્દ્રનું ભેજું અત્યારે ઠેકાણે નહોતું ત્હેણે અત્યંત ગુસ્સે થઇને કહ્યું: “ જ્યારે ને ત્યારે તું અહીં ચાલ્યો આવે છે, અને ફલાણા ભાઇ આવ્યા છે ને પુંછડા ભાઇ આવ્યા છે એજ ખબર લાવે છે. એ કયો જમાદાર છે? કોણ છે? હું વિજા-

પુરના બાદશાહનો પણ બાદશાહ છું. હું એવા જમાદાર ફમાદારને મળવા નવરો નથી. ચાલ્યો જા ! ”

નોકર તો બિચારો થરથર કંપવા લાગ્યો. ત્હેણે અતિ નમ્રતા-પૂર્વક કહ્યું: “ મહારાજ ! મ્હેં તો પ્રથમ જ જમાદારને કહ્યું હતું કે અત્યારે મળવાનો સમય નથી પરંતુ ત્હેમણે કહ્યું કે મહારાજે જ મ્હને ફરમાવેલ છે કે તું તપાસ કરીને આવ કે તરત જ મ્હને ખબર આપજે. ”

રામચન્દ્ર આ સાંભળતા ઠંડોગાર થઇ ગયો. ત્હેણે ધીમેથી કહ્યું: “ ત્યારે ગધેડા ! એમ શું કહેતો નથી કે આપણા જમાદાર મળવા આવેલ છે. હું તો વિજાપુર રાજ્યનો કોઇ માણસ સમજ્યો હતો. જા ! ત્હેમને જલદી અહીં મોકલ ! ”

નોકર ચાલ્યો ગયો. થોડા વખતમાં તો જમાદાર રામચન્દ્ર પાસે આવ્યો. આ જમાદારને જ યોગમાયાની તપાસ કરવા મોકલ્યો હતો.

રામચન્દ્રે ત્હેને જોતાં જ અતિ જીજ્ઞાસાથી પૂછ્યું: “ કેમ જમાદાર ! તપાસ કરી આવ્યા ? ”

“ જી, હા. ”

“ યોગમાયા ત્યાં છે ? ”

“ જી, હા. ”

“ યોગમાયાને ત્હમે મળ્યા ? ”

“ આપે ગુપ્ત રીતે તપાસ કરવાનું ફરમાવેલ હોવાથી હું મળ્યો નથી. ”

“ વારૂ, ત્હેને ત્હમે પ્રત્યક્ષ જોઇ કે કોઇને પૂછ્યું હતું ? ”

“ પ્રથમ મ્હેં એક માણસને પૂછ્યું હતું અને પછી હું ત્હેની કોટડી પાસે ગયો હતો. ”

" યોગમાયા કોટડીમાં જ હતી ? "

" જી, હા. "

" તે શું કરતી હતી ? "

" એક પુસ્તક વાંચતી હતી. "

" ત્યાં અન્ય કોઇ હતું ? "

" જી, ના. "

" સચ્ચિદાનન્દ મહારાજ ત્યાં જ છે ? "

" એ મ્હને ખબર નથી. "

" ઠીક, લ્યો આ ત્હમારા પરિશ્રમનો બદલો ! " એટલું કહી રામચન્દ્રે પોતાની અંગુલીમાંથી વીંટી કાઢી જમાદારના હસ્તમાં આપી. જમાદાર તો ખુશી થતો થતો વીંટી લઇને ચાલ્યો ગયો. રામચન્દ્રના હૃદયમાં પણ હર્ષ સમાતો નહોતો. ત્હેના મનમાં યોગમાયાને મળવાની ચટચટી લાગી હતી. ત્હેણે બીજે દિવસે સવારે જ યોગમાયાને મળવા જવાનો દ્રઢ સંકલ્પ કર્યો.



## પ્રકરણ ૧૪ મું.

## રામચન્દ્રની નિરાશા.

રાત્રિ પસાર થઇ ગઇ છે. પ્રાત:કાળનો સમય છે. પૂર્વાકાશમાં સૂર્યનારાયણ પધારવાની તૈયારીમાં છે. આ વખતે રામચન્દ્રે શય્યાનો ત્યાગ કરી દંતધાવન આદિ કાર્ય પતાવી એક નોકરને પોતાનો અશ્વ તૈયાર કરવાનો હુકમ કર્યો. આ સમય દરમ્યાન રામચન્દ્ર કપડા પ્હેરી તૈયાર થઇ ગયો.

રામચન્દ્ર મ્હેલના દરવાજે ગયો. ત્યાં અશ્વને તૈયાર રાખવામાં આવ્યો હતો. રામચન્દ્ર અશ્વારોહણ કરી સચ્ચિદાનન્દ મહારાજના યોગાશ્રમ તરફ ચાલ્યો.

શિયાળો બેસી ગયેલ હોવાથી ઠંડીને લીધે જે ખેડુતો ખેતરોમાં રહેતાં હતાં તેઓ અત્યારે તાપણી કરી તાપતા હતા. યોગાશ્રમથી થોડે દૂર બે ન્હાના ઝુંપડાની વચ્ચે કેટલાક ખેડુતો બેસીને જૂદી જૂદી વાતો કરી આનન્દ કરતાં હતાં. તેઓની મધ્યમાં જમીન ઉપર જ લાકડાના ન્હાના ન્હાના કટકા બળતાં હતાં. બળતું બંધ થતાં વળી અન્ય કટકાઓ તેઓ નાખે જતાં હતાં.

સહસા ખેડુતોએ જોયું કે તેજસ્વી અશ્વ ઉપર આરોહણ કરી એક માણસ પોતાની તરફ આવે છે. જોત જોતામાં તો તે અશ્વ ત્હેમની નજીક આવ્યો. આ માણસનો દમામ એવો હતો કે ખેડુતો તો થોડા વખત ત્હેને જોઇને આશ્ચર્યમાં લીન થઇ ગયા ! તેઓએ અનુમાન કર્યું કે આ કોઇ મહાન ઉમરાવ હોવો જોઇએ. અશ્વ નજીક આવતાં ખેડુતો ઉભા થઇ ગયા.

આ ઘોડેસ્વાર અન્ય કોઇ નહિ પરંતુ રામચન્દ્ર હતો. રામચન્દ્ર ઘણો વખત પરદેશમાં રહ્યો હતો તેથી યોગાશ્રમના રસ્તાનું ત્હેને બરોબર સ્મરણ રહ્યું નહોતું. વળી એટલા વખતમાં થોડો ઘણો ફેરફાર પણ થઇ ગયો હતો. પ્રથમનો રસ્તો બંધ કરી નવો રસ્તો કાઢવામાં આવ્યો હતો. રામચન્દ્રને તે રસ્તાની ખબર ન હોવાથી તે આ ખેડુતોને પૂછવાને માટે આવ્યો હતો.

રામચન્દ્રે નજીક પહોંચતાં જ એક ખેડુતને પૂછ્યું: " સચ્ચિદાનન્દ મહારાજનું યોગાશ્રમ ક્યાં છે ? "

" જી, તે અહીંથી બહુ દૂર નથી. સામે જે ઝાડની ઘટા દેખાય છે તેજ યોગાશ્રમ છે." ખેડુતે અતિ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો.

" ત્યાં જવાનો રસ્તો ક્યાંથી જાય છે ? "

" અહીંથી બે ખેતરવા આગળ ચાલશો એટલે યોગાશ્રમનો રસ્તો આવશે. "

" પ્રથમ તો અહીંથી જ રસ્તો જતો હતો ને ? "

" જી, હા. પરંતુ થોડા સમય થયાં નવો રસ્તો કાઢયો છે. "

" ઠીક. "

રામચન્દ્રે તુરત જ અશ્વને તે તરફ ચલાવ્યો. ત્હેના થોડે દૂર ગયા બાદ ખેડુતો પુનઃ શાન્તિથી બેઠાં.

બે ખેતરવા જતાં રસ્તો આવ્યો. ત્યાંથી રામચન્દ્રે અશ્વને પૂર-પાટ મારી મૂકયો. થોડી ક્ષણમાં તો રામચન્દ્ર યોગાશ્રમ આગળ જઇ પહોંચ્યો. ત્હેનું હૃદય અત્યારે અત્યંત આનન્દિત હતું. તે ઘણી વખત યોગાશ્રમમાં આવ્યો હતો પરંતુ આટલો આનન્દ ત્હેને કદી પણ થયો નહોતો.

રામચન્દ્રે અશ્વને યોગાશ્રમમાં ન લઇ જતાં બ્હાર જ એક વૃક્ષની સાથે બાંધ્યો. વૃક્ષ સાથે અશ્વને બાંધીને તે યોગાશ્રમમાં ગયો. યોગાશ્રમમાં પ્રવેશ કરતાં ત્હેને કાંઇક આશ્ચર્યતા લાગી કારણ કે પ્રથમના કરતાં અત્યારે યોગાશ્રમમાં મહાન ફેરફાર ત્હેને જણાયા. યોગાશ્રમની સુન્દરતા જ જોતાં ત્હેનું હૃદય કાંઇક શાન્તિનો અનુભવ કરવા લાગ્યું. ત્હેના મ્હેલમાં જે શાન્તિ તે પ્રાપ્ત કરી શકતો નહોતો તે શાન્તિ થોડે ઘણે અંશે પણ ત્હેને યોગાશ્રમમાં પ્રાપ્ત થઇ.

તે અનેક પુલોને જોતો જોતો સીધો યોગમાયાની કોટડી પાસે ગયો. કોટડીના દ્વાર અંદરથી બંધ કરેલા હતા. રામચન્દ્રે કોટડીના દ્વારને ધક્કો મારતાં કહ્યું: " અન્દર કોઇ છે ? "

" ઉઘાડું છું. " એટલું કહેતામાં તો એક રમણીએ દ્વાર ઉઘાડયું. રમણીના એક હસ્તમાં પુસ્તક હતું અને અન્ય હસ્તથી દ્વારને પકડયું હતું. છૂટા કૃષ્ણ કેશ, ભવ્ય કપાળ ઉપર ભસ્મનું ત્રિપુંડ અને પરિધાનમાં ભગવા રંગનું વસ્ત્ર રમણીની સૌન્દર્યમાં વિશેષ વૃદ્ધિ કરતાં હતાં. વળી ત્હેને જોતાં ગમે તેવા પાષાણ હૃદયના મનુષ્યમાં પણ ભક્તિનો રસ રેલાય એવી ત્હેના દેહમાં પવિત્રતા હતી. રામચન્દ્રે રમણીને તુરત જ ઓળખી. તે ત્હેની માનસી–પ્રતિમા–આ જન્મના ધ્યાનની મૂર્ત્તિ યોગમાયા હતી.

યોગમાયાને પણ રામચન્દ્રને ઓળખતા વાર ન લાગી. રામચન્દ્રને એકાએક જોઇને યોગમાયા વિસ્મિત થઇ ગઇ. ત્હેણે મૃદુહાસ્ય કરીને કહ્યું: " ઓ હો ! રામચન્દ્ર ! તું કયાંથી ? કયારે આવ્યો છે ? આવ, આવ ! અન્દર આવ ! કેટલોય સમય થયાં ત્હારા કાંઇ પણ સમાચાર મળ્યા નથી. "

રામચન્દ્રનું હૃદય આ માયાળુ શબ્દો સાંભળી હર્ષથી ઉભરાઇ ગયું. ત્હેણે કહ્યું: " ત્હને ખાસ મળવાને જ આવ્યો છું. "

" સારૂં, પરંતુ તું અન્દર આવી વિશ્રામ લે ! ઘણે દૂરથી આવ્યો હોય એમ જણાય છે. "

રામચન્દ્રે આનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તે થોડો વખત યોગમાયાના સુન્દર ચ્હેરા સામું જોઇ રહ્યો અને પછી કોટડીમાં ત્હેણે પ્રવેશ કર્યો.

કોટડીમાં પ્રવેશ કરતાં રામચન્દ્રે જોયું કે એક ખુણામાં મૃગચર્મ પડેલું છે અને ત્હેના ઉપર એક પુસ્તક પડયું છે. આ કયું પુસ્તક હશે એ કાંઇ રામચન્દ્ર જાણી શકયો નહિ. ત્હેણે અનુમાન કર્યું કે યોગમાયા આ મૃગચર્મ ઉપર બેસીને ઇશ્વરનું ધ્યાન ધરતી હશે અને આ પુસ્તક તે વાંચતી હશે.

યોગમાયાએ તુરત જ એક મૃગચર્મ લાવીને પાથર્યું અને રામચન્દ્રને તે ઉપર બેસવાને કહ્યું.

રામચન્દ્રના બેઠા બાદ યોગમાયાએ પૂછ્યું: "ત્હારી તબિયત કેમ છે ?"

"મ્હારી તબિયત સારી છે તેમ જ હું સર્વ પ્રકારે સુખી છું. ફક્ત હવે તો એક ત્હારી ખામી છે."

"મ્હારી ખામી એ કાંઇ ખામી ગણાય નહિ. અન્ય સર્વ પ્રકારથી તું સુખી હોય તો પછી તું સુખી જ ગણાય !"

"તું મ્હારા સામે જ બેસ !"

યોગમાયાએ હસતાં હસતાં કહ્યું: "એમ કેમ ? બાજુ પર બેસું તો ?"

"ત્હને કેટલાય દિવસ થયાં જોઇ નથી–અરે ! કેટલાક વર્ષો પણ વિતી ગયા છે ! અત્યારે સુયોગ મળ્યો છે. ત્હારા માટે તો મ્હારા આત્માનું બળિદાન–ના ના, હવે કાંઇ નહિ."

"બોલ, બોલ, રામચન્દ્ર ! કહેતાં કહેતાં શા માટે અચકાઇ ગયો ? મ્હારા માટે ત્હારા આત્માનું બળિદાન એ શું ?"

રામચન્દ્ર થોડો વખત વિચારમાં પડી ગયો. ત્હેણે વાત ફેરવીને કહ્યું: "હું એમ કહેતો હતો કે ત્હારી ખાતર હું મ્હારા આત્માનું બળિદાન આપવાને પણ તૈયાર છું. વિજાપુર રાજ્યથી

દંડિત થયેલ હોવા છતાં પણ ત્હને પ્રાપ્ત કરવાની ફક્ત આશાથી જ હું વિજાપુરના બાદશાહનો ભય ન રાખતાં આવ્યો છું. ઘણા લાંબા વખત થયાં મ્હેં ત્હને જોઇ નથી અને હવે જ્યારે ઘણા કષ્ટો સહન કર્યા બાદ તું મળી છે તો મ્હારા સન્મુખ જ બેસ ! હું ત્હને સારી રીતે જોવા ઇચ્છું છું. "

યોગમાયા સમજી ગઇ કે રામચન્દ્રે વાત ફેરવી નાખી. યોગમાયાને આથી રામચન્દ્ર ઉપર સ્હેજ અવિશ્વાસ આવ્યો છતાં આ અવિશ્વાસ યોગમાયાના પવિત્ર હૃદયમાં લાંબો વખત સુધી તો ટકી શકયો નહિ.

રામચદ્રે પુનઃ કહ્યું: " યોગમાયા ! સાંભળ ! જ્યારથી મ્હેં ત્હને પ્રથમ જોઇ છે ત્યારથી ત્હારી સુન્દર મૂર્તિ મ્હારા હૃદયમાં જડાઇ ગઇ છે અને તે હવે કદી પણ ખસી શકવાની નથી. હું પરદેશમાં ગમે તેવી સ્થિતિમાં હતો છતાં પણ ત્હારૂં વિસ્મરણ મ્હને કદી પણ થયું નથી. તું કદી પણ ભૂલાઇ નથી. ત્હારા સિવાય જગતમાં હું સુખ માનતો જ નથી. "

યોગમાયા ખુણામાં પડેલ મૃગચર્મને લાવી રામચન્દ્રની સામે પાથરી ત્હેના ઉપર બેઠી. ત્હેણે હસતાં હસતાં કહ્યું: " રામચન્દ્ર ! મ્હારા માટે ત્હને આટલી બધી આકાંક્ષા કેમ છે ? "

" શા માટે આ આકુલ આકાંક્ષા છે તે યોગમાયા ! હું પોતે પણ જાણી શકતો નથી. ફક્ત હું તો એટલું જ સમજું છું કે ત્હારા સિવાય મ્હારૂં માનવ–જીવન વૃથા છે.

" વારૂ, પણ તું મ્હારી પાસેથી ગયો ત્હેને ઘણો વખત થઇ ગયો છે. આ સમય દરમ્યાન તું કયાં હતો ? "

" રાજ્યના ભયને લીધે ઘણે દૂર ચાલ્યો ગયો હતો. જતી વખત તો હું જંગલને જ રસ્તે ચાલ્યો હતો. કોઈ પણ ગામમાં જવાની મ્હારી હિમ્મત ચાલી નહોતી. છેવટ બ્રહ્મદેશ પાસે એક પર્વતની હાર છે ત્યાં કેટલાક માણસોની વસ્તી હોવાથી ત્યાં જ રહ્યો હતો. પાછા આવતાં રસ્તામાં ઘણા શહેરો જોયાં છે."

" તું અહીં આવેલ છે એ બાદશાહ જાણે છે ?"

" હા, જાણે છે."

" તું એક ક્ષુદ્રમાં ક્ષુદ્ર મનુષ્ય–વળી આટલા લાંબા સમયે અહીં આવ્યો છતાં બાદશાહને ત્હારા આવાગમનની ખબર શી રીતે પડી? કોઈએ કવચિત બાદશાહને કહ્યું હશે એમ હું ધારૂં છું."

" ના, ના, યોગમાયા ! હું હવે ક્ષુદ્રમાં ક્ષુદ્ર મનુષ્ય નથી. હું તો હવે સમસ્ત વિજાપુરમાં સૌથી વિશેષ ઐશ્વર્યવાન છું. ત્હેં પ્રથમ મ્હને કહ્યું હતું કે સંપત્તિ પ્રાપ્ત કર પછી લગ્નની વ્યવસ્થા થશે. ત્હારા કહેવાથી જ મ્હેં સંપત્તિ મેળવી છે. મ્હારી પાસે એટલી સંપત્તિ છે કે હું પોતે પણ ત્હેની સંખ્યા જાણતો નથી. હવે તું મ્હને નિરાશ કરીશ નહિ. ઈન્દ્રના જેટલા જ ઐશ્વર્યને હું ત્હારા ચરણે ધરીશ ! તું મ્હારી સાથે લગ્નગ્રંથીથી જોડા !"

" મ્હને જોવાથી જ્યારે ત્હને સુખ મળે છે ત્યારે જોઈને જ સુખી થા ! લગ્નની વાત શા માટે કરે છે ?"

" ત્હને જોવાથી જ મ્હારી વાસના પૂર્ણ થાય એમ નથી પ્રાણ પ્રાણને–હૃદયે હૃદયને એક કરવા ઇચ્છું છું. બે મળીને એક થવું છે."

" પરંતુ જગતમાં જ બે છે તે તું જાણે છે ?"

" ના."

" ત્યારે સાંભળ. જગતમાં યથાર્થ બે જ છે–પ્રકૃતિ અને પુરૂષ. પુરૂષ પ્રકૃતિની લાલસામાં ઉન્મત્ત રહે છે અને પ્રકૃતિ પુરૂષના પ્રેમની ભિખારિણી છે. રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ વિગેરે જગતમાં પ્રકૃતિ છે અને ભાવ પુરૂષ છે. આ બન્નેના મિલનથી રસનો ઉપભોગ થઇ શકે છે. કિન્તુ પુરૂષ અને પ્રકૃતિનું મિલન ન થવાથી આ રસ પ્રાપ્ત થતો નથી. ત્યાં તો દુ:ખ અને વાસના રહે છે. વાસનામાં નિવૃત્તિ નથી–જન્મે જન્મે અને યુગે યુગે પણ વાસનાની–આકુલ પિપાસાની શાન્તિ થતી નથી. "

" સ્ત્રીને તું પ્રકૃતિ કહે છે અને પુરૂષને પુરૂષ કહે છે. એ બેના મિલનથી આનન્દ અને સુખ થાય છે–"

" એ ખરૂં. સ્ત્રીઓમાં પ્રકૃતિનો અંશ વિશેષ છે. તેઓ જનની છે–પુરૂષ જનક છે અને તેથી ભાવ એ પુરૂષનો જ સત્ત્વ છે. છતાં પુરૂષો પ્રકૃતિને આધીન થઇ ખરાબ થાય છે. પ્રકૃતિને વશીભૂત કરી, પ્રકૃતિની આસક્તિને નષ્ટ કરી જે પુરૂષ પુરૂષત્ત્વ પ્રાપ્ત કરી શકે છે તેજ રસનો–આનન્દનો ઉપભોગી છે–નહિ તો તે કામચારી જ છે. "

" આ પુરૂષ અને પ્રકૃતિ કયા ? "

" સાંખ્યે એઓના નામ પ્રકૃતિ અને પુરૂષ દીધા છે. તંત્ર શિવ અને દુર્ગા કહે છે પરંતુ આ પ્રકૃતિ અને પુરૂષનો અવતાર તો રાધા–કૃષ્ણ ! "

રાધા–કૃષ્ણનું નામ સાંભળતાં રામચન્દ્ર ચમકી ગયો. તે ત્યાંથી ઉભો થવા જતો હતો પરંતુ ઇચ્છાને દબાવી ત્યાં બેસી રહ્યો. ત્હેણે કહ્યું: " આ સર્વ જવા દે ! યોગમાયા ! તું મ્હારી થઇશ કે નહિ તે જ કહે ! "

યોગમાયા રામચન્દ્રનો ભાવ જોઇને દુઃખિત થઇ પરંતુ તે કાંઇ પણ સમજી શકી નહિ.

યોગમાયા તરફથી જવાબ ન મળવાથી રામચન્દ્રે પુનઃ કહ્યું: " શું વિચાર કરે છે? યોગમાયા ! ત્હારા સિવાય મ્હારી જીંદગી કદી પણ રહેવાની નથી. "

" ત્હારો મ્હારા પ્રત્યે આટલો બધો પ્રેમ છે તે જાણીને હું ખુશી થાઉં છું. પરંતુ ત્હારા પ્રશ્નનો જવાબ અત્યારે તો હુ આપી શકીશ નહિ. વખત આવ્યે જવાબ આપીશ. "

" ત્યારે શું હું એમને એમ ચાલ્યો જાઉં ? " રામચન્દ્રે ગુસ્સાથી કહ્યું.

" હા. "

રામચન્દ્રનું માથું આ જવાબથી ફરવા લાગ્યું. તે અત્યંત ગુસ્સે થયો પરંતુ એ ગુસ્સો યોગમાયા ઉપરના પ્રેમને લીધે હૃદયમાં સમાઇ ગયો, છતાં ત્હેણે કહ્યું: " ત્હારે જાઉં છું. "

" ત્હારી ઇચ્છા ! "

રામચન્દ્ર તુરત જ ઉઠીને ચાલ્યો ગયો પરંતુ યોગમાયાએ જોયું કે દાનવની ચક્ષુ માફક ત્હેની ચક્ષુમાંથી અગ્નિ ઝરતો હતો.

---

## પ્રકરણ ૧૫ મું.

## ભદ્રાની પવિત્રતા.

બીજે દિવસે રામચન્દ્ર એકલો દિવાનખાનામાં બેઠો બેઠો વિચારતો હતો. " યોગમાયા ! અતુલ સૌન્દર્યશાળી યોગમાયા !

જેટલી વખત ત્હને જોઉં છું તેટલી વખત પ્રથમ જ જોતો હોઉં એમ લાગે છે. આજે ભગવા વસ્ત્ર પરિધાન કરેલ હોવા છતાં પણ ત્હારી સૌન્દર્યતા એવી મોહક હતી કે તેવી સૌન્દર્યતા કદી પણ કોઈ સ્ત્રીમાં નહિ હોય ! બાદશાહના મ્હેલમાં ગમે તેટલી બેગમો હોય પરંતુ યોગમાયામાં જેવું સૌન્દર્ય છે તેવી સૌન્દર્યવતી બેગમ તો એકે પણ નહિ હોય ! આ રૂપનો જ્યારે ઉપભોગ ન થાય ત્યારે તો જીવન વૃથા જ ગણાય ને ! યોગમાયાની ખાતર તો દાનવના ખોળામાં માથું મૂક્યું છે. પુણ્ય પથની સાધનાનો ત્યાગ કરી પાપનો રસ્તો પકડ્યો છે. જો યોગમાયા પોતાની ખુશીથી લગ્ન કરશે નહિ તો પછી હું મ્હારી દાનવી શકિતનો ઉપયોગ કરી ત્હેનું આકર્ષણ કરીશ. મ્હને પિશાચની મદદ હોવાથી ગમે તે કરી શકું એમ છું. પરંતુ હાય ! મ્હારી સાધનામાં અને યોગમાયાની સાધનામાં આકાશ પાતાળની ભિન્નતા છે. કેટલી શાન્તિ! કેટલો આનન્દ ! યોગમાયાને કાંઇ પણ ચિન્તા હોય એમ જણાયું નહિ. ત્હેની કોટડીમાં પ્રવેશ કરતાં મ્હારા હૃદયમાં પણ કાંઇક શાન્તિએ સંચાર કર્યો. અને હું–હું તો શાન્તિ કદી પ્રાપ્ત કરી જ શકતો નથી. જ્યાં હૃદયમાં અશાન્તિ જ રહ્યા કરે છે ત્યાં આનન્દ તો હોય જ ક્યાંથી ? શાન્તિ તો જો ક્યાંય પણ હોય તો તે યોગમાયાના હૃદયમાં જ છે !"

પરંતુ આ સમયે ત્હેને વિરેન્દ્રસિંહ, તામસી વિગેરેનું સ્મરણ થઇ આવ્યું. તે પુનઃ વિચારવા લાગ્યો: " એ પાપનાં પુતળાં શું કરતાં હશે ? મ્હારી બાબતમાં તામસીએ ત્હેના પિતાને શું કહ્યું હશે ? તેઓના કાંઇ પણ સમાચાર અહીં તો મ્હને મળી શકતા નથી. વળી હલ્સાગેની ભદ્રાના પણ કાંઇ ખબર મળી

શકયા નથી. એક વખત તો આ સર્વની ખબર લઇ આવવી જોઇએ. વળી તામસીએ મ્હારા તરફ ચલાવેલ ઘોર વર્તણૂકનો ત્હેને બદલો આપવો જોઇએ. એ રાંડ કોઇથી પણ ડરતી નથી પરંતુ મ્હારે ત્હેને બતાવી દેવું જોઇએ કે નીચ વર્તણૂકનું પરિણામ કેવું ભયંકર નિવડે છે.'' રામચન્દ્રે ત્યાં જવાનો નિશ્ચય કર્યો. ત્હેણે તુરત જ અશ્વને તૈયાર કરવાનો હુકમ ફરમાવ્યો. દાનવી શકિતના પ્રાબલ્યથી ત્યાં જવું એ ત્હેને માટે હવે ઘણો સમય લેય તેમ નહોતું. તે એકાદ પ્રહરમાં જ એ શકિતથી જઇ શકે એમ હતું.

રામચન્દ્રે અશ્વારોહણ કરી દાનવી શકિતનો પ્રયોગ કર્યો. આ શકિતના પ્રભાવથી તે એક પ્રહરમાં તો આંગોચી પર્વત પહોંચી ગયો.

આંગોચી પર્વતે પહોંચી તે એક ઝરણાંની પાસે વિશ્રાન્તિ લેવાને થોડો વખત રોકાયો પરંતુ તે જ સમયે એક સ્ત્રીનો કરૂણ સ્વર ત્હેના કર્ણ સાથે અથડાયો. વળી રૂદન પણ સંભળાવા લાગ્યું. પરંતુ આ રૂદનનો સ્વર થોડો વખત આવતો હતો તો થોડો વખત શાન્ત પડી જતો હતો. વળી સ્ત્રીના સ્વર સાથે કોઇ પુરૂષનો કઠોર સ્વર પણ સંભળાતો હતો. રામચન્દ્ર બેઠો હતો ત્યાંથી ઉભો થયો અને જે તરફથી સ્વર આવતો હતો તે તરફ ચાલવા લાગ્યો. થોડે દૂર જતાં જ ત્હેણે સ્ત્રીનો કરૂણ સ્વર પુનઃ સાંભળ્યો.

સ્ત્રી રડતાં રડતાં બોલતી હતી: "હવે મ્હને વિશેષ કષ્ટ ન આપ ! મ્હારા ઉપર હવે પશુના જેવું ઘાતકીપણું ન ચલાવ ! હું હું તો ત્હારી પુત્રી છું. મ્હારા ઉપર દયા કર ! મ્હને મુક્ત કર ! હું મ્હારા પિતા પાસે ચાલી જઇશ. ત્હને કોઇ પણ જાતનું ભવિષ્યમાં નુકશાન નહિ કરૂં. કેટલાય દિવસ થયાં મ્હને ત્હેં ત્હારા બંધનમાં રાખી છે--ત્હારાથી બની શકે તેટલું કષ્ટ ત્હેં મ્હને

આવ્યું છે—ત્હારી નીચ વાસના પૂર્ણ કરવા ત્હેં બનતો પ્રયત્ન કર્યો છે અને કરે છે છતાં હુ ત્હને સ્પષ્ટ કહું છું કે ત્હારી પાપી વાસના તો કદી પણ પૂર્ણ થશે નહિ. હું મ્હારા આત્માનું બળિદાન આપીશ પરંતુ ત્હારી ઇચ્છાને આધીન તો નહિ જ થાઉ !"

આના જવાબમાં પુરૂષે કહ્યું: "જો ત્હને છોડવી જ હત તો તો આટલો સમય રાખત જ નહિ. ત્હને હું કદી છોડું એમ નથી—છોડી શકું એમ પણ નથી. હું ત્હને ઘણો સમય થયાં વિનવું છું છતાં તું મ્હારી ઇચ્છા પૂર્ણ કરતી નથી અને સફાઇ કરે છે તો હવે આજે જોઉં છું કે ત્હારી સફાઇ કયાં સૂધી ચાલે છે ? હું ત્હને આજે મ્હારી ઇચ્છા પૂણ કર્યા સિવાય છોડવાનો નથી. હું ત્હારા ઉપર છેવટ બળાત્કાર કરીશ. ત્હારામાં શક્તિ પણ કયાં છે કે તું મ્હારી સામે થઇ શકીશ !"

"તું ત્હને ગમે તેવો શક્તિવાન ધારતો હોય છતાં પણ હું મ્હારી શકિતથી ત્હને અટકાવીશ અને નહિતર હર્ષથી મૃત્યુને ભેટીશ!"

"ત્યારે જોઉં છું કે ત્હારામાં કેટલી શકિત છે ? ત્હારૂં મૃત્યુ જ ત્હને આવા શબ્દો બોલાવે છે." એટલું કહી પુરૂષ તે રમણીની સામે ધસ્યો. રમણી એક હૃદયભેદક બૂમ પાડી ધરણી ઉપર પડી.

રામચન્દ્ર તુરત જ મ્યાનમાંથી તલવાર કાઢી તે સ્થળે જઇ પહોંચ્યો. ત્યાં પહોંચતાં જ રામચન્દ્રે તે પુરૂષની સામે તલવાર ઉંચી કરી. પુરૂષ સ્તબ્ધ થઇ ગયો—જડવત્ થઇ ગયો. પરંતુ રામચન્દ્રે આશ્ચર્ય સાથે જોયું કે રમણી ભદ્રા હતી અને પુરૂષ કાગસિંહ સરદાર હતો.

ભદ્રાએ પણ જમીન ઉપર પડયાં પડયાં જોયું કે પોતાની રક્ષા

કરનાર અન્ય કોઇ પણ નહિ પરંતુ પોતાને ત્યાં જે મુંગો નોકર હતો તે જ હતો.

ભદ્રાએ ત્હેને ઘણો વખત થયાં જોયો નહોતો છતાં તે આવી રીતે અચાનક આવીને સરદારના અત્યાચારમાંથી પોતાને છોડાવી પતિવ્રત અંખડિત રખાવ્યું એથી તે અતિ વિસ્મિતની સામે આનન્દિત થઇ ! ત્હેણે ઉભા થઇને કૃતજ્ઞતાપૂર્વક કહ્યું: "ત્હમે પ્રથમ અમારે ત્યાં નોકર રહી, અનેક છેતરપીંડી કરી મ્હારા સુખ અને આનદનો નાશ કર્યો છે. વળી આ સમયે મ્હને અત્યાચારમાંથી બચાવી ત્હમે જ મ્હારી પવિત્રતા રાખી છે. આટલો સમય તો હું ત્હમને શાપજ આપતી હતી પરંતુ અત્યારે ત્હમારૂં હૃદય જોઇ શકી છું. મ્હારા પાપનું પાયશ્ચિત્ત શરૂ થઇ ગયું છે. મ્હારો ધર્મ ત્હમે રાખ્યો છે તો હવે ઇશ્વર પાસે એટલું જ માગુ છું કે એજ ધર્મ ત્હમારી રક્ષા કરે ?"

"હું ધર્માધર્મ સમજતો નથી. ધર્મ મ્હને કંઇ પણ કરી શકે એમ નથી. તું મ્હારી સાથે આ ઝરણાં પાસે આવ." એટલું કહી રામચન્દ્ર ઝરણાં તરફ ચાલ્યો. ભદ્રા પણ ત્હેની પાછળ પાછળ ચાલવા લાગી. ઝરણું દૂર ન હોવાથી થોડી જ ક્ષણમાં તેઓ ત્યાં પહોંચ્યા.

"ત્હમે હમણા જોવામાં નહોતા આવતા તે કયાં ગયાં હતાં ?" ભદ્રાએ આતુરતાથી પૂછ્યું.

"હું મ્હારા દેશમાં ગયો હતો. દક્ષિણમાં મ્હારૂં પોતાનું મકાન છે. તું શું મ્હને શોધતી હતી ?"

"આ નિષ્ઠુર લોકો મ્હારા ઉપર અત્યંત અત્યાચાર કરતાં ત્યારે હું ત્હમને ગાળો દેતી કારણ કે આ સર્વ દુઃખના મૂળરૂપ

ત્હમે જ હતાં. પરંતુ ઘણો વખત થયાં ત્હમે કેમ જોવામાં આવતાં નહિ?"

"જોઇને તું શું કરત?" રામચન્દ્રે સ્હેજ હસીને કહ્યું.

"ત્હમારા ચરણમાં પડીને વિનતિ કરત કે હવે મ્હને મ્હારે ગૃહે લઇ જાવ!"

"આજે હું ત્હને ત્હારા ગૃહે લઇ જઇશ."

"પરંતુ સરદાર કેમ કબુલ કરશે?"

"ત્હેને કબુલ કરવું જ પડશે."

"હું ધારૂં છું કે ત્હમારી અને સરદારની વચ્ચે ગુરૂશિષ્યનો સમ્બન્ધ હશે."

"ગુરૂ કોણ ને વળી શિષ્ય કોણ?"

"સરદાર ગુરૂ અને ત્હમે શિષ્ય અથવા સરદાર પિતા અને ત્હમે પુત્ર. આવી જાતનો કાંઇક તો સમ્બન્ધ હશે."

"ના, ત્હારી ધારણા ખોટી છે. પરંતુ ત્હને આવો ખ્યાલ કયાંથી આવ્યો?"

"ત્હમને જોતાં જ તે મોહગ્રસ્ત પશું લજ્જાથી નીચું જોઇ ગયો—એક પણ શબ્દ બોલી શકયો નહિ."

"તે તો લજ્જાથી નહિ પરંતુ ભયથી."

"ત્હમને જોઇને?"

"હા."

"ત્હમે કોણ છો?"

"હું દક્ષિણી છું."

"ખોટી વાત."

"ખોટું હું કહેતો નથી. ભદ્રા હું સત્ય જ કહું છું. મ્હારામાં

એટલી બધી શક્તિ છે કે એના જેવા સો સરદારને એક ક્ષણમાં હતાં ન હતા કરી દઉં !"

"ત્યારે હું ત્હમારે પગે પડું છું. મ્હને કૃપા કરી મ્હારે ત્યાં લઇ જાવ !" ભદ્રાએ એટલું કહી રામચન્દ્રના ચરણે પોતાનું મસ્તક મૂક્યું.

રામચન્દ્રે સ્હેજ દૂર ખસીને કહ્યું: "ભદ્રા ! ત્હને ત્હારા પિતાના ગૃહે લઇ જઇશ એટલું જ નહિ પરંતુ આ સર્વ પાષાણ હૃદયના નરાધમોને યોગ્ય શિક્ષા આપીશ અને પછી જ હું આ સ્થળનો ત્યાગ કરીશ."

"ત્હમારૂં કાંઇ આ લોકોએ અનિષ્ટ કર્યું છે ? પ્રથમ તો ત્હમે તેઓની સાથે રહેતાં હતાં ને ?"

"હું પ્રથમ તેઓની સાથે રહેતો એ ખરૂં પરંતુ તેઓએ મ્હારા ઉપર જુલમ ગુજારવામાં બાકી નથી રાખી ! હું ત્હેનો બદલો લીધા સિવાય રહેવાનો નથી."

"ના, ના, રામચન્દ્ર ! એવું કાર્ય ન કરશો. જે મંડળમાં ત્હમે એક વખત હતાં, જેઓએ ત્હમારા ઉપર વિશ્વાસ રાખી ત્હેમના ગુપ્ત કાર્યોથી ત્હમને જ્ઞાત કર્યાં હતાં તેઓની સાથે વિરૂદ્ધતા થયાં છતાં પણ ત્હેમની ગુપ્ત વાત પ્રકાશમાં લાવશો નહિ—ત્હેમને શિક્ષા કરશો નહિ. ત્હમે તેઓના વિશ્વાસનો ભંગ કર્યો ગણાશે. તેથી તો ઉલટું અધર્મ કાર્ય કર્યું કહેવાશે. બહેતર છે કે આ મંડળનો સદાને માટે ત્યાગ કરી ચાલ્યા જવું. જો ત્હમે તેઓના સર્વ કાર્યને પાપ કાર્ય ગણતા હો તો પણ તેઓને કાંઇ કરશો નહિ-ત્હેમાં પણ અધર્મ જ કહેવાય. ત્હેમના કૃત્યનો બદલો ઇશ્વર જ ત્હેમને આપશે!"

શમમન્દ્રે હસતાં હસતાં કહ્યું: " વળી ધર્મની વાત કરે છે ? આવી વાત મ્હને બિલકુલ પસંદ નથી. મ્હારો જે નિશ્ચય છે તે ત્હારા જેવી એક બાળિકા ફેરવી શકે એમ નથી. વારૂ, તામસી ક્યાં છે ? "

" તામસી ઘણું કરીને ઝુંપડા તરફ ગઇ છે. એ રાક્ષસી જ મ્હને બોલાવી આ તરફ લાવી ત્હેના પિતાના હસ્તમાં સોંપી ગઇ હતી."

" મ્હે જગતમાં ઘણી રાક્ષસી હૃદયની સ્ત્રીઓ જોઇ છે પરંતુ આના જેવી હૃદય વગરની નિષ્ઠુર રાક્ષસી તો ક્યાંઇ જોઇ નથી. આજે હું ત્હેને યોગ્ય શિક્ષા કરીશ. "

" ત્હેણે ત્હમને શું કર્યું છે ? "

" કાળમુખીએ જે કાંઇ કર્યું છે તે તો હું ત્હને નહિ કહું. ચાલ, ત્હારી સન્મુખ જ હું ત્હેની દુર્દશા કરૂં. ચાલ, મ્હારી સાથે ચાલ ! "

" ત્હમને હું આજીજી કરીને કહું છું કે સાપના મુખમાં આંગળી ન આપો ! જો ત્હમે ન્હાસી શકો એમ હો તો ચાલ્યા જાવ ! ત્હમારો અશ્વ સારો હોવાથી આપણે બન્ને બેસી શકીશું. હવે તો મ્હારા પિતાને ત્યાં જ ચાલો ! મ્હારા પિતા ત્હમને સારો પુરસ્કાર આપશે. "

" તું મ્હારી સાથે લગ્ન કરીશ ? "

" ના, ના, તે તો હું કહી શકતી નથી. "

" કેમ ? "

" ત્હમે ક્યાંઇના વતની છો—હું ક્યાંઇની વતની છું. મ્હારા પિતા આ લગ્નમાં કદી પણ સંમતિ આપે નહિ. "

" શા માટે સંમતિ ન આપે ? "

" ત્હમે પરદેશી છો. "

ભદ્રા મ્હારે ત્હારી સાથે લગ્ન કરવા નથી. હું તો ત્હારી મશ્કરી કરતો હતો. મ્હારી તો આ લોકોને શિક્ષા કરવાની પ્રબળ ઇચ્છા છે. પાપથી રસબસ થયેલા તામસીના બન્ને બાહુનો નાશ કરીશ. ત્હારે કાંઇ પણ ભય નથી–તું મ્હારી સાથે ચાલ. "

" હું એક વખત ત્હમને પાપની જ મૂર્તિ ગણુતી હતી પરંતુ આજે તો પુણ્યથી ભરેલુ ત્હમારૂં હૃદય જોઉં છું. ઇશ્વર ત્હમને સહાય કરે ! "

" મ્હેં ત્હને એક બે વખત કહ્યું કે ઇશ્વરની વાત ન કર ! મ્હારી સાથે ચાલ ! "

" ત્હમારો અશ્વ ? "

" અશ્વ ભલે અહીં જ રહ્યો. "

" અશ્વ સુન્દર અને મજબુત હોવાથી કોઇ કવચિત ઉપાડી જશે. જો અશ્વ હસ્તમાંથી જશે તો પછી આપણને ન્હાસવાનો ઉપાય રહેશે નહિ. "

" ત્હારે કાંઇ પણ ચિન્તા ન રાખવી. " એટલું કહી રામચન્દ્રે આગળ ચાલવા માંડયું. ભદ્રા પણ ત્હેની પાછળ પાછળ ચાલવા લાગી.



## પ્રકરણ ૧૬ મું.

## કરો અને પામો !

તામસી કેટલાક ફૂલો એકઠા કરી વૃક્ષ નીચે એક શિલા ઉપર બેઠી બેઠી માળા ગુંથતી હતી. સૂર્યના બે ત્રણ કિરણો ત્હેના ચ્હેરા ઉપર પડતાં હોવાથી ત્હેનું મુખ અતિ સુન્દર દેખાતું હતું.

ભદ્રાએ દૂરથી તામસીને બતાવતાં રામચન્દ્રને કહ્યું: " જુઓ ! તામસી શિલા ઉપર બેઠી બેઠી માળા ગુંથે છે. "

રામચન્દ્રે તામસી તરફ જોઇને કહ્યું: " પિશાચી કેવું અગાધ સૌન્દર્ય લઇને જન્મી છે ! સૂર્યના કિરણો જાણે ગુલાબના ફુલ ઉપર પડીને નૃત્ય કરતા ન હોય ! "

ભદ્રા આ સાંભળી ચમકી ગઇ ! ત્હેણે રામચન્દ્રના મુખ સામુ જોઇને કહ્યું: " ત્હમે શું તામસીને ચાહતા હતા ? શું હવે ત્હમારો એ પ્રેમ બદલાઇ ગયો છે અને ત્હમે ત્હેના ઉપર ગુસ્સે થયા છો?"

રામચન્દ્રે ભદ્રાના મુખ ઉપર થયેલ પરિવર્તન જોઇને કહ્યું: " હું હા કહું તો ? "

" ત્હમે આજે મ્હારા ઉપર જે ઉપકાર કર્યો છે તેથી હું ત્હમને બન્ને હસ્ત જોડીને કહું છું કે કાળસર્પને ચાહજો પરંતુ તામસીને કદી પણ ચાહશો નહિ. "

" કેમ ? "

" ત્હમે ક્યાં જાણતા નથી ? હું એની બાબત વિશેષ શું કહું ? ત્હમે મ્હારા કરતાં પણ ત્હેને વિશેષ જાણો છો. "

" ત્યારે હું કોને ચાહું ? "

" ત્હમારા દેશની કોઇ સદ્ગુણી બાળાને ! "

"પરંતુ ત્હને જ ચાહું તો ?"

"તેમ પણ નહિ."

"કારણ !"

"કારણ તો મ્હેં ત્હમને પ્રથમ કહ્યું છે. વળી જૂદા જૂદા દેશના લોકોના જૂદા જૂદા રિવાજો હોવાથી સ્વભાવમાં ભિન્નતા હોય છે. અને આ ભિન્નતાને લીધે સંસાર સુખરૂપ નથી નિવડતો."

આ સમયે તામસીની નજર આ બાજુએ પડી. તે કાંઇ વિશેષ દુર નહોતી. રામચન્દ્રને ભદ્રાની સાથે નિર્ભય અને ગર્વિત ભાવથી આવતો જોઇને તે અતિ વિસ્મિત થઇ. તે વિચારવા લાગી. "રામચન્દ્રને તો મહાન ખાઇની અન્દર ધક્કો મારી ફેંકી દીધેલ હોવા છતાં તે અહીં પુન: અને શી રીતે આવ્યો ? વળી ભદ્રા ત્હેને ક્યાંથી મળી ગઇ ! ભદ્રાને તો મ્હેં મ્હારા પિતાના હસ્તમાં સોંપેલ હતી અને તે રામચન્દ્ર સાથે કયાંથી ? આ ગોટાળો શું થઇ ગયો ?" તામસી કાંઇ પણ નિર્ણય કરી શકી નહિ. આટલા વખતમાં તો રામચન્દ્ર ભદ્રાને લઇને તામસીની પાસે આવી પહોંચ્યો.

કુટીલા તામસી તુરત જ ઉભી થઇ અને બોલી: "રામચન્દ્ર અરે, હૃદયચન્દ્ર ! ત્હમે આટલો વખત કયાં હતાં ?"

ગુસ્સે ન થતાં આમ નમ્રતાપૂર્વક અને પ્રેમપૂર્વક કહેવામાં તામસીનો જુદો જ આશય હતો. રામચન્દ્રનું હૃદય તપાસવાનો અને બને તો રામચન્દ્રને પુન: પોતાના પ્રેમપાસમાં પાડવાનો તામસીનો ઇરાદો હતો.

રામચન્દ્રે પણ તેવા જ શબ્દોમાં જવાબ આપ્યો: "પ્રિયતમે ! ત્હારો સુમધુર ધક્કો ખાઇને મહાન ખાઇમાં પડવાથી મ્હેં ત્હને

દીર્ઘ વિરહ વેદના કરી છે તો હે ચારૂચંદને ! ક્ષમા કરજે !" પ્રેમના કૃત્રિમ ચાળા કરવામાં તામસી હુંશિયાર હતી. તે એવી રીતે હાવભાવ કરતી વાત કરવા લાગી કે પોતાનો પ્રેમ તો હજી જેવોને તેવો જ રામચન્દ્ર ઉપર છે. વળી પોતે તદ્દન નિર્દોષ છે. કાયમ રામચન્દ્રનું પોતે ધ્યાન ધરે છે એટલું જ નહિ પરંતુ ઘણો વખત થયા પોતે સર્વ સુખનો ત્યાગ કરી બેઠી છે.

રામચન્દ્ર હવે તામસીના શબ્દોથી છેતરાય એમ નહોતું. તામસીના શબ્દોમાં રામચન્દ્રને સત્યતા પણ ન જણાઇ. ત્હેણે અત્યંત ક્રોધથી કહ્યું: " તામસી ! તું રાક્ષસી છે. ત્હને હું અત્યંત ચાહતો હતો—ત્હારી પ્રીતિની ખાતર—ત્હને સુખી કરવાની ખાતર હું માનસિંહને ત્યાં નોકર રહ્યો, વિશ્વાસનો ભંગ કરી ત્હારા પિતાને કારાગૃહમાંથી મુકત કર્યો અને વળી આ સરલ હૃદયની રમણીને ત્હારા પિતાની નીચ વાસના પૂર્ણ કરવાને હરણ કરી લાવ્યો. છતાં ત્હેનો ત્હેં મ્હને કેવો બદલો આપ્યો ? નીચ ! મ્હેં આટલું સાહસ શા માટે કર્યું હતું ? ફકત આ ત્હારી પાપી રૂપરાશિની જ ખાતર ! મ્હારી દ્વારા ત્હારૂં કાર્ય પૂર્ણ કરાવી મ્હને છેતરી પર્વતના શિખર ઉપર લઇ જઇ મહાન ખાઇમાં ફેંકી દીધો. પરંતુ ડાકણી ! મ્હારી જીંદગી લાંબી હોવાથી હું મૃત્યુને શરણ ન થયો અને પુનઃ ત્હારી સમક્ષ આવ્યો છું. જે હસ્તથી મ્હારા પ્રાણ લેવાની ત્હેં કોશિષ કરી છે, જે હસ્તથી હજારો મનુષ્યને કુતરાના અને સર્પના વિષથી મૃત્યુને શરણ કર્યા છે તે હસ્તનો હું આજ નાશ કરીશ—તે હસ્તને ભાંગી ચૂરેચૂરા કરી ફેંકી દઇશ ! "

ભદ્રા તુરત જ રામચન્દ્રના બન્ને હસ્ત પકડી બોલી: " આવું

કાર્ય કરશો નહિ ! નારીહત્યા એ મહા પાપ છે. રમણીએ હજારો અપરાધ કર્યા હોય છતાં પણ તે ક્ષમાને યોગ્ય છે. ”

ક્રોધિષ્ટ વાઘણની માફક **તામસી** ગર્જના કરીને બોલી: “ **ભદ્રા** ! **ભદ્રા** ! ત્હારી ક્ષમાની વાત કરી બડાઇ ન માર ! હું ત્હેનાથી રજ પણ ડરતી નથી. હું સમજી ગઇ છું કે એ દક્ષિણી કુતરાની સાથે ત્હારે ગુપ્ત પ્રેમ થયો છે. જો ! એ કુતરાનો પ્રાણ હું કેટલા વખતમાં નાશ કરૂં છું ! ”

આટલું કહી **તામસી** પોતાની જે આંગળીમાં વિષ રાખેલું હતું તે આગળી સ્હેજ ઉંચી રાખી **રામચન્દ્ર** તરફ દોડી. જો આ આંગળી કોઇ પણ પ્રકારે **રામચન્દ્ર**ના શરીરની સાથે ઘસાય તો **રામચન્દ્ર**ના પ્રાણ થોડી જ ક્ષણમાં ચાલ્યા જાય. પરંતુ **રામચન્દ્ર** તે સારી રીતે જાણતો હતો. **રામચન્દ્રે** તુરત જ પોતાની દાનવી શકિત વાળી તલવાર ઉંચી કરી. તલવાર ઉંચી થતાં જ **તામસી** ત્યાંને ત્યાં જ જડવત્ ઉભી થઇ રહી–તે આગળ વધી શકી નહિ. **રામચન્દ્રે** તુરત જ **તામસી**ના બન્ને હસ્ત અને પગ ઉપર આ તલવારને અડાડી. તલવાર અડતાં જ **તામસી** ધપ દઇને જમીન ઉપર પડી. **તામસી**ના હસ્ત અને પગ તદ્દન નિર્માલ્ય થઇ ગયા. પક્ષાઘાત થયો હોય અને જેમ શરીરનો એટલો ભાગ નકામો થઇ જાય તેમ **તામસી**ના હસ્ત અને પગ નકામા થઇ ગયા.

**રામચન્દ્રે** કહ્યું: “ **તામસી** ! તું મ્હારો પ્રાણ લેવાને તૈયાર થઇ કેમ ? ત્હેં મ્હારા ઉપર કરેલ અત્યાચારનો બદલો હવે ત્હને સંપૂર્ણ મળ્યો છે. જેટલા દિવસ બચીશ તેટલા દિવસ તું આજ સ્થિતિમાં રહીશ. ત્હારી જીંદગી શય્યામાં જ પસાર થશે. વળી દિવસે દિવસે ત્હને અત્યંત પિડા થતી જશે. ”

તામસીએ ગદ્દગદ્દ કંઠે કહ્યું: " મ્હેં હવે ત્હમને સારી રીતે ઓળખ્યા. રામચન્દ્ર ! મ્હેં ત્હમને આ શક્તિ પ્રાપ્ત થઇ શકે એ રસ્તે મોકલ્યા હતા. અમે જે સાધનાને માટે અનેક પ્રયત્નો કરીયે છીએ તે સાધના ત્હમે પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયા છો. હું સાધક છું ને ત્હમે સિદ્ધિ મેળવી છે. હું સ્થુળ જગતમાં છું. ત્હમે સુક્ષ્મ શકિત મેળવી છે. સ્થુળના કરતાં સુક્ષ્મની શકિત વિશેષ છે. પરંતુ પરિણામે તો તે દુ:ખરૂપ છે. ત્હેની વેદના અસહ્યનિય છે. હું સ્થુળ જગતમાં હોવાથી આ સ્થુળ દેહ હશે ત્યાં સૂધી દુ:ખ ભોગવીશ પરંતુ ત્હમે તો સ્થુળનો ત્યાગ કરશો ત્યારે ત્હમારો સુક્ષ્મ દેહ આથી પણ ભયાનક વિપત્તિમાં આવી પડશે. રામચન્દ્ર ! એવી દુ:સહ્ય વેદના આ જગતમાં તો છે.જ નહિ. "

ભદ્રા આ વાતમાં કાંઇ પણ સમજી નહિ. રામચન્દ્ર સમજી ગયો. તે સ્હેજ ભયથી કંપી ઉઠયો. ભદ્રાએ કહ્યું: " તામસી શું કહે છે ? "

રામચન્દ્રે એક દીર્ઘ નિશ્વાસ નાખીને કહ્યું: " વેદનાને લીધે જેમ આવે તેમ બકે છે. "

તામસીની સ્થિતિ આ સમયે એક મનુષ્ય દૂર ઉભો ઉભો જોતો હતો. ત્હેણે સહસા તામસીને જમીન ઉપર પડતાં જોઇને ધાર્યું કે રામચન્દ્રે તામસીને મારી નાખી હશે. ત્હેણે રામચન્દ્રને તલવાર ઉંચી કરતાં પણ જોયો હતો. તે તુરત જ ત્યાંથી દોડયો અને વિરેન્દ્રસિંહને આ સમાચાર નિવેદન કર્યા.

વિરેન્દ્રસિંહે ખબર મળતાં પોતાનું સાંકેતિક વાદ્યયંત્ર વગાડવા માંડયું. જ્યારે જ્યારે કાંઇ પણ આફત આવી પડતી ત્યારે તેઓ આ પ્રમાણે એક યંત્ર વગાડતા હતા. સરદારનો એવો સખત હુકમ

હતો કે આ વાદ્યનો સ્વર સાંભળી દરેક માણસે ભેગા થઇ જવું. જો કોઇ આ હુકમનો અનાદર કરતું તો ત્હેને ભયંકર શિક્ષા ભોગવવી પડતી. અત્યારે પણ અવાજ સાંભળી બાળક, યુવાન અને વૃદ્ધ લાકડી, તલવાર, ભાલાં વિગેરે અસ્ત્રશસ્ત્ર લઇને વિરેન્દ્રસિંહ પાસે હાજર થયા.

વિરેન્દ્રસિંહ આ સર્વને પોતાની સાથે લઇ જ્યાં તામસી, રામચન્દ્ર અને ભદ્રા હતા ત્યાં ગયો. આ વિક્રાળ નરાધમોને અસ્ત્રશસ્ત્રથી સજ્જિત થઇને આવતા જોઇ ભદ્રા કંપવા લાગી. રામચન્દ્રે ભદ્રાની આ સ્થિતિ જોઇને કહ્યું: " ભદ્રા ! શાન્ત થા ! ત્હારે બિલકુલ ભય રાખવો નહિ. હું હમણા જ ત્હેમને મ્હારો હસ્ત બતાવી દઇશ."

ભદ્રા તો કાંઇ પણ બોલી શકી નહિ. તે તો ઉભી ઉભી લતાની માફક કંપતી હતી.

રામચન્દ્રે પુનઃ કહ્યું: " તું શા માટે ડરે છે ? અહીં થોડો વખત ઉભી રહેજે. હું હમણા જ એ પાષાણ હૃદયના રાક્ષસોને કબજે કરી આવું છું. તેઓને જો આગળ વધવા દઇશ તો ત્હને વિશેષ ભય લાગશે."

પરંતુ આ સમય દરમ્યાન તેઓ નજીક આવી ગયા અને રામચન્દ્રના મસ્તક ઉપર તાકીને બાણો ફેંકવા લાગ્યા. હવે સમય ગૂમાવવા જેવું ન હોવાથી રામચન્દ્ર એ નરાધમોની તરફ ફર્યો અને પોતાની તલવાર ઉંચી કરી. તલવાર ઉંચી થતાં જ સર્વ જડવત્ થઇ ગયા અને બાણો આવતાં બંધ થઇ ગયા. રામચન્દ્ર હવે તલવાર ઘૂમાવતો ઘૂમાવતો તેઓની પાસે ગયો. સર્વ માણસો સ્તબ્ધ જ થઇ ગયા. ખાલી પુતળા ઉભા રાખ્યાં હોય તેમ જડવત્ બની ગયા.

રામચન્દ્રે વિરેન્દ્રસિંહ પાસે જઇને કહ્યું: " વિરેન્દ્રસિંહ ! મ્હને ઓળખી શકે છે "

" પ્રથમ ઓળખતો નહોતો—આજે ઓળખ્યો છે. "

" પ્રથમ ઓળખતો નહોતો એમ કેમ ? હું તો ઘણો સમય ત્હારી સાથે રહ્યો છું ! "

" તે વખતે તો એમ જાણતો હતો કે તું સ્વદેશથી ત્યજાયેલ એક દરિદ્ર દક્ષિણી છે. "

" અને આજ ? "

" આજે જાણ્યું કે તું પિશાચ-સિદ્ધ એક મહાન શક્તિ-શાળી વ્યક્તિ છે. "

" ચૂપ કર ! આ તથ્ય તું શી રીતે જાણી સક્યો ? "

" અમે એ સાધના પ્રાપ્ત કરવાને ઘણો સમય થયાં પ્રયત્ન કરીયે છીએ. અમારા જે ગુરૂ છે તે સુક્ષ્મ સાધના જાણતા નથી એને તેથી જ અમે બાલ્ય પિશાચ છીએ. આ પર્વત પાસે ગુપ્ત રીતે ઘણા સંન્યાસી રહે છે કે જેઓ સુક્ષ્મ સાધના જાણે છે. હું ધારૂં છું ત્હને આવા જ કોઇ સંન્યાસી મળી ગયા હશે. "

" હું આ વાતની આલોચના કરવા ઇચ્છતો નથી. અત્યારે હું ભદ્રાને ત્હેના પિતાને ત્યાં લઇ જાઉં છું. "

" તું આ સાધનાથી ગમે તે કરી શકે એમ છે. અમારાથી ત્હેમાં અંતરાય નાખી શકાય એમ નથી. "

" જો ! આ તામસોની સ્થિતિ જો ! ત્હમારી સર્વની પણ આવી જ સ્થિતિ કરવાનો મ્હારો વિચાર હતો પરંતુ એ વિચાર હવે મ્હેં ફેરવી નાખ્યો છે, કારણ કે ત્હમે કોઇએ મ્હારા ઉપર

બહુ જુલમ ગુજાર્યો નથી. તામસીએ તો મ્હને દુઃખ દેવામાં બાકી રાખ્યું નથી અને એથી જ એ શયતાનીની મ્હેં આ દશા કરી છે. ત્હમારે સર્વેએ મ્હારી પાસે પ્રતિજ્ઞા લેવી પડશે કે હવેથી કોઇ દિવસ ત્હમે પીનાઇમાં જઇ ભદ્રાના પિતાને હેરાન નહિ કરો ! જો આ પ્રમાણે ત્હમે પ્રતિજ્ઞા લેશો તો હું ત્હમને ક્ષમા આપીશ. ત્હમારે હવે આ પર્વત ઉપર જ ત્હમારૂં અવશેષ જીવન વ્યતિત કરવું. ”

“ અમે તે પ્રમાણે વર્તવા તૈયાર છીએ. ”

“ ભલે ત્યારે, હું ત્હમને ક્ષમા આપું છું. ” આટલું કહી રામચન્દ્ર તુરત જ ભદ્રા પાસે ગયો. ભદ્રા તો અતિ ગભરાઇ ગઇ હતી. રામચન્દ્રે ત્હેનો હસ્ત ઝાલ્યો. રામચન્દ્રના હસ્તનો સ્પર્ષ થતાં ત્હેને કાંઇક હિમ્મત આવી અને તે બોલી: “ રામચન્દ્ર ત્હમે તે મનુષ્ય કે દેવ ? ”

“ એ જાણવાની ત્હારે કાંઇ આવશ્યકતા નથી. ચાલ હવે હું ત્હને ત્હારા પિતાને ત્યાં મોકલવા આવું. ”

“ ત્હમારો અનુગ્રહ હું કદી પણ વિસરી શકીશ નહિ ”.

રામચન્દ્રે ભદ્રાને ઉભી કરી અને ઝરણાં પાસે લઇ ગયો. ત્યાં અશ્વ ઉભો હતો. અશ્વને છોડી બન્નેએ ત્હેના ઉપર આરોહણ કર્યું અને અશ્વને પીનાઇ તરફ દોડાવ્યો.

થોડા વખતમાં તો રામચન્દ્ર અને ભદ્રા પીનાઇમાં પહોંચી ગયા. રામચન્દ્રે ભદ્રાને ત્હેના પિતાના મ્હેલ પાસે ઉતારી મૂકી. ભદ્રાએ રામચન્દ્રને પોતાના પિતાને મળવાનો ઘણો આગ્રહ કર્યો છતાં રામચન્દ્રે ત્હેનો સ્વિકાર ન કર્યો. તે તો ત્યાંથી ચાલ્યો ગયો.

# પ્રકરણ ૧૭ મું.

## પ્રભાવતીની દ્રઢતા.

નરપિશાચની પ્રપંચ જાળમાં સપડાઇ પ્રભાવતીએ પોતાની જે સંપત્તિ બાકી રહી હતી તે યશવંતને લખી આપી અને પોતે શાહજાદાની વાત સત્ય માનીને યશવંતના ગૃહે ગઇ. યશવંતે કૃષ્ણ-રાવ વકિલના આત્મિય સ્વજનમાં એવી વાત ફેલાવી કે ન્હાસી ગયેલ રામચન્દ્ર રાત્રે આવીને સર્વ સંપત્તિ અને પ્રભાવતીને લઇને ક્યાંય ચાલ્યો ગયો છે. જતી વખત ત્હેનાથી જે કાંઇ લઇ જઇ ન શકાયું તે વકિલના કર્જમાં ભરી દેવા માટે મકાન વિગેરે પોતાને લખી આપ્યું છે. વળી પોતે જૂનો નોકર હોવાથી કર્જ આપતાં જે કાંઇ વધે તે પોતે રાખવું એવું કહી ગયેલ છે. આના પ્રમાણરૂપ યશવંત પ્રભાવતીએ લખી આપેલ પત્ર સર્વને બતાવતો હતો. પત્ર જોવાથી કોઇને પણ સન્દેહ આવતો નહોતો. યશવંતે ધીમે ધીમે મકાનો વેચી નાખ્યા અને જે થોડું ઘણું કર્જ હતું તે પતાવી બાકીના નાણા પોતાના ગૃહમાં ગુસાડી દીધા.

જ્યાંસૂધી આ સર્વ કાર્ય યથારીતિ સંપૂર્ણ ન થયું ત્યાંસૂધી કદી પણ ધૂર્ત યશવંતે પ્રભાવતીની સાથે ગેરવર્તણુક ચલાવી નહિ. જ્યારે આ સર્વ કાર્ય કાંઇ પણ અડચણ સિવાય પૂર્ણ થઇ ગયું ત્યારે એક દિવસ સન્ધ્યા સમયે જે ઓરડામાં પ્રભાવતિ પોતાના ભાગ્યનો અને પતિ રામચન્દ્રનો વિચાર કરતી મ્લાન મુખે બેઠી હતી તે ઓરડામાં યશવંત ધીમે ધીમે–અવાજ ન થાય એવી રીતે ગયો. પ્રભાવતી ત્હેને જોઇને ચમકી ગઇ અને બોલી: “ આવી રીતે ચોરની માફક અહીં શા માટે આવ્યો છે ? ”

યશવંતે મૃદુ હાસ્ય કરીને કહ્યું: " જે કારણથી આવ્યો છું તે હમણા જ કહીશ પરંતુ પ્રથમ તો હું શાન્તિથી બેસુ. "

પ્રભાવતીએ પોતાની હંસ જેવી ગ્રીવા સ્હેજ ઉંચી કરીને કહ્યું: " બેસવું છે ? અહીં શામાટે બેસવું છે ? ત્હેં ત્હારા ગૃહથી તદ્દન અલગ આ ઉદ્યાનમાં શામાટે બન્દી તરીકે મ્હને રાખી છે ? અહીં તું જ્યારેને ત્યારે આ પ્રમાણે શામાટે આવે છે ? હવે તો મ્હને થોડા વખત થયાં ત્હારા ઉપર સન્દેહ આવે છે. "

" વળી સન્દેહ શેનો સુન્દરી ? "

" અરે ! આવા પ્રકારનું વળી સમ્બોધન શું ? યશવંત ! શું સ્મરણ નથી કે તું મ્હારા પિતાનો એક નોકર હતો ? હું તો ત્હારા શેઠની પુત્રી છું. "

" એ દિવસ અત્યારે નથી—એ સમ્બન્ધ પણ અત્યારે નથી. " યશવંતે પોતાની નીચતા પ્રદર્શિત કરતા કહ્યું.

" ત્હારા મનમાં શું છે તે હું સમજી શકતી નથી. શું તું અવિશ્વાસી થઇશ ? "

" અવિશ્વાસી ? અવિશ્વાસી તો હું કદી પણ નહિ થાઉં. હું ત્હને કાયમ મ્હારા હૃદય સરસી રાખીશ. પ્રભાવતી ! સાંભળ ! હવે હું ત્હને સત્ય હકીકત જણાવું છું. ત્હારા સૌન્દર્યનો અગ્નિ મ્હારા હૃદયમાં ભભૂકી રહ્યો છે. તું મ્હારી થા ! જેટલો વખત મ્હારા દેહમાં પ્રાણ રહેશે તેટલો વખત હું ત્હારી સેવા કરીશ. "

નિન્દ્રિત મનુષ્યના પગે સર્પદંશ થાય અને જેવો તે ભયથી જાગૃત થઇ જાય તેમ ભય અને ક્રોધ પ્રભાવતીના હૃદયમાં જાગૃત થયાં. હવે શું કરવું ? ક્યાં જવું ? કોની મદદ લેવી ? એજ વિચાર પ્રભાવતીના મગજમાં ગોળાવા લાગ્યા.

પ્રભાવતી બેઠી હતી તે એકદમ ઉભી થઇ ગઇ. ત્હેનું શરીર ભયથી કંપવા લાગ્યું. તે ક્રોધિત નયને યશવંતના સામું જોઇ રહી.

યશવંત ત્હેની આવી સ્થિતિ જોઇને વિસ્મિત થયો. તે સ્હેજ દૂર ખસી ગયો. થોડો વખત સૂધી તો બન્ને નિરવ રહ્યાં. છેવટ યશવંત બોલ્યો: "પ્રભાવતી ! તું આ પ્રમાણે કરીશ–તું મ્હારી વિનતિને હડસેલો મારીશ એમ હું પ્રથમથી જ જાણતો હતો. અને એ જાણીને જ મ્હારે આટલું ષડ્યંત્ર કરવું પડયું છે. હવે ત્હારૂં આ અભિમાન રહેવાનું નથી–ત્હારી પવિત્રતાની બડાઇ ચાલવાની નથી. ત્હારે મ્હારી આ માગણી કબુલ કર્યા સિવાય અન્ય ઉપાય જ નથી."

પ્રભાવતી તુરત જ સર્વ સમજી ગઇ ! ત્હેનો કંઠ રૂંધ્ધ થઇ ગયો. પોતે જે શંકા આટલો વખત રાખતી હતી તે શંકા સત્ય ઠરી–યશવંત વિશ્વાસઘાતી નિવડયો. વળી આ સાથે કપટ કરી પોતાના પિતાની સમસ્ત સંપત્તિ તે હજમ કરી ગયો છે એવી પણ પ્રભાવતીને ખાત્રી થઇ. સંપત્તિના જવાથી પ્રભાવનીના હૃદય ઉપર અસર ન થઇ પરંતુ તે છેવટ પોતાનું સતિત્વ પણ ભંગ કરવાને તત્પર થયો છે એ જાણીને તો પ્રભાવતીનું હૃદય હચમચી ગયું. તે તિરસ્કારથી ભરેલ દ્રષ્ટિ યશવંત તરફ ફેંકવા લાગી. પ્રભાવતીનામાં ઉભું રહેવાની પણ શકિત રહી નહોતી. તે તુરત જ બેસી ગઇ.

યશવંતે પુનઃ કહ્યું: "પ્રભાવતી ! બરોબર વિચાર કર ! મ્હારા સિવાય હવે ત્હારૂં કોઇ પણ છે નહિ. મ્હને નિરાશ ન કર ! હું ત્હને અત્યંત સુખી કરીશ. ત્હારી પાસે જેટલી સંપત્તિ હતી તેથી પણ વિશેષ સંપત્તિ હું ત્હારા ચરણે ધરીશ."

પ્રભાવતીની ચક્ષુમાંથી અગ્નિની ધારા છૂટતી હતી. ત્હેણે ગુસ્સાથી કહ્યું: "કૃતઘ્ની ! હજી રાત્રિ દિવસ છે. હજી સૂર્ય ચન્દ્રનો ઉદય અસ્ત થાય છે. તું નોકર થઇને મ્હારી આવી દશા કરીશ ?"

"સુન્દરી ! ક્રોધ ન કર ! વળી ક્રોધ કરવાથી કાંઇ ફળ મળે એમ નથી. મ્હેં ત્હારી સંપત્તિનો જરી પણ નાશ કર્યો નથી. તે જેમની તેમ મ્હારા પાસે છે. મ્હને સુખી કર ! મ્હારી થા ! ત્હારી સર્વ સંપત્તિ તેમ જ મ્હેં પણ જે કાંઇ અત્યાર સૂધીમાં પ્રાપ્ત કર્યું છે તે સર્વ હું ત્હારા ચરણે ધરીશ. યશવંત ત્હારો ગુલામ થઇને રહેશે."

"હજી ઇશ્વર છે–ધર્મ છે! તું મ્હારા ઉપર જેટલો જુલમ ગુજારી તેથી પણ વિશેષ ત્હારે તે ભોગવવું પડશે."

"આ વાત જવા દે. હું કહું છું ત્હેનો જવાબ આપ !"

"તું શું કહે છે ?"

"તું મ્હારી થા !"

"ત્હારૂં કાળું થાય યશવંત ! ત્હને આ શબ્દો બોલતાં જરી પણ વિચાર નથી થતો ? પાશંડ ! મ્હારા પિતાની સમસ્ત સંપત્તિ લૂટી લઇ મ્હને બન્દી કર્યા છતાં પણ ત્હને હજી સંતોષ નથી થતો ? યશવંત ! પતિ એ જ દેવ છે–નારાયણ છે. નારાયણના સ્મરણમાં, ત્હેના ચરણે આ મ્હારો દેહ સમર્પિત કરવામાં મ્હને આડખીલી રૂપ ન થા ! એમ કરવાથી તું પાપને વ્હોરી લઇશ. ત્હેં મ્હારા પિતાની મીલકત હસ્તગત્ કરી છે ત્હેના બદલામાં મ્હને ફક્ત એક મુઠી અનાજ આપ. તે ખાઇને હું રાત્રિ દિવસ મ્હારા પ્રિય પતિનું–દેવનું સ્મરણ કરીશ. ત્હને કદી પણ મુશ્કેલી આવવા નહિ દઉં. તું હવેથી આ પ્રમાણે આવીને મ્હારૂં હૃદય બાળીશ નહિ."

"ત્હારો પતિ-દેવ તો ન્હાસી ગયો છે. તે કદી પણ હવે પુનઃ વિજાપુરમાં પગ મૂકી શકે એમ નથી છતાં જો આવશે તો તે પોતાનો પ્રાણ બચાવી શકે એમ નથી. આશા રાખવી નકામી છે માટે ત્હેને જલાંજલી દે ! હું જ અત્યારે ત્હારો પતિ અથવા તો આશ્રયદાતા છું. મ્હારી માંગણી માન્ય કરીને સુખનો ઉપભોગ કર !"

પ્રભાવતીના સમસ્ત અંગમાં વિષના જેવી વેદના થવા લાગી. તે હવે બેસી શકી નહિ. બેઠી હતી તે ઉભી થઇ અને ઉત્તેજિત સ્વરે બોલી: "દૂર જા પિશાચ ! દૂર જા ! ત્હારે સ્ત્રી છે-ત્હારે પુત્રી છે ત્હેનું જો કોઇ પણ આવી રીતે અપમાન કરે તો તેઓના હૃદયમાં શું થાય ત્હેનો વિચાર કર ! પાષંડ ! હવે અહીં વિશેષ વખત ઉભો ન રહેતા ચાલ્યો જા !"

પ્રભાવતીની ભયંકર મુખાકૃતિ જોઇને યશવંત કંપવા લાગ્યો. પરંતુ દુષ્ટ વાસના ત્હેના હૃદયમાં ધગધગતી હોવાથી તે પુનઃ બોલ્યો: "પ્રભાવતી ! ભૂલી જા ! એ ન્હાસી ગયેલ રામચન્દ્રને ભૂલી જા ! ત્હારામાં અગાધ સૌન્દર્ય હોવાથી ત્હારી ગાળો પણ મ્હને મિષ્ટ લાગે છે. રામચન્દ્રને તો તું કદી પણ પ્રાપ્ત કરી શકવાની નથી. મ્હારા ઉપર કૃપા કર !"

પ્રભાવતીએ દ્રઢતાથી કહ્યું: "શું ? શું તું બોલે છે ? કોને હું મેળવી નહિ શકું ? જેને હૃદયના સિંહાસને બેસારી ધ્યાન ધરૂં છું ત્હેને ? આ ત્હારી મહાન ભૂલ છે. સાધનાથી દેવ મળી શકે છે કે તો શું હું મ્હારો પતિ મેળવી શકીશ નહિ ?"

"આ જીંદગીમાં તો નહિ જ !"

"પરકાળ ક્યાં ચાલ્યો છે."

" શું પરકાળ ? તું વકિલની પુત્રી થઇ પરકાળ જેવી અ-સત્ય વાતને માને છે. અસત્ય વાતને સત્ય માની ત્હારૂં અમૂલ્ય યૌવન ગુમાવમાં ! "

આ સાંભળતા જ ભયથી, તિરસ્કારથી, ગુસ્સાથી પ્રભાવતી ઓરડા બ્હાર નિકળવા ચાલી પરંતુ મસ્તક ઉપર લાકડીનો ભિષણ ઘા કોઇએ કર્યો હોય તેમ હૃદયમાં આઘાત લાગવાથી આગળ ચાલી ન શકી અને તુરતજ મૂર્છિત થઇ ભૂમી ઉપર પડી ગઇ. પડતી વખતે ત્હેનું મસ્તક દિવાલ સાથે અથડાયું અને રકતધારા વ્હેવા લાગી. યશવંત પ્રભાવતીની આ અવસ્થા જોઇને ગભરાઇ ગયો અને એક દાસીને બોલાવી. દાસીને પ્રભાવતીની શુશ્રુસાનું કાર્ય સોંપી નરાધમ યશવંત ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યાર બાદ થોડા દિવસ વિતવા દઇને પુનઃ યશવંતે પ્રભાવતી પાસે આવીને ત્હેની એની એજ નીચ માગણી કરી. પરંતુ પ્રભા-વતીએ ત્હેની માગણી ન સ્વિકારતાં તિરસ્કારી કાઢી. યશવંત પ્ર-ભાવતીને સમજાવવાને અનેક પ્રયત્નો કરતો, લાલચ આપતો અને ભય બતાવતો છતાં પ્રભાવતી ત્હેનો નિશ્ચય ફેરવતી નહિ. લગભગ હમેશા યશવંત ત્હેની પાસે જતો પરંતુ ધિક્કાર સિવાય તે અન્ય કાંઇ મેળવી શકતો નહિ.

મનુષ્યની ઇચ્છા જ્યારે પૂર્ણ થતી નથી ત્યારે ત્હેના હૃદયમાં ક્રોધનો અગ્નિ પ્રજ્વળી ઉઠે છે. યશવંતની પણ તેવી જ સ્થિતિ થઇ. પ્રભાવતીને અનેક પ્રકારે સમજાવવા છતાં જ્યારે તે કોઇ પણ રીતે ન સમજી ત્યારે યશવંત અતિ ગુસ્સે થયો અને પરિણામે પ્રભાવતીને અનેક પ્રકારના દુઃખ દેવા લાગ્યો.

પ્રભાવતી આ સર્વ દુઃખો મુંગે મ્હોઢે સહન કરતી હતી. ત્હેને અન્ય ઉપાય પણ રહ્યો નહોતો. યશવંતે જે દાસીને ત્હેની પાસે રાખી હતી તે સિવાય અન્ય મનુષ્યનું મુખ જોવાનો પણ ત્હેને સુયોગ મળતો નહોતો. આહારના અભાવે ક્ષિણ દેહ, વસ્ત્રના અભાવે ફાટલ તૂટલ કપડા અને સહસ્ત્ર વાકય-જવાળા સહન કરતી બન્દીની અવસ્થામાં સદ્‌ગુણી પ્રભાવતી દીવસ ગાળતી હતી. આવા દુઃખમાં-આવી હીન અવસ્થામાં પણ યશવંતની નીચ માગણી ન સ્વિકારતાં પ્રભાવતી પતિનું જ ધ્યાન કાયમ ધરતી હતી.

જ્યારે કોઇપણ રીતે પ્રભાવતીને યશવંત વશીભૂત ન કરી શકયો ત્યારે ત્હેના હ્રદયમાં અનેક પ્રકારની ચિન્તાએ વાસ કર્યો. પ્રથમ તો ત્હેને એજ ચિન્તા થઇ કે જો કવચિત પ્રભાવતી યુક્તિ કરી અહીંથી પલાયન કરી જશે અને મ્હારી સર્વ હકીકત ત્હેના કોઇ આત્મિય સ્વજનની પાસે પ્રકાશિત કરશે તો મ્હારૂં તો મૃત્યુ જ થવાનું. આથી યશવંતે પ્રભાવતી ઉપર સખત દેખરેખ રાખવા માંડી. દાસી અને પોતાના સિવાય ત્યાં કોઇ પણ ન જાય એ બાબત યશવંત ખાસ ધ્યાન રાખવા લાગ્યો. પ્રભાવતી તો દુઃખ પડવામાં કાંઇ બાકી રહેલ ન હોવાથી હવે તે યશવંતની સખતાઇને ગણકારતી નહોતી. પરંતુ જ્યારે ક્ષુધાથી ભયંકર યાતના ભોગવતી ત્યારે ફકત પોતાના પતિને ઉદ્દેશીને કહેતી: “ પ્રાણેશ્વર ! ત્હમે જ્યાં હો ત્યાંથી આવીને મ્હને લઇ જાવ ! હવે તો આ દુઃખ સહન થતું નથી.”

## પ્રકરણ ૧૮ મું.

### પવિત્રતાની અસર.

રામચન્દ્ર ભદ્રાને ત્હેના પિતાને ત્યાં મૂકીને ચાલ્યો આવ્યો હતો. ભદ્રાએ ત્હેના પિતાને મળવા રામચન્દ્રને અત્યંત આગ્રહ કર્યો હતો પરંતુ રામચન્દ્ર કોઇ પણ રીતે માન્યો નહોતો.

રામચન્દ્રનો અશ્વ દાનવી શક્તિથી શકિતવાન હોવાથી તે થોડા વખતમાં જ વિજાપુરમાં આવી પહોંચ્યો હતો.

રામચન્દ્ર ત્યાં આવ્યા બાદ પોતાના ભવ્ય અને સુસજ્જિત દિવાનખાનામાં બેઠો બેઠો યોગમાયાના સૌન્દર્યના, ભદ્રાની સરળતાના અને તામસીની નીચતાના વિચાર કરતો હતો. એ સમયે એક નોકરે આવીને ત્હેને કહ્યું: " મહારાજ ! બાદશાહના સેનાપતિ યાકુબઅલી આપને મળવાને માટે આવ્યા છે. તેઓ આજ્ઞાની રાહ જોતા નીચે ઉભા છે. "

" ભલે, ત્હેમને બોલાવ ! "

નોકર તુરત જ ચાલ્યો ગયો. થોડા વખતમાં યાકુબે દિવાનખાનામાં પ્રવેશ કર્યો.

રામચન્દ્રે મૃદુ હાસ્ય કરી આવકાર આપી બેસવાને માટે કહ્યું.

યાકુબે બેઠા બાદ કહ્યું: " મહારાજ ! હું આપના હુકમથી રત્નદૂર્ગ ઉપર હલ્લો લઇ ગયો હતો અને તે યુદ્ધમાં મ્હને સંપૂર્ણ ફતેહ મળી છે. હું સમજી શકતો નથી કે મ્હારામાં આટલી શક્તિ ક્યાંથી આવી ? પરંતુ આપ ત્યાં પધારવાના હતા તે પધાર્યા નહિ એ જાણીને હું અત્યંત દિલગીર થયો છું.

મૃદુ હાસ્ય કરીને રામચન્દ્રે કહ્યું: " હું ગયો નહોતો એ ખરૂં

પરંતુ ત્હારા પોતાના દેહમાં જ મ્હેં એ શક્તિ સંચારિત કરી હતી અને એથી તું જય પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયો છે. નહિતર કદી પણ ત્હારામાં એવી શક્તિ આવત નહિ અને તું જય મેળવી શકત નહિ.

" આપની કૃપાની હવે મ્હને સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ. પરંતુ આપ અહીં રહીને મ્હારામાં શી રીતે શક્તિ સંચારિત કરી શક્યા ? આપ શું કોઇ સિદ્ધ પુરૂષ છો ? "

" એ કાંઇ જાણવાની ત્હારે જરૂર નથી. વળી હું તે કહેવાને પણ ઇચ્છતો નથી. અત્યારે હું ત્હને એજ પૂછું છું કે મ્હેં મ્હારી પ્રતિજ્ઞા પાળી છે તો ત્હેં મ્હારી આજ્ઞાનુસાર કાર્ય કરેલ છે કે નહિ ? "

" દેવમન્દિરોનો નાશ કરવાનું ને ? "

" હા. "

" હા, બની શકે તેટલા મન્દિરોનો મ્હેં નાશ કર્યો છે. "

" ઘણું સારૂં કર્યું. બોલ, હવે ત્હારે કાંઇ કહેવું છે ? "

" કહેવાનું તો એટલું જ કે હું આપના જેવો શક્તિશાળી શી રીતે થઇ શકું તે આપ મ્હને કૃપા કરીને કહો. આપ કહેશો તે પ્રમાણે વર્તવાને હું તત્પર છું. "

" એ આશા વૃથા છે. તે તો કદી પણ બનશે નહિ. "

" તો પછી આપે જે શક્તિ મ્હારા દેહમાં સંચારિત કરી છે તે શક્તિ ચિરદિન રહે એવું તો આપે કરવું જ પડશે. "

" ભલે, તે પ્રમાણે થશે પરંતુ ત્હારે દેવમન્દિરો જોતાં જ ત્હેનો નાશ કરવો. વળી આ સિવાય ક્યાંઇ યજ્ઞ કે અન્ય દેવની ક્રિયાઓ થતી હોય તે ત્હારે બની શકે તો અટકાવવી. "

"આપની આજ્ઞા મ્હારે શિરોધાર્ય છે. હવે હું રજા લઉં છું."

"ભલે ! પરંતુ ક્વચિત ક્વચિત મ્હારી પાસે આવજે !"

"ઘણી જ ખુશીથી આવીશ." એટલું કહી યાકુબ ચાલ્યો ગયો.

રામચન્દ્ર યાકુબના ગયા બાદ ગાદી ઉપર લાંબો થઇને પડયો અને વિચારવા લાગ્યો: "હું આટલો શક્તિશાળી હોવા છતાં પણ એક ક્ષુદ્ર રમણીની કૃપાનો ભિખારી થઇ અશાન્તિને હૃદયમાં પોષણ આપી શા માટે દુઃખિત થાઉં છું ? હવે રાહ કેટલો વખત સુધી જોવી ? કેટલા વખત સુધી દુઃખ સહન કરવું ? હવે તો દાનવી શક્તિનો ઉપયોગ કરવો. કોઇની પણ શક્તિ નથી કે મ્હારી ઇચ્છા વિરૂદ્ધ વર્તિ શકે ! પરંતુ આમાં એક શંકા રહે છે. જો તે પોતાની ખુશીથી–હાસ્ય મુખથી પોતાનો પ્રેમ પ્રદાન ન કરે તો શું આનન્દ આવી શકશે ? હાય ! આ આશા પણ નિરાશામાં જ ફેરવાઇ જાય છે. યોગમાયા ! યોગમાયા ! ત્હારામાં તે એવો કેવો જાદુ છે કે મ્હારૂં હૃદય ત્હારા તરફથી અન્ય કોઇ તરફ ખેંચાતું જ નથી ! તું મ્હને વાતચિતમાં અતિ કૌશલ્યથી મુગ્ધ કરી નાખે છે. પરંતુ ત્હારી પ્રીતિ તો હું પ્રાપ્ત કરી શકતો જ નથી. મ્હારા ઉપર પ્રભાવતીની સંપૂર્ણ પ્રીતિ હતી પરંતુ પ્રભાવતીની તે પ્રીતિમાં માદકતા કે ઉત્તેજના નહોતા. યોગમાયાના રૂપથી–યોગમાયાના પ્રેમથી હું ધારૂં છું કે મ્હારી કામના–વાસના પરિપૂર્ણ થશે. જેમ સાગરના તરંગમાં અને ક્ષુદ્ર નદીના તરંગમાં ભેદ છે તેમ યોગમાયાના પ્રેમમાં અને પ્રભાવતીના પ્રેમમાં ભિન્નતા છે. પરંતુ જો પ્રભાવતી હજી પણ એ પ્રમાણે મ્હને ચાહતી હોય–હજી પણ ત્હેનામાં પૂર્વ જેટલું સૌન્દર્ય હોય તો અહીં લાવીને મ્હારી પાસે

રાખવામાં શું હરકત છે ? યોગમાયા તો જેમ આકાશગંગા ફક્ત જોવાને માટે છે પરંતુ ઉપભોગને માટે નથી તેમજ છે. ”

પ્રભાવતીની ગમે તે પ્રકારે તપાસ કરી જેમ બને તેમ જલદી પોતાના મ્હેલમાં ત્હેને લાવવાનો રામચન્દ્રે નિશ્ચય કર્યો. અત્યાર પ્હેલાં જમાદારે ત્હેના હુકમ મુજબ તપાસ કરી હતી પરંતુ તે તપાસમાં તો ત્હેણે એટલું જ રામચન્દ્રને કહ્યું હતું કે પ્રભાવતીને પોતાનો પતિ એક દિવસ રાત્રે આવીને ઉપાડી ગયો છે. ત્હેના મકાનો સર્વ વેચાઇ ગયા છે. આ સિવાય વિશેષ રામચન્દ્ર જાણી શકયો નહોતો.

આ વાત સાંભળીને રામચન્દ્રને પ્રથમ એમ લાગ્યું હતું કે પ્રભાવતી ક્વચિત કોઇને લઇને ન્હાસી ગઇ હશે પરંતુ તુરત જ ત્હેનો તે વિચાર બદલાઇ ગયો હતો કારણ કે રામચન્દ્ર પ્રભાવતીની સાથે જે થોડા દિવસ રહ્યો હતો તે ઉપરથી પ્રભાવતીનું હૃદય તે સારી રીતે જાણી શકયો હતો. તે કદી પણ પોતાનું સતિત્વ ભંગ કરે નહિ એવી રામચન્દ્રને ખાત્રી થઇ ગઇ હતી. પરંતુ તે કવચિત કોઇની કપટજાળમાં ફસાઇ ગઇ હોય તો તેમ બનવા જોગ હતું. ક્વચિત કોઇ પુરૂષે પ્રભાવતીને એમ કહ્યું હોય કે ત્હારો પતિ અમુક સ્થળે છે અને ત્હને બોલાવવા મ્હને મોકલેલ છે માટે ત્હારી સમસ્ત સંપત્તિને લઇને મ્હારી સાથે ચાલ ! પ્રભાવતી પતિને મળવાની ઇચ્છાથી તે પુરૂષની સાથે ગઇ હોય અને પાછળથી તે પુરૂષના પંજામાં સંપૂર્ણ સપડાઇ ગઇ હોય !

રામચન્દ્રના મગજમાં આવા અનેક વિચારો આવ્યા છતાં તે કાંઇ પણ સ્થિર કરી શકયો નહિ પરંતુ સહસા ત્હેને યશવંત યાદ આવ્યો. યશવત કૃષ્ણરાવ વકિલનો જૂનો અને વિશ્વાસુ નોકર હોવાથી પ્રભાવતીએ કવચિત ત્હેને કાંઇક વાત કરી હશે એમ રામચન્દ્ર ધારવા લાગ્યો.

તેજ ક્ષણે રામચન્દ્રે એક નોકરને હુકમ કર્યો કે યશવંતને બોલાવી લાવો.

યશવંતે ઘણા દિવસ થયા સાંભળ્યું હતું કે પ્રભાવતીનો પતિ રામચન્દ્ર અતુલ ઐશ્વર્યશાળી અને શક્તિશાળી થઇને પુન: વિજાપુરમાં આવ્યો છે. ત્હેને શિક્ષા કરવાને બદલે બાદશાહ અત્યંત સન્માન આપે છે. આ વખતથી જ યશવંતના હૃદયમાં મ્હોટો આઘાત લાગ્યો હતો. તે ભય અને ચિન્તામાં દિવસ ને રાત્રિ પસાર કરતો હતો. વળી તે પ્રભાવતી કેમ જલદી મૃત્યુ મુખમાં જઇને પડે–કેમ જલદી તે આ દુનિયામાંથી ચાલી જાય તે જ ઇચ્છતો હતો. પ્રભાવતીનું જો મૃત્યુ થાય તો ત્હેની સર્વ ચિન્તાઓનો પણ તેજ વખતે નાશ થાય, કારણ કે પ્રભાવતી સિવાય ત્હેના પાપકાર્યનું કોઇ સાક્ષી આપે એવું નહોતું.

યશવંત પોતાના ગૃહના એક ઓરડામાં બેઠો બેઠો ભવિષ્યની ચિન્તાનો વિચાર કરતો હતો ત્યાં રામચન્દ્રનો મોકલેલ નોકર જઇ પહોંચ્યો ને કહ્યું: "મહારાજા રામચન્દ્ર ત્હમને બોલાવે છે. અત્યારે જ મ્હારી સાથે ચાલો !"

યશવંત તો આ શબ્દો સાંભળીને ચમકી ગયો. ત્હેના હાજા ગગડી ગયા. મૃત્યુ ત્હેને બોલાવતું હોય એમ જણાયું. હવે કરવું શું ? યશવંત સમજી ગયો કે નક્કી રામચન્દ્રને આટલા દિવસે પણ મ્હારા સર્વ ગુપ્ત કાર્યની ખબર પડી ગઇ અને એટલા જ માટે પોતાને ત્હેણે બોલાવ્યો છે.

યશવંતે કાંઇ જવાબ ન આપવાથી પુન: પેલા નોકરે કહ્યું. યશવંતે શુષ્ક કંઠે જવાબ આપ્યો. "જમાદાર ! જરા બેસો તો ખરા ! આટલી ઉતાવળ શા માટે કરો છો ? મ્હને પેટમાં અત્યંત

દુ:ખ થતું હોવાથી હું બોલી પણ શકતો નથી અને એથી જ ત્હમને જવાબ આપવામાં ઢીલ થઇ છે. આજે તો હું કોઇ પણ રીતે આવી શકું એમ નથી કારણ કે ચાલવાની મ્હારામાં બિલકુલ શકિત નથી."

"પરંતુ આજે બોલાવી લાવવાનો હુકમ કર્યો છે."

યશવંતે ધાર્યું કે જો નોકરને બે પાંચ રૂપિયા આપીશ તો તે ચાલ્યો જશે. આથી પોતાના ખીસ્સામાંથી પાંચ રૂપિયા કાઢી યશવંતે નોકરના હસ્તમાં આપતાં આપતાં કહ્યું: "ત્હમે મ્હોટા માણસના નોકર છો—ત્હમારૂં માન મ્હારે રાખવું જોઇએ. આ હું પાન સોપારી માટે આપું છું. હું કાલે જરૂર આવીશ. આજે આવત પરંતુ શરીર સારૂં ન હોવાથી જ આવી શકતો નથી."

નોકર તો ખુશ થઇ ગયો. ત્હેણે વિચાર્યું કે ફક્ત બોલાવી લાવવાનું કહ્યું છે. આજે જ બોલાવવો એવું કાંઇ કહ્યું નથી. વળી કાલે તે આવવાનું કબુલ કરે છે તો પછી પાંચ રૂપિયા શા માટે જવા દેવા.

નોકરે યશવંતને કહ્યું: "ભલે, ત્હમને આજે ઠીક ન હોય તો તો કાલે આવજો પરંતુ કાલે જો નહિ આવો તો મ્હારે પુન: ત્હમને તેડવા આવવું પડશે."

યશવંતે શુષ્ક હાસ્ય કરીને કહ્યું: "અરે! એમ તે વળી થાય કે? ત્હમારે એ ચિન્તા રાખવી જ નહિ. હું કાંઇ મૂર્ખ નથી કે કહ્યા પછી ભૂલી જાઉં!"

નોકર ચાલ્યો ગયો.

નોકર ચાલ્યો ગયો છતાં યશવંતના શરીરમાંથી હજી ધ્રુજારી ગઇ નહોતી. તે આ આવી પડેલી વિપદમાંથી શી રીતે મુક્તિ

મેળવવી એજ વિચારવા લાગ્યો. ઘણો સમય હેણે વિચાર કરીને નક્કી કર્યું કે " પ્રભાવતીનો સંહાર કર્યા સિવાય અન્ય ઉપાય નથી. તે મરી જાય તો કોઇ પણ જાતનો ભય રહે નહિ. પાછળથી હું ગમે તેમ કહીશ તોપણ ચાલશે. મ્હારા કથનનું પ્રમાણ કયાંયથી પણ મળી શકશે નહિ." આથી પ્રભાવતીની કેવી રીતે હત્યા કરવી અને ત્હેના મૃતદેહની કેમ વ્યવસ્થા કરવી તે વિચારવા લાગ્યો. થોડો વખત શાન્ત બેસી રહીને તે બડબડવા લાગ્યો: " બસ, પ્રભાવતીની હત્યા કરી ત્હેના મૃતદેહને નદીમાં ફેંકી દેવું. આ કાર્ય કરવા જતાં નાણાંનો ભોગ આપવો પડશે પરંતુ મ્હારી જીંદગી આગળ નાણાની દરકાર નથી. નાણા પણ પ્રભાવતીના છે ને ? લુંટારાના માણસોમાંથી ચાર પાંચને રૂપિયા આપવાનું નક્કી કરીશ એટલે તેઓ મૃતદેહને ઉપાડી જશે. પરંતુ તે લોકોને મ્હારૂં ગૃહ તો નજ બતાવવું. પ્રથમ પ્રભાવતીની હત્યા કરી ત્હેના મૃતદેહને મ્હારા ગૃહની પછવાડે જરા દૂર મૂકવું. પછી આ લોકોને સમજાવી બોલાવી લાવી મૃતદેહને નદીમાં ફેંકાવી દેવું. આમ કરવાથી એ લોકોને પણ શંકા આવશે નહિ. માટે પ્રથમ ત્હેની હત્યા કરવી. લુટારાના માણસોતો ગમે ત્યારે મળી શકશે."

હવે વિલમ્બ કરવો નકામો ધારીને પિશાચ યશવંત એક તિક્ષણ છરો લઇને ગૃહમાં ગયો. ત્હેણે દાસીને બોલાવી પૂછ્યું: " પ્રભાવતી શું કરે છે. "

દાસીએ જવાબ આપ્યો: " પ્રભાવતી નિદ્રિત છે. તે થોડો સમય થયાં જ ઉંઘી ગઇ છે."

" તું કેટલો વખત પ્હેલાં ત્હેની પાસે હતી ? "

" હું ત્યાં જ હતી. આપે બોલાવી ત્યારે આવી છું."

" ઠીક તું અત્યારે ચાલી જા !"

દાસી ચાલી ગઇ. યશવંતે જોયું કે આવો સુયોગ પુનઃ મળશે નહિ. કાલે તો રામચન્દ્રની પાસે જવું પડશે. જો નહિ જાઉં તો પુનઃ કોઇ બોલાવા આવશે માટે અત્યારે જ ત્હેનો ઘાટ ઘડી નાખવો. યશવંતે તુરત જ પ્રભાવતીના ઓરડામાં પ્રવેશ કર્યો. પ્રભાવતી એક સાદડી ઉપર સુતી હતી. ત્હેનું શરીર છેક ઘસાઇ ગયું હતું. ફકત હાડકા અને ચર્મ સિવાય કાંઇ દેખાતું નહોતું. નિષ્ઠુર યશવંત થોડો વખત તો ત્હેનું સૌન્દર્ય જોઇ રહ્યો અને પછી છરાને મજબુત પકડીને હસ્ત ઉંચો કર્યો. બરોબર આજ સમયે નિદ્રિતા પ્રભાવતીએ હાસ્ય કર્યું. આ હાસ્ય જોતાં જ યશવંતનો હસ્ત ઢીલો પડી ગયો. છરો ભોંકવાની ત્હેની હિમ્મત ચાલી નહિ. તે સ્થિર નયને પ્રભાવતીના ચ્હેરા સામું જોવા લાગ્યો. પ્રભાવતીના ચ્હેરામાં હજી પણ હાસ્યની છાંયા દેખાતી હતી. પ્રભાવતીને અત્યારે એક સુમધુર સ્વપ્ન આવ્યું હતું અને તેથી તે ઉંઘમાં હોવા છતાં પણ હસતી હતી.

પ્રભાવતીએ સ્વપ્નમાં જોયું કે પોતે એક સુન્દર અને રમણિય સ્થળે ઉભી હતી. એ સ્થળે એવો પ્રકાશ પડતો હતો કે તેવો પ્રકાશ ત્હેણે કદી પણ પોતાની જીંદગીમાં જોયો નહોતો. સહસા આ પ્રકાશ ભેદીને એક દિવ્ય-કાન્તિ વાળી રમણી-મૂર્તિ ત્હેની પાસે આવી અને કહ્યું: " બ્હેન પ્રભાવતી ! તું મ્હને ઓળખે છે ? " પ્રભાવતી એ જવાબ આપ્યો: " માતા ! હું આપને ઓળખી શકતી નથી. મ્હે પૂર્વે આપને કદી પણ જોયા નથી." તે

રમણીએ મધુર સ્વરથી કહ્યું: " મ્હારૂ નામ સાવિત્રી છે. હું સતીઓની સહાયક છું. તું સતી છે એટલે ત્હારી પાસે આવી છું. હું કહું તે મંત્ર તું ગ્રહણ કર ! આ મંત્રથી મૃત્યુ પામેલ પતિ પણ સંજીવન થઇ શકે છે–નરકમાં પડેલ સ્વામીનો ઉદ્ધાર થઇ શકે છે. આ મંત્રનું નામ સ્વામી–પ્રેમ છે. " એટલું કહી ત્હેણે એ અદ્ભુત મંત્ર પ્રભાવતીના કાનમાં કહ્યો અને પુનઃ બોલીઃ " આ મંત્રનો જાપ તું કરજે. ત્હારા સર્વ દુઃખો નાશ પામશે. ત્હારો સ્વામી પણ થોડા સમયમાં ત્હને મળશે. "

પ્રભાવતી સાવિત્રીનો આ મંત્ર સાંભળીને અત્યંત ખુશી થઇ હતી અને તેથી જ તે હસી હતી. આ સિવાય ત્હેણે ઘણો વખત સાવિત્રીની સાથે અન્ય વાતો પણ કરી હતી.

યશવંતે ઘણો સમય વિચાર કરીને છરાને પુનઃ સંતાડી દીધો. તે જે નિષ્ઠુર કાર્ય કરવાને આવ્યો હતો તે પૂર્ણ કરી શકયો નહિ. હૃદયનો દૃઢ નિશ્ચય ફરી ગયો. પ્રવિત્રતાનો શું ઓછો પ્રભાવ છે ? યશવંતે ગમે તેટલો દૃઢ નિશ્ચય કર્યો હતો છતાં પણ સતિત્વના પ્રવિત્ર પ્રભાવ આગળ ત્હેને નમતું આપવું પડયું–પોતાના વિચારને બદલાવવો પડયો. યશવંત તુરત જ ચાલ્યો ગયો.

યશવંતના ગયા બાદ થોડા વખતે પ્રભાવતીની નિદ્રા ભંગ થઇ. તે તુરત જ બેઠી થઇ અને સ્વપ્નની વાત વિચારવા લાગી. ત્હેનું હૃદય આજે હર્ષથી છવાઇ ગયું હતું. સ્વપ્નમાં પ્રાપ્ત થયેલ અદ્ભુત મંત્ર તે યાદ કરવા લાગી. આઠ દસ વખત તે મંત્રનો જાપ કરીને બોલીઃ " માતા સાવિત્રી ! આ અભાગિણીને દર્શન દઇ કયાં ચાલ્યા ગયા ? મ્હારા પતિની ચરણસેવા કરવાને હું કયારે ભાગ્યશાળી થઇશ ? "

# પ્રકરણ ૧૯ મું.

## નિમકહરામીનો બદલો.

યશવંત પ્રભાવતીના ઓરડામાંથી ચાલ્યો ગયો પરંતુ ત્હેની હૃદયની ચિન્તા તો ઘટવાને બદલે વૃદ્ધિંગત્ થવા લાગી. તે રાત્રે શય્યામાં પડયો પરંતુ નિદ્રા આવી નહિ. ત્હેના કર્મનું ફળ આપવાને કોઇ ભયંકર મૂર્ત્તિ જાણે ત્હેની છાતી ઉપર ચડી બેસી હોય તેમ ત્હેને લાગતું હતું. હવે કરવું શું ? કયા ઉપાયનું અવલમ્બન કરવું ? આ વિપદસાગરમાંથી શી રીતે મુકિત મેળવવી ? એ કાંઇ પણ યશવંત સ્થિર કરી શકયો નહિ. પ્રભાવતીનું મૃત્યુ થાય તો સર્વ વિપદ ટળી જાય પરંતુ ત્હેની હત્યા કરવા જતાં પોતાની હિમ્મત ન ચાલી અને એમને એમ પાછા ફરવું પડયું ! આ શા કારણથી થયું હશે તે તે મૂઢ યશવંત સમજી શકયો નહિ. તે હજી પણ એમ જ સમજતો હતો કે પોતાના મનની નિર્બળતાથી આ કાર્ય પોતે કરી શકયો નહિ પરંતુ નરાધમને ખબર ન હતી કે એનું કારણ તો સતિત્વનો પ્રભાવ હતો. ત્હેને હજી પણ એવો આવેશ થઇ આવતો હતો કે પુનઃ જઇને પ્રભાવતીની હત્યા કરૂં, ત્હેને આ જગતમાંથી વિદાય કરૂં અને સર્વ વિપદને પણ ત્હેની સાથે જ નષ્ટ કરૂં ! પરંતુ અન્ય ક્ષણે આ સાહસ ખેડવાને ત્હેનું મન પાછું પડતું હતું. કોઇ મહાન શક્તિ ત્હેને એ પાપ કાર્યથી વિમૂખ રાખવાને યત્ન કરતી હતી.

બીજે દિવસે યશવંત રામચન્દ્ર પાસે ગયો નહિ. ત્હેની ઇચ્છા હોવા છતાં પણ તે ભયને લીધે જઇ શકયો નહિ. ત્હેને એવો વિચાર આવતો હતો કે ત્યાં જવાથી પોતાનું મસ્તક તુરતજ રામચન્દ્રની

તલવારથી જૂદુ થઇ જશે. વળી મૃત્યુ પછી પોતાના સ્ત્રીપુત્રાદિકની કેવી અવસ્થા થશે ? આ ચિન્તા ત્હેના હૃદયને શોકથી હચમચાવતી હતી. જે યશવંત આટલો વખત પોતાને સુખી અને શક્તિશાળી માની પ્રભાવતી પાસે પોતાની નીચ માંગણી કરતા અચકાતો નહોતો, સતીનું સતિત્વ ભંગ કરવાને તૈયાર હતો તે યશવંત શોકના સાગરમાં ડૂબી ગયો. ત્હેને અત્યારે સુખની તો શું પરંતુ પોતાના પ્રાણની પણ આશંકા હતી.

બીજે દિવસે પણ યશવંતના ન આવવાથી રામચન્દ્રને એવી જ ખાત્રી થઇ ગઇ કે યશવંતે જ પ્રભાવતીને ફસાવેલી હોવી જોઇએ. પોતાનું એ કાર્ય છૂપુ રાખવાને જ તે આવતો નથી. રામચન્દ્રે આથી દ્રઢ નિશ્ચય કર્યો કે ગમે તેમ કરીને પણ યશવંતને પોતાની સમક્ષ બોલાવવો. આથી ત્હેણે બાદશાહ ઉપર એક પત્ર લખ્યો. તે પત્રમાં જણાવ્યું કે: " યશવંતને મળવાની મ્હારે ખાસ અગત્ય છે. મ્હેં ત્હેને બોલાવવાને માણસ મોકલ્યો હતો પરંતુ તે આવ્યો નથી તો આપ કૃપા કરી સિપાઇઓને મોકલી ત્હેને ગમે તેમ કરી મ્હારી પાસે મોકલી આપશો. મ્હારે ખાસ અગત્યનું કાર્ય છે."

બાદશાહને આ પત્ર પહોંચતાં જ ત્હેણે જમાદારને હુકમ કર્યો: " અત્યારે ને અત્યારે યશવંતને પકડી મહારાજા રામચન્દ્ર પાસે લઇ જાઓ !"

જમાદાર આ હુકમ મળતાં કેટલાક સિપાઇઓને લઇને યશવંતને મ્હેલે ગયો. યશવંત તો સિપાઇઓને અને જમાદારને જોઇને ગભરાઇ ગયો. જમાદારે જહાંગીરી હુકમ કર્યો. તે હુકમને તાબે થયા સિવાય અન્ય ઉપાય ન હોવાથી યશવંત જમાદારના હુકમને માન આપી તેની સાથે ચાલ્યો.

તે સમય બરોબર મધ્યાન હતો. સખત તાપને લીધે કોઇ ગૃહ બ્હાર નિકળતું નહોતું છતાં આ સમયે યશવંતને પોતાના ગૃહનો ત્યાગ કરી જમાદારની સાથે જવાની ફરજ પડી. ત્હેને એવી પણ ખાત્રી થઇ ગઇ હતી કે હવે પુનઃ પોતે આ ગૃહ જોઇ શકશે નહિ. તે મ્લાન મુખે ચાલ્યો જતો હતો.

થોડા વખતમાં તો આ ટોળું રામચન્દ્રના મ્હેલ પાસે જઇ પહોંચ્યું. રામચન્દ્ર દિવાનખાનામાં બેઠો બેઠો પ્રભાવતીના જ વિચાર કરતો હતો. એવામાં એક નોકરે યશવંતના પકડી લાવવાના સમાચાર કહ્યાં. રામચન્દ્રે ત્હેને પોતાની સમક્ષ લાવવાનો હુકમ કર્યો. થોડી ક્ષણમાં જમાદાર યશવંતને લઇને ત્હેની પાસે આવ્યો. રામચન્દ્રે જમાદારને ધન્યવાદ દેતા બાદશાહે કરેલ ઉપકાર માટે આભાર માન્યો. જમાદાર ચાલ્યો ગયો.

યશવંત અને રામચન્દ્ર સિવાય અત્યારે દિવાનખાનામાં કોઇ પણ નહોતું. રામચન્દ્રે યશવંતને પૂછ્યું: “ મ્હેં ત્હને બોલાવ્યો હતો છતાં કેમ આવ્યો નહિ ? ”

ધ્રુજતાં ધ્રુજતાં યશવંતે કહ્યું: “ મહારાજ ! મ્હને શરીરે ઠીક ન હોવાથી આવ્યો નહોતો. આ દાસની એટલી ભૂલ માટે ક્ષમા કરો ! ”

“ તું મ્હને ઓળખી શકયો છે ? ”

“ અરે ! આપને ઓળખું નહિ તે બને કેમ ? આપ મ્હારા અન્નદાતા કૃષ્ણરાવ વકિલના જામાત્રા છો. ”

“ મ્હને ફાંસીનો હુકમ થયો હતો પરંતુ હું કારાગૃહમાંથી ન્હાસી ગયો. કારાગૃહમાં હતો ત્યારે જ મ્હને ખબર મળ્યાં હતાં કે

મ્હારા શ્વશુરે આત્મહત્યા કરી છે. પરંતુ પ્રભાવતીનું શું થયું તે હું જાણી શકયો નહોતો. તું એની બાબત કાંઇક જાણતો હશે."

"હા–હા–તે તો–તે તો આપની સાથે જ ચાલ્યા ગયેલ છે." યશવંતે ગભરાતાં ગભરતાં જવાબ આપ્યો.

રામચન્દ્ર યશવંતના મુખ સામું જ જોઇ રહ્યો હતો. તે વાત કરતો હતો ત્યારે ત્હેના ચ્હેરા ઉપર થતાં ફેરફાર રામચન્દ્ર તીક્ષ્ણ નજરથી જોઇ રહ્યો હતો. રામચન્દ્ર યશવંતના છેલ્લા જવાબ ઉપરથી સમજી ગયો કે યશવંત મિથ્યા વાત કરે છે એટલું જ નહિ પણ તે કાંઇક વાત ગુપ્ત રાખવાને પ્રયત્ન કરે છે. યશવંત પ્રભાવતીની સર્વ હકીકત જાણતો હોવો જોઇએ.

રામચન્દ્રે આથી ત્હેને છેતરવા કૃત્રિમ ક્રોધ કરીને કહ્યું: "યશવંત! હું સર્વ હકીકત જાણું છું. ત્હેં મ્હારી સ્ત્રી ઉપર જે અત્યાચાર કર્યો છે ત્હેનો હું બદલો લીધા સિવાય કદી પણ રહેવાનો નથી. ત્હારા સ્ત્રીપુત્રાદિકને બોલાવી ત્હારી સમક્ષ જ ત્હેમની સર્વની હત્યા કરીશ અને ત્હને પણ પાછળથી મૃત્યુને શરણ કરીશ. હું હુકમ કરૂં ત્હેના વિરૂધ્ધ એક શબ્દ પણ ઉચ્ચારવાની કોઇની શક્તિ નથી."

યશવંત તો કંપવા લાગ્યો. હવે શું કહેવું તે ત્હેને સુઝયું નહિ. ત્હેનો કંઠ રૂંધાઇ જતો હતો. ગુન્હેગારમાં હૃદયબળ રહેતું નથી. તે જે વાત ગુપ્ત રાખવાને હજારો યત્ન કરતો હોય છે તે વાત સમય આવતાં ત્હેને જ મુખેથી બ્હાર નિકળી પડે છે. યશવંતની પણ તેવી જ સ્થિતિ થઇ. તે ગદ્દગદ્દ કંઠે ધ્રુજતો ધ્રુજતો બોલ્યો: "મહારાજ રામચન્દ્ર! મ્હને ક્ષમા કરો! મ્હેં ત્હમારી સદ્દગુણી સ્ત્રીને અત્યંત દુ:ખ દીધું છે. મ્હારી નીચ વાસનાની તૃપ્તિ અર્થે

એ દેવીની સમસ્ત સંપત્તિ લૂંટી લઇને ભિખારિણી બનાવી છે. મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત તો કદી થાય એમ નથી. આપની સ્ત્રી મ્હારે ગૃહે જ છે. તે હવે મ્હારી માતા છે. હજીસૂધી તે તદ્દન પવિત્ર છે. આપ એનો સ્વિકાર કરો. આ મહાપાતકીને જે શિક્ષા કરવી હોય તે ખુશીથી કરો પરંતુ હું આપને વિનતિ કરૂં છું કે મ્હારા સ્ત્રી-પુત્રાદિક તદ્દન નિર્દોષ છે. ત્હેમને કૃપા કરીને કાંઇ પણ શિક્ષા કરશો નહિ. હુંજ આ સર્વનું મૂળ છું."

"ત્હારા પાપની તો જે શિક્ષા યોગ્ય હશે તેજ થશે પરંતુ અત્યારે તો ગાડી લઇ જઇ પ્રભાવતીને અહીં લઇ આવ !"

"જેવો હુકમ !" યશવંત ઉભો થયો. રામચન્દ્રે એક નોકરને બોલાવી યશવંતની સાથે જવાનો હુકમ કર્યો અને યશવંત ક્યાંય ન્હાસી ન જાય એટલા માટે પોતાના જમાદારને અને એક બીજા માણસને સાથે મોકલ્યાં.

યશવંત આ લોકોની સાથે ગાડી લઇને પોતાને ગૃહે ગયો. યશવંતે તુરત જ પ્રભાવતી પાસે જઇને બે હસ્ત જોડી કહ્યું: "બ્હેન ! આપના દુ:ખનો અંત આવ્યો છે. આ પાપીની આંખો ઉઘડી ગઇ છે ! આપના સ્વામી રામચન્દ્ર અતુલ ઐશ્વર્યવાન થઇને અહીં આવ્યા છે અને આપને બોલાવે છે માટે ચાલો ! બ્હાર ગાડી તૈયાર છે."

પ્રભાવતી તો આ સાંભળી સ્તબ્ધ જ થઇ ગઇ. તે કાંઇ બોલી જ નહિ. બે દાસીઓએ આવી પ્રભાવતીના હસ્ત ઝાલી બ્હાર લઇ જઇને ગાડીમાં બેસારી. પ્રભાવતી ગાડીમાં બેઠી પરંતુ ત્હેને પાપાત્મા યશવંતની વાત ઉપર વિશ્વાસ આવ્યો નહિ. ત્હેને

તો એવી શંકા આવવા લાગી કે આ નરાધમે વળી અન્ય કોઇ નૂતન કપટજાળ પાથરી હશે અને ત્હેમાં પોતાને ફસાવશે.

પ્રભાવતીએ જોયું કે ગાડી એક મહાન મ્હેલ પાસે જઇને ઉભી રહી. એક દાસી દરવાજા પાસે ઉભી જ હતી. ત્હેણે તુરત જ આવીને ગાડીમાંથી પ્રભાવતીનો હસ્ત ઝાલી ત્હેને નીચે ઉતારી.

પ્રભાવતીએ મ્હેલમાં પ્રવેશ કરતાં કરતાં અતિ મૃદુ અવાજે દાસીને પૂછ્યુંઃ " આ મ્હેલ કોનો છે ? "

દાસીએ હસતાં હસતાં કહ્યુંઃ " મહારાજા રામચન્દ્રનો ! "

પ્રભાવતી આ સાંભળી મનમાં વિચારવા લાગીઃ " મહારાજા રામચન્દ્ર ! રામચન્દ્ર પોતાના હૃદયેશ્વર–ઉપાસ્ય દેવ છે પરંતુ તે રામચન્દ્ર તે આજ ! નક્કી અન્ય કોઇની પાસે નરાધમ યશવંત પોતાને ઉપાડી લાવ્યો છે. તે ભલે મહારાજા હોય કે બાદશાહ હોય પરંતુ મ્હારી આગળ તો તુચ્છ છે–સતીને તો પતિ એજ મહારાજા ! પતિ એજ દેવ ! "

પ્રભાવતીને અન્દર લઇ જઇ દાસીએ એક પલંગ ઉપર બેસારી. પ્રભાવતીમાં બેસવાની પણ શક્તિ ન હોવાથી તે પલંગ ઉપર લાંબી થઇને પડી પરંતુ આજ સમયે દાસીએ આવીને કહ્યુંઃ " મહારાજા રામચન્દ્ર આવે છે. "

કમ્પિત હૃદયે પ્રભાવતી એકદમ બેઠી થઇ. રામચન્દ્રે ઓરડામાં પ્રવેશ કર્યો. પ્રભાવતીએ રામચન્દ્રને તુરત જ ઓળખ્યો. પોતાની ચિર આરાધ્ય મૂર્ત્તિને પોતાની સમિપ જોતાં જ પ્રભાવતીનું હૃદય હર્ષથી છલકાઇ ગયું. પોતાનામાં બેસવાની શકિત ન હોવા છતાં તે ઉભી થઇ રામચન્દ્ર સામે દોડી

અને ત્હેના પગે પડી ગદ્દગદ્દ કંઠે બોલી: "પ્રાણેશ્વર! હૃદય-દેવતા! આટલા દિવસે પણ આપના દર્શન કરવાને હું ભાગ્યશાળી થઇ ખરી!"

આથી વિશેષ પ્રભાવતી બોલી શકી નહિ. ત્હેનું હૃદય અચાનક હર્ષથી ઉત્તેજિત થવાથી તે રામચન્દ્રના ચરણમાં મૂર્ચ્છિતા થઇને પડી!

રામચન્દ્રની દાનવી-શકિત પ્રભાવતીના સ્પર્શથી કંપી ઉઠી. આ દૈવિ-શકિતના સ્પર્ષથી રામચન્દ્રને આનંદ થયો નહિ પરંતુ તે એટલું તો સમજી શકયો કે પ્રભાવતી પવિત્ર છે-દેવી છે.

પ્રભાવતીને મૂર્ચ્છા આવતાં જ રામચન્દ્રે એ ત્રણ દાસીને યોગ્ય ઉપાયો લેવાનો હુકમ કર્યો.

અલ્પ સમયમાં તો પ્રભાવતી શુદ્ધિમાં આવી. તે બેઠી થઇ. પ્રથમ તો તે કાંઇ પણ સમજી શકી નહોતી. શુધ્ધમાં આવ્યા પછી પણ તે વિચારવા લાગી કે આ તે સ્વપ્ન છે કે શું? તે મનમાં ને મનમાં માતા સાવિત્રીએ સ્વપ્નમાં કહેલ મંત્રનો જાપ કરવા લાગી. રામચન્દ્ર તુરત જ દૂર ખસી ગયો. પ્રભાવતીને પણ ખાત્રી થઇ કે આ સ્વપ્ન નથી પણ સત્ય છે. તે પોતાના પતિ-દેવની સમક્ષ જ ઉપસ્થિત થયેલી છે. પોતાની ઇચ્છા પૂર્ણ થઇ છે. પ્રભાવતી દુર્બળ ચક્ષુઓ ઉંચી કરી રામચન્દ્ર તરફ જોઇને બોલી: "નાથ! ઘણા દિવસે દર્શન દીધા છે. અનેક કષ્ટ પછી આપનું મુખ જોઇ શકી છું. જુઓ, મ્હારૂં શરીર પણ કેટલું ક્ષિણ થઇ ગયું છે. મ્હારા પૂર્વજન્મના પુણ્યથી જ આપનાં દર્શનનો પુનઃ લાભ મેળવી શકી છું. હવે જ્યારે આપ મ્હને મળ્યા છો ત્યારે દૂર શા

માટે ઉભા છો ? મ્હારી પાસે આવો ! મ્હારા હૃદયને આપના હૃદય સાથે ચાંપો ! ઘણા દિવસની મ્હારી ઇચ્છાને પૂર્ણ કરો !"

રામચન્દ્ર આથી પ્રભાવતીની નજીક ગયો અને પ્રેમથી ત્હેણે કહ્યું: "પ્રભાવતી ! ખરેખર ત્હારે અત્યંત દુઃખ ભોગવવું પડયું છે. એ રાક્ષસે ત્હારા ઉપર જુલમ ગુજારવામાં બાકી રાખ્યું જણાતું નથી પરંતુ એ નરાધમ યશવંતને હું યોગ્ય શિક્ષા કરીશ. અત્યારે હું અખૂટ સંપત્તિનો માલિક છું. તું હવે આનન્દમાં ત્હારા દિવસો નિર્ગમન કર !"

પ્રભાવતીની ચક્ષુમાંથી હર્ષના અશ્રુ વહેવાં લાગ્યાં. તે બોલી: "હું ધનને ચાહતી નથી—સુન્દર મ્હેલની મ્હારે દરકાર નથી. ફક્ત આપના ચરણની સેવા કરી શકું તો જ હું મ્હને પોતાને અતિ ભાગ્યશાળી માનીશ. માતા સાવિત્રીએ મ્હને મંત્ર આપેલ છે અને એ માતાના પ્રતાપથી જ હું આપના દર્શન કરી શકી છું."

"સાવિત્રી કોણ ?"

"સાવિત્રીને શું આપ જાણતા નથી ? તે એક મહાન સતી છે–દેવી છે. તે સ્ત્રીઓની હિતર્ષિ છે."

"તે ત્હને મળી હતી ?"

"હા, સ્વપ્નમાં તેઓ મ્હને મળ્યાં હતાં"

"છટ, સ્વપ્ન તે વળી સત્ય હોય ખરૂં કે ?"

"ત્હેમણે મ્હને જે મંત્ર આપેલ છે તે કાંઇ હું ભૂલી ગઇ નથી. વળી ત્હેમણે મ્હને સ્વપ્નમાં કહ્યું હતું કે હવે થોડા વખતમાં તું ત્હારા સ્વામીના દર્શન કરી શકીશ. એમના કહ્યાનુસાર આપ મ્હને મળ્યા છો તો પછી સ્વપ્ન તે સત્ય શા માટે નહિ ? નાથ !

પુરાણોમાંથી પણ સ્વપ્નની વાત સત્ય બન્યાના ઘણા દાખલા મળી આવે છે."

"ખોટી વાત! પુરાણ એ તો મનુષ્ય પ્રણિત માત્ર એક કાવ્ય ગ્રંથ છે."

"કાવ્યમાં પણ સત્ય છે. જગત ભાવમય છે–કવિતામાં પણ ભાવ છે–ભાવ જનાર્દન!"

"એ વાતનું અત્યારે કાંઇ કામ નથી. પ્રથમ તો ત્હારૂં શરીર સુધરે એ ઉપાય કરવાની ખાસ અગત્ય છે."

"આ શરીર તો આપનું છે. જેમ આજ્ઞા કરો તેમ કરવાને તૈયાર છું."

"આ મ્હેલ અને સર્વ મિલ્કત મ્હારી છે એટલે હવે તું પણ ત્હેની અધિકારિણી છું. દાસ દાસીઓ પણ અનેક છે. હવે ત્હારી જેમ ઇચ્છા હોય તેમ કર! સુખ અને આનન્દમાં દિવસો પસાર કર!

"પ્રથમ જ આપને મ્હેં જણાવ્યું છે કે આ દાસીને અન્ય કાંઇની પણ અપેક્ષા નથી. આપની ચરણ સેવા કરવાની જ ફક્ત ઇચ્છા છે."

રામચન્દ્ર આનો કાંઇ જવાબ ન આપતાં ચાલ્યો ગયો. ત્યાંથી તે દિવાનખાનામાં ગયો. યશવંતને રામચન્દ્રની આજ્ઞાથી દિવાનખાનામાં જ રાખવામાં આવ્યો હતો. રામચન્દ્રે ત્યાં જઇને યશવંતને કહ્યું: "યશવંત! ત્હેં જે નીચ કાર્ય કર્યું છે ત્હેની શિક્ષા શું થવી જોઇએ તે તુંજ વિચાર કરીને કહે! હું ત્હારા કહેવા મુજબ ત્હને શિક્ષા કરીશ."

યશવંતે ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું: "આપના શ્વશુરની જે સર્વ

મિલ્કત હું લઇ ગયો છું તે આપને સોંપી દઇશ. આપ મ્હને કૃપા કરીને ક્ષમા કરો !"

રામચન્દ્રે ક્રોધથી કહ્યું: "નરાધમ ! ધનનો શું મ્હારે અભાવ છે ? સંપત્તિ મ્હારે જોઇતી નથી. હું ત્હને એવી શિક્ષા કરીશ કે જેથી તું ધન હોવા છતાં પણ ત્હેનો ઉપભોગ કરી શકીશ નહિ. સ્ત્રી પુત્ર હોવા છતાં પણ તું સુખથી ત્હારી અવશેષ જીંદગી ગાળી શકીશ નહિ. એ શિક્ષા હું ત્હને અત્યારે જ કરૂં છું."

આટલું કહી રામચન્દ્ર ઉભો થયો અને જોરથી ત્હેણે યશવંતની છાતીમાં મુક્કી મારી ! યશવંત કંપતો કંપતો જમીન ઉપર પડ્યો. આ મુક્કી વાગતાં જ ત્હેની સર્વ શક્તિ ચાલી ગઇ ! ત્હેનામાં ઉભા થયાની પણ શક્તિ રહી નહિ.

યશવંતને વેદના પણ પ્રાણહારક થવા લાગી. ત્હેનું મસ્તક ભમી ગયું. ત્હેણે પડ્યા પડ્યા જ કહ્યું: "અરે ! આ મ્હને શું કર્યું ? આના કરતાં તો મારી નાખ્યો હત તોજ ઉત્તમ હતું."

રામચદ્રે આનો કાંઇ પણ જવાબ ન આપતાં નોકરને હુકમ કર્યો. "જેણે આ નરાધમનું ઘર જોયું હોય ત્હેને ત્હેના ગૃહે લઇ જવાનું કહી દે !"

હુકમનો તુરત જ અમલ થયો. જમાદાર યશવંતને ઉપાડી એક ગાડીમાં નાખી ત્હેના ગૃહે લઇ ગયો.

યશવંતની આવી દુર્દશા જોઇને ત્હેની સ્ત્રી અને પુત્રો રડવાં લાગ્યાં. યશવંતમાં બેસવાની પણ શક્તિ ન હોવાથી ત્હેને એક ખાટલામાં સુવાડ્યો. આ સ્થિતિમાં જ યશવંત જીવન ગાળવા લાગ્યો.

---

# પ્રકરણ ૨૦ મું.

## સુખ પણ દુ:ખ જ !

સ્વામીના દર્શનથી અને યથાયોગ્ય શુશ્રૂષાથી અલ્પ દિવસમાં પ્રભાવતીની તબિયત સુધરી ગઇ. ત્હેના ચ્હેરામાં પૂર્વના જેટલું જ સૌન્દર્ય અને લાવણ્ય આવી ગયું.

પ્રભાવતી એમ ધારતી હતી કે સુખ પછી દુ:ખ અને દુ:ખ પછી સુખ લપાઇ જ રહ્યું હોય છે. આ એક સંસારની પ્રણાલીકા છે. પોતાના જીવનનું દુ:ખી વાદળુ ખસી જઇને હવે સુખનો સુર્ય ઉદિત થયો છે પરંતુ થોડા દિવસ પછી તે સમજી શકી કે ત્હેની આ માનિનતામાં ભૂલ છે.

સ્વામીના સુખમાં જ સ્ત્રીનું સુખ હોય છે. સ્વામીનું હસતું મુખ જોઇને સ્ત્રી હસે છે–આનન્દિત થાય છે. રમણી તો દર્પણમાં પડતાં સ્વામીના પ્રતિબિમ્બ રૂપ છે. પરંતુ પ્રભાવતીનો સ્વામી રામચન્દ્ર તો કાયમ ચિન્તાતુર રહેતો હતો–અશાન્તિની અગ્નિમાં બળતો હતો. પ્રસન્નતા તો કદી ત્હેનામાં જોવામાં આવતી નહિ. આટલી સંપત્તિનો માલિક થયાં છતાં–આટલુ સન્માન પ્રાપ્ત કરી શકેલ હોવા છતાં ત્હેના હૃદયમાં શાન્તિ નહોતી. જ્યારે રામચન્દ્રના હૃદયમાં શાન્તિ ન હોય ત્યારે પ્રભાવતી જેવી સદ્દગુણી સ્ત્રીને–પતિને જ પોતાનું સર્વસ્વ માનનારી સ્ત્રીને સુખ કે આનન્દ શી રીતે થાય ? ચન્દ્રના પ્રકાશ સિવાય શું રાત્રિ ખિલી શકે કે ?

વળી અન્ય પણ એક કારણ હતું. રામચન્દ્ર પ્રભાવતીની પાસે આવતાં જ ત્હેનુ હૃદય ચંચળ અને ઉત્તેજિત થઇ જતું. તે પ્રભાવતી પાસે થોડો વખત પણ બેસી શકતો નહિ. પ્રભાવતી

આ ઉપરથી એમ સમજતી હતી કે પોતાના ઉપર પ્રેમ ન હોવાથી લાંબો વખત પોતાની સાથે સ્વામી વાતચિત કરતા નથી. ત્હેને જો કે તે માટે અતિ ખેદ થતો નહોતો પરંતુ ત્હેને એજ વિચાર આવતો હતો કે પતિ પોતાને જોઇને સુખી થાય–આનન્દિત થાય એવું સૌન્દર્ય વિધાતાએ પોતાને શા માટે ન આપ્યું ? પ્રભાવતી તો રામચન્દ્રને સુખી જોવાને જ ઇચ્છતી હતી. ગમે તે પ્રકારે રામચન્દ્ર સુખી થાય એજ ત્હેની મહદાકાંક્ષા હતી.

એક દિવસ સન્ધ્યા સમયે પ્રભાવતી પોતાના ઓરડામાં બેઠી બેઠી આજ વિચાર કરતી હતી અને પોતાના હસ્તમાં શંકરની છબી રાખી જોતી હતી તે જ સમયે રામચન્દ્રે ત્હેના ઓરડામાં પ્રવેશ કર્યો. પ્રભાવતી તો રામચન્દ્રને સુખી કરવાને કાયમ યત્ન કરતી હતી. તે રામચન્દ્રને જોતા જ ઉભી થઇ અને સ્વામીના બન્ને હસ્તને પકડી પોતાના આસન ઉપર બેસાર્યો. રામચન્દ્રે મૃદુ હાસ્ય કરીને કહ્યું: " એકલી બેઠી બેઠી શું વિચારતી હતી ? "

" રમણીઓ ગૃહરૂપી પિંજરામાં કાયમ પૂરાવાને જ સર્જાએલ છે. પતિ–દેવ બ્હારના કાર્યમાં વ્યસ્ત રહે ત્યારે રમણી ગૃહકાર્યમાંથી પરવારી સ્વામીની મૂર્ત્તિનું ધ્યાન ધરે ! બીજું તે શું કરે ? "

" પરંતુ અત્યારે તું શું કરતી હતી ? "

" અત્યારે તો રસોયાને શું રસોઇ કરવી તે કહી આવી ને આ શંકર મહાદેવની છબીને જોતા હતી. જુઓને શંકર મહાદેવનો ચ્હેરો કેવો ભવ્ય છે ? " એટલું કહી પ્રભાવતીએ તે છબી રામચન્દ્રના સન્મુખ ધરી.

ચિત્ર ઉપર દ્રષ્ટિપાત કરતાં જ રામચન્દ્રનું શરીર કંપવા લાગ્યું.

ત્હેના અંગને એક વિદ્યુતના જેવો આંચકો લાગ્યો. તે તુરત જ ઉભો થઇને ઓરડા બ્હાર ચાલ્યો ગયો.

પ્રભાવતી તો એકાએક રામચન્દ્રના બ્હાર જવાથી વિસ્મિત થઇ. તે પણ તુરત જ રામચન્દ્રની પાછળ ઓરડાની બ્હાર ગઇ. ત્હેણે જોયું કે રામચન્દ્ર એક દિવાલને એઠેલીને ધ્રુજે છે, ત્હેનું મુખ મ્લાન થઇ ગયું છે અને શરીર ઉપરથી પસીનાના ટીપાં પડે છે.

પ્રભાવતીએ તુરત જ રામચન્દ્રનો હસ્ત ઝાલી ત્હેને ત્યાં બેસારી દીધો અને બુમ પાડી દાસીને બોલાવી. દાસી આવતાં પ્રભાવતીએ શીતળ જળ અને એક પંખો લાવવાનું કહ્યું. દાસી ત્વરિત ગતિથી બન્ને વાના લઇ આવી. પ્રભાવતીએ દાસીને રામચન્દ્રના મસ્તક ઉપર શીતળ જળનો છંટકાવ કરવાનું કહ્યું ને પોતે પંખાથી પવન નાખવા લાગી.

થોડા વખત પછી રામચન્દ્રની પ્રકૃતિ કાંઇક ઠેકાણે આવી. ત્હેણે કહ્યું: “ પ્રભાવતી ! તું હવે જા ! મ્હને હવે સારી રીતે આરામ છે. મ્હારે કેટલુક કાર્ય હોવાથી હું જાઉં છું. ”

પ્રભાવતીએ સ્હેજ વિરક્ત થતાં કહ્યું: “ અત્યારે હું આપને જવા દઇશ નહિ. હજી પણ આપ અહીં જ થોડો વખત રહો ! મ્હારે આપને બે ચાર પ્રશ્ન પૂછવા છે. મ્હને અત્યંત ભય લાગે છે. ”

રામચન્દ્રે શુષ્ક હાસ્ય કરતાં કહ્યું: “ ત્હારે શું પૂછવું છે ? પ્રભાવતી ! મ્હારે ઘણું કાર્ય છે. ત્હારે જે કાંઇ પૂછવું હોય તે અન્ય કોઇ સમયે પૂછજે. ”

"હું આપના પગે પડીને કહું છું કે મ્હારી વાત સાંભળો અને ત્હેનો સત્ય ઉત્તર આપો. કાર્ય તો સમસ્ત જીંદગી કરવાનું જ છે. મનુષ્ય ગમે તે કાર્ય કરવાને જ જનમ્યું છે. આમાં કોઇથી પણ ફેરફાર થઇ શકે એમ નથી."

"વારૂ, ત્હારે શું કહેવું છે ?"

"કહેવાનું તો ઘણુંય છે પરંતુ અત્યારે તો મ્હારી બે ચાર શંકાઓ જણાવીશ. પ્રથમ તો એજ કે આપ એ શંકર મહાદેવનું ચિત્ર જોઇને ઓરડા બ્હાર કેમ નિકળી ગયા ?"

"ચિત્રને અને મ્હારે કાંઇ સમ્બન્ધ જ નથી. મ્હને આવો રોગ જ છે. જ્યારે જ્યારે આ રોગ થાય છે ત્યારે હું બ્રમિત જેવો થઇ જાઉં છું. વૈદ્યો એમ કહે છે કે આ સ્નાયુની પીડાને લીધે થાય છે !

"કેટલા કેટલા સમયે આમ થાય છે ?"

"તે તો કાંઇ ચોક્કસ નથી. ગમે ત્યારે આ રોગ થઇ આવે છે. પરંતુ આ જાણવાની ત્હારે શી આવશ્યકતા છે ? અન્ય કાંઇ પૂછવું છે ?

"મ્હારૂં તો એજ કહેવું છે કે જ્યારે આપને આ રોગ છે ત્યારે ત્હેનો નાશ કરવાને શા માટે યત્ન કરતા નથી ? રોગને તો વૃદ્ધિંગત્ થવા ન દેતા ત્હેનો નાશ કરવો એજ ઉચિત છે. વળી હમણા તો કદી પણ આપને આ રોગ થયો નથી."

"તું અહીં આવી તે પૂર્વે ઘણો વખત મ્હેં ઔષધ લીધેલ છે પરંતુ ત્હેનાથી કાંઇ ફાયદો થયો નહિ."

"ત્યારે એક કાર્ય કરશો ?"

" શું ? "

" કોઇ સારા પુરોહિતને બોલાવી આપના રોગની શાન્તિ માટે અનુષ્ઠાન કરાવો ! "

પ્રભાવતીના ચ્હેરા સામું વક્ર દ્રષ્ટિથી જોઇને રામચન્દ્રે કહ્યું: " સ્ત્રીની બુદ્ધિ પાનિએ કહી છે તે સત્ય જ છે. શું અનુષ્ઠાનથી વળી રોગની શાન્તિ થાય ખરી કે ? એ તો બ્રાહ્મણના ઉદર નિમિત્તે ઠોકી બેસારવામાં આવ્યું છે ! "

" ના, ના, દૈવના કરતાં કોઇનામાં પણ વિશેષ શક્તિ નથી. દૈવબળથી જ સર્વ થાય છે. " પ્રભાવતીએ મ્લાન મુખે જવાબ આપ્યો.

" ત્હારે અન્ય કાંઇ કહેવાનું હોય તો કહે ! આ સર્વ મિથ્યા વાત છોડી દે ! "

" હું અસત્ય નથી કહેતી છતાં ત્હમે એમ માનો છો તો ભલે ! પરંતુ આપનો રોગ નષ્ટ કરવાને આપ શું યત્ન કરવા ધારો છો?"

" મ્હેં હવા ફેર કરવાનો નિશ્ચય કર્યો છે. "

" ભલે ! તેમ કરવાથી જો આપનો રોગ નાશ પામતો હોય તો તેમ કરો ! હું આપની સેવા કરવા આપની સાથે આવવાને પ્રસ્તુત છું. "

" પરંતુ હમણા જઇ શકાય એમ નથી કારણ કે મ્હારે કેટલુંક અગત્યનું કાર્ય છે. આ કાર્ય પૂર્ણ થશે એટલે આપણે જઇશું."

" ઠીક. પરંતુ હજી મ્હારે પૂછવું છે. "

" શું ? "

" આપને હું સર્વદા ચિન્તાતુર કેમ જોઉં છું ? આપના હૃદયમાં કેમ અશાન્તિ છે ? "

" અરે ! આ તો એક અદ્ભુત પ્રશ્ન કહેવાય ! આ પશ્નનો હું શી રીતે ઉત્તર આપી શકું ? અન્ય કાંઇ પૂછવું હોય તો પૂછ ! "

" આપ પૂર્વે કોઇ એક ભાગ્યવતીને ચાહતાં હતાં. હજી પણ શું ત્હેને માટે ત્હમે ચિન્તા કરો છો ? "

" હા કહું તો ? "

" તો પછી ત્હેને શોધી કાઢો ! જો ત્હેને પ્રાપ્ત કરવાથી ત્હમને સુખ–આનન્દ મળી શકે એમ હોય તો ત્હેને મેળવવા યત્ન કરો ! " પ્રભાવતીએ પોતાના હૃદયની ઉદારતાનું રામચન્દ્રને સંપૂર્ણ ભાન કરાવ્યું.

" પ્રથમ ત્હેં એક વખત ત્હારા પિતાના ગૃહે કહ્યું હતું કે ત્હમે મ્હને ચાહો અને હું ત્હમને ચાહું. એ સિવાય અન્ય કોઇને પણ કોઇથી ચાહી શકાશે નહિ. છતાં આજે વળી આમ કેમ કહે છે ?"

" જ્યારે મનુષ્ય અમુક દુષ્કાર્ય કરે છે ત્યારે ત્હેને સદુપદેશ આપવામાં આવે છે, પરંતુ તે મનુષ્ય એ ઉપદેશને ધ્યાનમાં ન લેય તો પછી ઉપાય શું ?

" ત્યારે તું મ્હને દુષ્કાર્ય કરવાને પ્રેરે છે ને ? "

" ત્હમે જે કરો છો તે દુષ્કાર્ય છે કે સુકાર્ય છે તે તો હું કહી શકતી નથી પરંતુ જેથી ત્હમે સુખી થાવ ત્હેમાં જ મ્હને શાન્તિ છે. જ્યારે ત્હમે ત્હેને હજી પણ ભૂલી શકયા નથી ત્યારે ત્હમારો દોષ શું ? યત્ન કર્યા છતાં પણ ફળની પ્રાપ્તિ ન થાય તો પછી ઉપાય શું ? "

" ત્હેને તું અહીં મ્હેલમાં લાવવાને કહે છે ? "

" જેમ ત્હમે સુખી થઇ શકો તેમ કરો ! "

" તે ક્ષત્રિય છે. "

પ્રભાવતી આ સાંભળીને ચમકી ગઇ. રામચન્દ્રે ત્હેના ચ્હેરા ઉપર થયેલ પરિવર્તન જોઇને પુનઃ કહ્યું: "તું ત્હેની સાથે એક જ મકાનમાં રહી શકીશ ?"

પ્રભાવતીએ મ્લાન મુખે જવાબ આપ્યો: "એક મકાનમાં રહેવાને તો કાંઇ અડચણ નથી પરંતુ સાથે તો રહી શકીશ નહિ."

"કેમ ?"

"શાસ્ત્રમાં આ બાબત નિષેધ કરેલ છે."

"શાસ્ત્ર ? આ તો બ્રાહ્મણોના સ્વાર્થનું એક પુસ્તક છે."

"મ્હારી એક વિનતિને માન્ય કરો ! શાસ્ત્રમાં વિશ્વાસ રાખો! ધર્મમાં મન પરોવો ! દેવ તરફ અમીદ્રષ્ટિથી જુઓ ! ઇષ્ટ મંત્ર ગ્રહણ કરો ! પુજા વિગેરે આન્હિક કર્મ કરવામાં પાછો પગ ન ધરો ! હું ખાત્રીથી કહું છું કે આથી આપના હૃદયની અશાન્તિ ચાલી જશે. પરમ સુખનો ઉપભોગ કરી શકશો ! આપ પુરૂષ હોઇ સર્વ સમજી શકો એમ છો. હું તો એક ક્ષુદ્ર અલ્પબુધ્ધિ રમણી છું. ત્હમને હું શું ઉપદેશ આપી શકું ? જગતમાં જે સર્વ જાતિ છે તે દરેક જાતિમાં શાસ્ત્ર તો છે જ ! ધર્મ પણ છે જ ! ઉપાસના છે—આરાધના છે ! તેઓ સર્વ આને માને છે. પોતપોતાના ધર્મની આજ્ઞાનુસાર સર્વ વર્તે છે. આ સર્વ મિથ્યા નથી. આ મિથ્યા હોત તો જગત લાંબો વખત નભી પણ શકત નહિ. હું આપના ચરણમાં પડીને વિનતિ કરૂં છું કે ધર્મકાર્ય કરો ! તે પરત્વે ત્હમારી વૃત્તિને દોરો ! ત્હમારી પાસે અખુટ સંપત્તિ છે—સુવર્ણ અને રત્ન છે—દાસદાસી છે. ત્હમારે ચિન્તા શા માટે રાખવી જોઇએ ?"

રામચન્દ્ર પ્રભાવતીના આ શબ્દો સાંભળી તે રહ્યો પરંતુ ત્હેના હૃદયમાં ક્રોધનો અગ્નિ ભભૂકી રહ્યો હતો. તે મનમાં વિચારવા લાગ્યો: "હાય ! પ્રભાવતી ! તું જાણતી નથી કે મ્હારાથી એ પથનું અવલમ્બન થઇ શકે એમ નથી. હું સર્વ જાણું છું-સમજું છું કિન્તુ એ નામ માત્ર પણ હું મ્હારા મુખમાં લાવી શકું એમ નથી. દાનવી-શકિતના પ્રભાવથી હું એ દૈવિ-શકિત તદ્દન ગૂમાવી બેઠો છું. ઇચ્છા થતાં પણ તે કરવાને હું શકિતવાન નથી."

થોડો વખત શાન્ત રહીને રામચન્દ્રે પ્રભાવતીને કહ્યું: "આ સમ્બન્ધી વિશેષ કાંઇ પણ સાંભળવા હું ઇચ્છતો નથી. અન્ય કાંઇ ત્હારે કહેવું હોય તો કહે ?"

રામચન્દ્રની વાતચિત ઉપરથી-ધર્મ પરત્વેના ત્હેના તિરસ્કાર ઉપરથી પ્રભાવતી સમજી ગઇ કે પોતાના સ્વામી કાંઇક અશુદ્ધ શકિતથી આકર્ષાએલા છે. હૃદયમાં ઇચ્છા છે છતાં કાર્ય કરવાની શકિત નથી. પ્રભાવતીનાં ચક્ષુમાંથી અશ્રુની ધારા વહેવા લાગી અને ત્હેણે રામચન્દ્રના ચરણમાં પડી કરૂણ કંઠે કહ્યું: "પ્રભુ ! સ્વામી ! આપ મ્હારા દેવ છો-હું આપની દાસી છું. આપ ધર્મ પથનું અવલમ્બન કરો ! હું આપને મ્હારાથી બનશે તેટલી સહાય કરીશ. સ્ત્રી સહધર્મિણી છે. સહધર્માચરણના બળથી આપણે પરલોકમાં બે મળીને એક થશું. મ્હારી વાત માન્ય રાખો ! ધર્મ ઉપર શ્રધા રાખો ! દેવ છે, ધર્મ છે, પરલોક છે, સ્વર્ગ છે અને કર્મફળ પણ છે.

રામચન્દ્રના હૃદયમાં પૈશાચિક અગ્નિ પ્રજ્વળવા લાગ્યો. તે ત્યાં વિશેષ વખત રહી શકયો નહિ. કાંઇ પણ જવાબ આપ્યા સિવાય ત્વરિત ગતિથી ચાલ્યો ગયો.

પ્રભાવતી રામચન્દ્રની અવસ્થા જોઇને ઘણી જ દુઃખીત થઇ. તે અશ્રુ ઝરતી ચક્ષુએ આકાશ સામે જોઇને બોલવા લાગી: “ માતા સાવિત્રી ! મ્હારા સ્વામીને સુમતિ આપો ! મ્હારા સ્વામીની વૃત્તિ ધર્મ પરત્વે દોરો ! હું અને એ એક થઇને પ્રભુનું સ્મરણ કરી શકીયે એવો સુયોગ કરી આપો ! ”



## પ્રકરણ ૨૧ મું.

### પૂર્વજ-મનો સમ્બન્ધ.

રામચન્દ્ર દિવાનખાનામાં જઇને એક ગાદી ઉપર પડયો. ત્હેના હૃદયમાં અત્યારે અશાન્તિનો અગ્નિ પોતાની જયોત જળહળાવી રહ્યો હતો. તે મનમાં ને મનતાં બળતો બળતો બોલવા લાગ્યો: “ પ્રભાવતીએ કહેલ સુપથને હવે ગ્રહણ કરી શકાય એમ નથી. આ હૃદયમાં તો હવે ધર્મબીજ અંકુરિત થઇ શકશે નહિ. પિશાચને આત્મદાન કર્યું છે. પિશાચે મ્હારે માટે ઘણી તકલિફ લીધી છે. ત્હેણે મ્હને આવો ઐશ્વર્યવાન બનાવ્યો છે. મ્હને અસાધારણ શકિતશાળી કર્યો છે. પરંતુ હાય ! તો પણ શાન્તિ તો પ્રાપ્ત ન જ થઇ ! ક્ષુદ્ર રમણી પ્રભાવતીની આગળ હું તૃણવત્ છું—તે મ્હારાથી પણ વિશેષ શકિતશાળી હોય એમ જણાય છે. હાય ! મ્હેં શું મ્હારો પોતાનો જ નાશ કર્યો ? જો આ હૃદયનું બળિદાન પિશાચના ચરણે ન દીધું હોત તો પ્રભાવતી સાથે ધર્માચરણ કરી સુખી થાત. સંપત્તિમાં સુખ નથી, શકિતમાં સુખ નથી—સુખ તો માત્ર હૃદયની શાન્તિમાં જ છે. શાન્તિ ધર્મ સિવાય પ્રાપ્ત થાય એમ નથી. અરે પણ ધર્મ ! હાય ! હાય ! ધર્મ તો મ્હને અગ્નિમય જણાય છે ! ધર્મ તો મ્હને ભીષણતામય જણાય છે ! ”

થોડો વખત એમને એમ શાન્ત રહીને પુનઃ રામચન્દ્ર બડબડવા લાગ્યોઃ " જેને માટે મ્હારૂં અધઃપતન થયું છે, જેને પ્રાપ્ત કરવાને માટે પિશાચના પદે આત્મદાન દીધું છે, જેના રૂપના ઉપભોગ માટે દીર્ઘ દિવસ નરકવાસ ભોગવવાની પ્રતિજ્ઞા કરી છે અને જેની ખાતર કાયમ કામની અગ્નિમાં બળું છું ત્હેને શી રીતે પ્રાપ્ત કરવી ? યોગમાયા–યોગમાયાને મેળવવાની જ આશાથી આ સર્વ કરવું પડયું છે. કિન્તુ ત્હેને હજી મેળવી શકયો નહિ. "

રામચન્દ્ર એકદમ ઉત્તેજીત થઇ ગયો. સુતો હતો તે બેઠો થયો અને અહંકારથી બોલ્યોઃ " મ્હારામાં અતુલ શક્તિ છે. હું ઇચ્છા થતાં મહા પ્રલયની ગતિને પણ અટકાવી શકું એમ છું. મ્હારે શા માટે યોગમાયાની કૃપા મેળવવા આજીજી કરવી જોઇએ ? બસ, અત્યારે જ ત્યાં જઉં–આજે જ ત્હેને મ્હારી થવા આગ્રહ કરૂં ! જો તે મ્હારી માગણી ના કબુલ કરશે તો મ્હારી આ દાનવી–શક્તિનો પ્રયોગ કરી હું ત્હેને મ્હારી કરીશ. "

" પરંતુ–પરંતુ બળથી પ્રયોગથી પ્રાણ મેળવી શકાતો નથી– પ્રીતિ પ્રાપ્ત થતી નથી. પ્રીતિ સિવાય ત્હેને પ્રાપ્ત કરવી તે પણ શું કામનું ? ફક્ત હું ત્હેની પાછળ પાળેલા પ્રાણીની માફક ફરૂં એટલું જ ! અરે પણ હું આ શા માટે વિચારૂં છું ? પ્રાણનું મ્હારે શું કામ છે ? પ્રીતિનું મ્હારે શું કામ છે ? હું તો ફક્ત ત્હેના સૌન્દર્યનો જ ભૂખ્યો છું. રૂપના ઉપભોગની જ આકાંક્ષા છે. "

પૈશાચિક શક્તિને તાબે થયેલ રામચન્દ્રે પિશાચની બુદ્ધિથી જ આ સિધાન્ત શોધી કાઢયો. તુરત જ ત્હેણે નોકરને બોલાવી પોતાનો અશ્વ તૈયાર કરવાનો હુકમ કર્યો.

રામચન્દ્રે તુરત જ અશ્વારોહણ કરી યોગાશ્રમ તરફ અશ્વને દોડાવ્યો.

થોડા વખતમાં તો રામચન્દ્ર યોગાશ્રમના દરવાજા પાસે પહોંચી ગયો. અશ્વને બ્હાર જ એક વૃક્ષની સાથે બાંધી ત્હેણે યોગાશ્રમમાં પ્રવેશ કર્યો.

આ દિવસે યોગમાયાની પાસે દયામયી હતી. તેઓ બન્ને કોટડીની બ્હાર બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. રામચન્દ્ર ત્હેમની પાસે જઇને ઉભો રહ્યો. દયામયી તો રામચન્દ્રને જોતાં જ બોલી ઉઠી: " આ કોણ રામચન્દ્ર ? રામચન્દ્ર ત્હમે કયાંથી ! કેટલાય વખત થયાં ત્હમને જોયા નથી. વળી ત્હમે પુનઃ અહીં આવશો એ મ્હને તો આશા પણ નહોતી. "

રામચન્દ્રે મૃદુ હાસ્ય કરીને કહ્યું: " બચી શકયો એટલે આવ્યો છું. અત્યારે હું થોડો ઘણો સુખી છું. "

" ત્હમે કયાં રહો છો ? "

" વિજાપુરમાં જ ! "

" બાદશાહે કાંઇ ગડબડ ન કરી ? "

" અત્યારે ત્હેની એ શકિત નથી. હું હવે અતુલ ધનવાન અને શકિતવાન છું. બાદશાહ તો મ્હારા મિત્ર થયા છે અને મ્હને મહારાજાનો ઇલ્કાબ આપ્યો છે. "

" આ જાણીને હું ઘણી જ ખુશી થઇ છું. વારૂ, ત્હમારી સ્ત્રી કયાં છે ? "

" પ્રભાવતી ને ? "

" હા. "

" મ્હારે ત્યાં છે."

" ઘણું જ સારૂં."

યોગમાયાએ વચ્ચે હસતાં હસતાં કહ્યું: " ત્હેને બેસવા તો દે ! બેઠા પ્હેલાં તો તું પ્રશ્નો જ પૂછ પૂછ કરે છે."

દયામયી જવાબ ન આપતાં હસતાં હસતાં ઉભી થઇ અને આસન લેવાને જતી હતી ત્યાં યોગમાયાએ કહ્યું: " ચાલો, ત્યારે આપણે સર્વ કોટડીમાં જ જઇને બેસીએ. ત્યાં શાન્તિથી વાતો કરીશું."

ત્રણે જણાએ કોટડીમાં પ્રવેશ કર્યો. કોટડી તો પ્રથમ રામચન્દ્રે જોઇ હતી તેમજ હતી. ફક્ત એક મૃગચર્મ ઉપર એક ન્હાનું બાળક નિદ્રા લેતું પડયું હતું. રામચન્દ્રને બેસવા માટે એક મૃગચર્મ પાથરી આપ્યું અને એક મૃગચર્મ ઉપર યોગમાયા અને દયામયી બન્ને બેઠાં.

રામચન્દ્રે બેઠા બાદ યોગમાયાના ચ્હેરા સામું જોઇને પૂછ્યું: " આ બાળક કોનું છે ? "

યોગમાયાએ હસીને જવાબ આપ્યો: " મ્હારૂં છે. "

યોગમાયાએ જે ભાવથી જવાબ આપ્યો એ ઉપરથી રામચન્દ્ર સમજી ગયો કે આમાં કાંઇક રહસ્ય છે. પરંતુ તે સમજી શકયો નહિ. વળી બાળક યોગમાયાનું હોય એ રામચન્દ્ર માની શકયો નહિ અને તેથી રામચન્દ્રે પુનઃ પૂછ્યું: " સાચે સાચું કહે કે બાળક કોનું છે ? "

" કેમ, વિશ્વાસ આવતો નથી ? "

" શી રીતે વિશ્વાસ આવે ? "

"હું કહું છું એ ઉપરથી."

"તું તો અવિવાહિત છે ને ?"

"ત્હમને ખબર નથી? મ્હે ઘણાં કરેલ છે."

"તું રહસ્ય-પ્રિયા છે."

"એટલા માટે કાંઇ મ્હારો ધણી ઉડી જાય ?"

"હવે અસત્ય ન બોલ ! બાળક કોનું છે તે કહે !"

દયામયી આટલો વખત શાન્ત બેઠાં બેઠાં આ વાતચિત સાંભળતી હતી. હવે ત્હેનાથી શાન્ત બેસી શકાયું નહિ. ત્હેણે વચ્ચે કહ્યું. "યોગમાયા ! તું શા માટે રામચન્દ્રના હૃદયને બાળે છે? રામચન્દ્ર ! એ બાળક મ્હારૂં છે."

"આ વાત સત્ય !" રામચન્દ્રે ખુશી થતાં થતાં કહ્યું. પછી ત્હેણે યોગમાયા તરફ જોઇને કહ્યું: "ત્હેં તો યોગધર્મનું અવલમ્બન કર્યું છે. યોગીઓને વળી સન્તાન હોય ખરાં કે ?"

દયામયીએ જવાબ આપ્યો: "શું સર્વ વૃત્તિઓને દબાવી શકે છે? જેટલા દિવસ આહાર, નિદ્રા વિગેરે હોય છે તેટલા દિવસ સન્તાન પણ થાય છે. યોગમાયાની સાથે ત્હમે લગ્ન કરો તો ત્હેને પણ સન્તાન થાય."

"દયામયી ! તું મ્હારૂં હિત ઇચ્છનારીજ છે. યોગમાયાને સમજાવી લગ્ન જલ્દી કરાવી દે !"

"ત્હમે શું યોગમાયાને અત્યંત ચાહો છો ?"

"એ વાત હવે મ્હારે કેટલાક દિવસ કહેવી ?"

યોગમાયાએ કહ્યું: "રામચન્દ્ર ! મ્હારી આશા તું છોડી દે ! પ્રભાવતી સાથે રહી આનન્દ ઉપભોગ કર ! હું યોગિની છું. યોગધર્મ પ્રાપ્ત કરવામાં જ મ્હારૂં જીવન હું ગાળીશ."

રામચન્દ્રે થોડો વખત વિચાર કરીને કહ્યું: " યોગમાયા! ઘણો વખત થયાં હું ત્હારી પાછળને પાછળ ગાંડાની માફક ભટકું છું. ત્હેં પણ મ્હને કોઇ કોઇ સમયે આશા આપીને મુગ્ધ કરેલ છે. હવે તો હું ત્હારા સિવાય રહી શકું એમ નથી. ત્હારા સૌન્દર્યે મ્હને પાગલ કરી મૂકયો છે. આજે હું ખાસ એ જ જાણવાને આવ્યો છું કે તું મ્હારી થઇશ કે નહિ ? "

યોગમાયાએ ગંભીરતાથી કહ્યું: " ત્યારે હવે હું સત્ય વાત કહું છું. હું ત્હારી જ હતી–તું પણ મ્હારો હતો. દીર્ઘદિન તું અને હું આથડયા છીએ કિન્તુ બેમાંથી એકે પણ એક બીજાને ભૂલી ધર્મપથ ગ્રહણ કર્યો નથી–ધર્મનું નામ પણ મુખે લાવ્યા નથી. આ કેટલા ગત્ જન્મની વાત છે. તું મ્હારે માટે રખડયો છે, મ્હારે માટે દુ:ખ ભોગવ્યા છે અને મનમાંને મનમાં મ્હને બોલવવા બુમો મારી છે. મ્હારી પણ ત્હારા જેવી જ સ્થિતિ હતી. હું પણ ત્હારી પાછળ પાછળ ભટકી છું પરંતુ આપણા બેની વચ્ચે આડખીલીરૂપ પ્રભાવતી હતી. પ્રભાવતીની પ્રીતિમાં અને મ્હારી પ્રીતિમાં ભીન્નતા હોવાથી આપણે બે મળી શકતા નથી. હું ત્હારે માટે કાયમ આંસુ સારતી હતી. ત્હારી પાછળ વળી કેટલાક અનુતમ આત્મા છે. એ સર્વ હલકી કોટીના મનુષ્યો છે. તેઓ ત્હારા આત્માને એ કોટીમાં લઇ જવાને ખેંચે છે. ત્હારી ઉર્ધ્વગતિ થવી એ તો અસમ્ભવિત છે.

રામચન્દ્ર યોગમાયાનું આ કથન સ્થિર ચિત્તે સાંભળતો હતો છતાં તે કાંઇ સમજી શકયો નહિ. તે થોડો વખત તો કાંઇ બોલ્યો નહિ પરંતુ પછી ત્હેણે કહ્યું: " હું તો ત્હારૂં આ કથન કાંઇ

સમજી શકયો નથી. ફક્ત એટલું જ હું તો સમજ્યો છું કે તું મ્હારી સાથે લગ્ન કરવાને તૈયાર નથી. પરંતુ યોગમાયા ! જો ત્હારો આજ નિશ્ચય હતો તો પછી મ્હને ખોટા ખોટા આશ્વાસનો આપી મુગ્ધ શા માટે કર્યો ? "

" કોણે આશ્વાસન આપેલ છે ? "

" બસ, શું એ સર્વ તું ભૂલી ગઇ ? યોગમાયા સ્મરણમાં નથી આવતું કે પ્રથમ હું જ્યારે ત્હને મળ્યો અને પછી મ્હને ખાત્રી થઇ કે હું ત્હને કોઇ પણ રીતે પ્રાપ્ત કરી શકું એમ નથી ત્યારે મ્હેં વિજાપુરનો ત્યાગ કરવાનો સંકલ્પ કર્યો હતો પરંતુ તે સમયે ત્હેં મ્હને મ્હારા પોતાને ગૃહે આવીને કહ્યું હતું: " હું પણ ત્હને ચાહું છું. અર્થ સંગ્રહ કર પછી વિવાહ થશે ! "

" આ શબ્દોથી ખોટું આશ્વાસ આપી ત્હને મુગ્ધ કરવાનો મ્હારો હેતુ નહોતો. હૃદયની વાત મ્હેં કહી હતી. "

" ત્યારે હવે તું ફરી જાય છે કેમ ? ત્હારા જ આદેશથી મ્હેં પ્રભાવતીની સાથે લગ્ન કર્યાં હતાં. અર્થની ખાતર જ—ત્હને પ્રાપ્ત કરવાની ખાતર જ એ લગ્ન મ્હેં કર્યાં હતાં. પરંતુ વિપરિત પરિણામ આવવાથી મ્હારે આમથી તેમ ભટકવું પડયું. ત્યાર બાદ ત્હારી જ ખાતર આ અખુટ સંપત્તિ મેળવી છે. હવે તું મ્હારી ન થા તે બને કેમ ? પૂર્વે તું ચાહતી હતી અને હવે શું એ ભૂલી ગઇ ? "

" રામચન્દ્ર ! ભૂલી નથી ગઇ ! પ્રીતિ તે વળી ભૂલી શકાતી હશે ખરી કે ? ભૂલવાનો યત્ન કરવા છતાં પણ તે ભૂલી શકાય નહિ. જ્યારે પ્રથમ હું ત્હને જોતી હતી ત્યારે મ્હારા હૃદય ઉપર હું

કાબુ રાખી શકતી નહોતી. મ્હારી વાસનાને હું રોકી શકતી નહોતી. પરંતુ હવે મ્હેં કાંઇક ઉન્નતિ મેળવી છે. મ્હારો આત્મા કાંઇક ઉચ્ચ ગતિએ પહોંચ્યો છે. હવે તું મ્હને વિશેષ સંતાપ મા! મ્હારા આત્માની હવે અવનતિ કરવાનો યત્ન કર મા !"

"એમ કહે છે ને કે ત્હારી પૂર્વની વૃત્તિઓ બદલાઇ ગઇ છે? જ્યારે ત્હારી પૂર્વની વૃત્તિઓ બદલાઇ છે ત્યારે તો હું અહીં આવું છું તેથી પણ ત્હને કાંઇક ક્ષતિ થતી હશે !"

"જીવના જન્મ-જન્મના સંસ્કાર સુક્ષ્મતમ અવસ્થામાં ચિત્રમાં હોય છે. સમય અને અવસ્થા જોતાં તે કાર્ય કરવા માંડે છે. ખેતરોમાં બી વાવવામાં આવે છે પરંતુ જો ત્હેને વરસાદ મળતો નથી તો બીમાંથી અંકુરો ફુટતા નથી. આ બી પુનઃ એકઠાં પણ કરી શકાતા નથી પરંતુ જ્યારે વરસાદ થાય છે ત્યારે તેના તે જ બી ફુટી નિકળે છે. આ નિયમ દરેકને લાગુ પડે છે. કુદરતે સર્વને માટે સરખા જ નિયમો રાખેલા છે. ત્હારૂં અનુરાગ-બીજ તે જ પ્રમાણે મ્હારા હૃદયમાં છે અને ત્હારા દર્શનરૂપી જળનું સિંચન થતાં તે તુરત જ ફુટી નિકળે છે."

"યોગમાયા ! એ વાત જવા દે ! તું જો મ્હારી માગણી ના કબુલ કરીશ તો હું કોઇ પણ રીતે સુખી થઇ શકવાનો નથી. ત્હારા સૌન્દર્યને હૃદયમાં ધારણ કરી મરવાને માટે મ્હારૂં આ જગતમાં આવવું થયું છે. હું ધારૂં છું કે આજ મ્હારા મનુષ્ય જન્મનું હેતુભૂત કારણ છે. ત્હેં સાધનાથી ઉન્નત્તિ પ્રાપ્ત કરી છે પરતુ ત્હારા અનુગત-આકાંક્ષિત રામચન્દ્ર પ્રતિ કરૂણ નયને જો કે ત્હેની સમસ્ત વૃત્તિઓ ત્હારા તરફ દોરાયેલી છે કે નહિ !

ત્હારી ખાતર તું કહે તે હું કરવાને તૈયાર છું. મ્હને તિરસ્કારી ન કાઢ! મ્હારી ઇચ્છનો અસ્વિકાર ન કર ! કૃપા કર ! યોગમાયા ! કૃપા કર !"

આ સમયે રામચન્દ્રની ચક્ષુએ દાનવી–શકિતથી વિકાળ લાગતી હતી. દયામયીને તે ચક્ષુએ જોઇ ભય લાગ્યો. ત્હેણે યોગમાયાના સામી દ્રષ્ટિ કરીને કહ્યું: "રામચન્દ્રના હૃદયમાં કોઇ અજ્ઞાત શકિતનો આવિર્ભાવ થયો હોય એમ જણાય છે. ખરેખર ! રામચન્દ્ર ત્હારે માટે પાગલ થઇ ગયો છે."

યોગમાયાએ થોડો વખત રામચન્દ્રના સામું જોઇને કહ્યું: "પાગલ ! હજી પણ પાગલ ! પરંતુ ત્હેણે મ્હને પાગલ કરી બહુ જ અથડાવી છે. ત્હેની ખાતર હું ધર્મનો ત્યાગ કરી પાપ કાર્યમાં પડી હતી કિન્તુ મ્હને ત્હેણે હૃદયથી ચાહી નથી. જો ચાહી હત તો આટલા જન્મ કષ્ટ ભોગવવું પડત નહિ અને આથડવું પણ પડત નહિ."

"તું જે કાંઇ પણ કહે છે ત્હેનો એક શબ્દ પણ હું સમજી શકતો નથી. જન્મ–જન્માંતર સિવાય અન્ય કાંઇ બોલતી જ નથી. આ મિથ્યા વાત ત્હેં કોની પાસેથી સાંભળી છે? એ તો તદ્દન જુઠું છે–કલ્પિત છે."

ક્રોધિત સિંહણની માફક ગાજીને યોગમાયા બોલી: "ત્હારી પાસે આ સર્વ મિથ્યા હોય એમાં આશ્ચર્ય શું? જે વિશ્વાસઘાતક, જે નારી હત્યાકારક, જે અધર્મી, અવિવેકી છે ત્હેની પાસે જન્મ–જન્માન્તર મિથ્યા, પાપ પૂણ્ય મિથ્યા, કર્મફળ મિથ્યા, સ્વર્ગ નરક મિથ્યા જ છે. પરંતુ રામચન્દ્ર ! યાદ રાખજે કે મિથ્યા કાંઇ નથી.

જે આપણે જાણી શકતા નથી—સમજી શકતા નથી ત્હેને મિથ્યા જ કહીએ છીએ. જમીનમાં સુવર્ણ છે પરંતુ જ્યાં સૂધી જાણતા નથી ત્યાં સૂધી તો તે માટી જ છે. માટી સિવાય અન્ય આપણે માનતા નથી પરંતુ ખનિજવિદ્યાનો જ્ઞાતા સારી રીતે જાણે છે કે માટીમાં સુવર્ણ છે."

"ત્હને આ સર્વ અદ્ભુત વાત કોણે કહી છે?"

"કહી છે એટલું જ નહિ પરંતુ બતાવેલ છે."

"ત્યારે એ કયા જાદુગરે? જાદુમંત્રના પ્રભાવથી ગમે તે બતાવી શકાય છે."

"હજી તું જાદુમંત્ર માને છે? વારૂ, જ્યારે તુ જાદુમંત્રનો પ્રભાવ સ્વિકાર કરે છે—શક્તિના તંત્ત્વને માન્ય રાખે છે ત્યારે આ સર્વનો અસ્વિકાર શા કારણથી કરે છે?"

"પરંતુ એક વખત તું મ્હને સ્પષ્ટ કહે કે એ જાદુગરે ત્હને શું બતાવ્યું છે?"

"જન્મ-જન્માન્તરનો મ્હારો અને ત્હારો જે સમ્બન્ધ છે તે બતાવ્યો છે."

"શી રીતે?"

"મહાકાશ જગતમાં વ્યાપ્ત છે કિન્તુ એ મહાકાશની નીચે આ ગૃહ બાંધેલ છે. ગૃહની અન્દરના આકાશને ગૃહાકાશ કહેવાય છે. વળી ગૃહમાં આ ઘડો છે. ઘડાની અન્દરના આકાશને ઘટાકાશ કહેવાય છે. ઘટાકાશ, ગૃહાકાશ અને મહાકાશ જડના બંધનથી પૃથક પૃથક છે પરંતુ એ જડનાં બંધનને દૂર કરતાં—ઘડાનું આવરણ, ગૃહનું આવરણ લઇ લેતાં—સર્વ આકાશ એક થઇ જાય છે. જન્મ-જન્મના

અને તું, જન્મ-જન્મના જડના આવરણથી પૃથક છીએ પરંતુ જો જડનું આવરણ કોઇ પણ પ્રકારે દૂર કરી શકાય-શત સહસ્ર જન્મનું આવરણ દૂર થઇ શકે-તો સર્વ જન્મની ઇચ્છા એક જન્મમાં પૂર્ણ થાય ! * જેણે આ મ્હને બતાવેલ છે તે યોગી છે. યોગની દ્વારા જ આ સર્વ કાર્ય બની શકે છે. ''

" ભલે, જાદુગર નહિ હોય તો યોગી હશે પરંતુ ત્હેં શું જોયું છે તે કહે. મ્હને એ કહેવામાં તો કાંઇ હરકત નથી ને ? "

" ના. "

" દયામયી અહિં બેઠી છે એથી તો કાંઇ હરકત આવે એમ નથી ને ? "

" દયામયી તો મ્હારી પ્રાણતુલ્ય સહચરી છે. ત્હેનાથી મ્હારી એક પણ વાત ગુપ્ત નથી. હું ગુપ્ત રાખવા ઇચ્છતી પણ નથી. વિશેષત: મ્હારા ગુરૂદેવે જ્યારે આ અદ્‌ભુત દ્રષ્ય મ્હને બતાવ્યું ત્યારે ત્હેમના અનેક શિષ્ય અને શિષ્યાઓ ત્યાં હાજર હતાં. દયામયી પણ તે વખતે ત્યાં જ હાજર હતી. ત્હેણે સર્વ જોયું છે. "

" ત્યારે બોલ, એ શું વાત છે ? "

" હજી પણ વાત કહીને તું ઉપહાસ કરે છે ? "

" જાદુવિદ્યામાં મ્હારી બિલકુલ શ્રધ્ધા નથી. "

---

* જડમાંથી આત્માને આ જીવનમાં પણ પૃથક કરી શકાય છે. એક યોગદ્વારા અને અન્ય મેસમેરિઝમ અથવા હિપનોટિઝમ નામક પાશ્ચાત્ય વિદ્યાદ્વારા ! તે સમયે આત્મા સમસ્ત દ્રષ્યનું દર્શન કરવાને શક્તિવાન છે. યોગની દ્વારા જે કાંઈ થાય છે તે ઉન્નત છે અને મેસમેરિઝમ વિગેરે દ્વારા થાય છે તે અવનત છે.

"યોગ શું જાદુવિદ્યા છે ?"

"યોગ અને જાદુ એ બન્ને ભ્રાતા જ છે."

"ત્યારે જે મિથ્યા છે–કાલ્પનિક છે, તે સાંભળવાનું શું પ્રયોજન ? એથી ફળ શું ?"

"ત્હારા મુખેથી એ વાત કહેવાશે એટલા પુરતી જ મ્હને તૃપ્તિ છે. વળી કેવા પ્રકારનું મિથ્યા દ્રવ્ય બતાવી મ્હારા હસ્તમાંથી ત્હને છટકાવવાનો પ્રયત્ન કર્યો છે તે હું જાણી શકું."

"રામચન્દ્ર ! હું સારી રીતે સમજી શકી છું કે પૂર્વનો રામચન્દ્ર તે હવે તું રહ્યો નથી. કોઇ પ્રબળ શક્તિના તાબે થઇ ત્હારા જીવનને ત્હેં ધૂળ કરી નાખ્યું છે. ગમે તેમ હોય ! સાંભળ ! હું ત્હને સર્વ કહું છું."

"બોલ, જલ્દી બોલ !"

"તું એટલું તો માને છે કે નહિ કે મનુષ્ય મનુષ્યને ચાહે છે તે ત્હેમના જન્મ–જન્માન્તરની સ્મૃતિ છે ?"

"ના."

"કેમ."

"જન્માન્તર માનવાને મ્હારૂં હૃદય કબુલ કરતું નથી."

"તું જાણે છે ને કે ઘણા પુરૂષો સરસ્વતી તૂલ્ય સદ્દગુણી પત્નીનો પરિત્યાગ કરી એક જડસા જેવી બીની પાછળ પાળેલા પ્રાણીની માફક આથડે છે. આમ શા માટે થાય છે તે કહે જોઇએ ?"

"એ તો એક જાતની ધુન !"

"આ ધુન કોની ?"

"મનની."

" ના, એ ધુન નથી. મ્હને હજારો મનુષ્યોએ જોઇ છે પરંતુ મ્હારા પરત્વે ત્હારી માફક કોઇની પણ આકુલ ધુન શા માટે લાગી નથી ! આ ધુન એ જન્મ-જન્માન્તરની સ્મૃતિ છે. કેટલાય યુગયુગાન્તરથી કેટલાંય સ્ત્રી પુરૂષો પ્રીતિના આકર્ષણથી આકર્ષાઇ એવી રીતે મળી રહ્યા છે કે તેઓ એક જ પદાર્થના બે ભાગ હોય ! આ બે ભાગ જ્યાં સુધી મળીને એક થતાં નથી ત્યાં સુધી સ્થિર રહી શકતા નથી. પરંતુ સર્વ જન્મમાં સર્વ મળી શકે છે એમ પણ નથી. કોઇ ક્યાંય પડે છે ને કોઇ ક્યાંય પડે છે છતાં જ્યાં સુધી આ બન્ને મળતા નથી ત્યાં સુધી અપૂર્ણ જ રહે છે. કોઇ જન્મમાં ત્હેને જોવાથી એક ક્ષણ માત્રમાં પૂર્વ જન્મની સ્મૃતિ–પૂરાતન સ્મૃતિ જાગૃત થાય છે અને બને મળીને એક થઇ જાય છે. લગ્ન એ વિધાતાનું નિર્ણિત છે પરંતુ સર્વ આકર્ષણનું ફળ કાંઇ લગ્નમાં આવતું નથી. જેવું બીજ તેવું વૃક્ષ ! જેવું આંકર્ષણ–જેવી પ્રીતિ તેવું મિલન ! ત્હારા અને મ્હારા મિલનમાં આ ભય છે. "

" આ સર્વ વાત જવા દે ! હું જાણું છું કે તું બુદ્ધિમતી છે–પંડિતા છે. આવી અનેક વાતો ત્હેં સ્મરણમાં રાખી હશે. તું પોપટ માફક તે સર્વ બોલી પણ જા ! પરંતુ મ્હારે ત્હેની સાથે કામ નથી. તું જે વાત કહેવાની હતી તે કહે ! હું તેજ સાંભળવા ઇચ્છું છું. "

" હું ધારૂં છું કે તું ત્હેના ઉપર વિશ્વાસ રાખીશ નહિ. ગત જન્મની વાત ઉપર વિશ્વાસ રાખવાની ત્હારામાં શક્તિ પણ નથી. પરંતુ જ્યારે તું તે વાત સાંભળવાને આટલી ઇચ્છા જણાવે છે ત્યારે હું કહું છું. સાંભળ:—

"કેટલાંય જન્મ પ્હેલાં ત્હારી અને મ્હારી વચ્ચે પ્રીતિ જન્મી છે. એ પ્રીતિ હૃદયમાં હતી પરંતુ સંસ્કારથી તે ધીમે ધીમે વૃદ્ધિંગત્ થતી ગઇ. આ પછી એક જન્મમાં ઉભયનો બાલ્યકાળ સાથે જ વ્યતિત થવાનો સમય ઉપસ્થિત થયો. ત્હારી ઉમ્મર તે સમયે દસ વર્ષની હતી અને મ્હારી ઉમ્મર સાત આઠ વર્ષની હતી. ત્હારા પિતાનું અને મ્હારા પિતાનું ગૃહ પાસે પાસે જ હતું. આપણે પાડોશી હતા. તું મ્હારા પિતાને ત્યાં ઘણો વખત આવતો હતો. તે સમયે મ્હારૂં હૃદય ત્હારા પરત્વે આકર્ષાયું હતું. તું પણ મ્હને જોતાં જ મ્હારા તરફ એકી ટસે નિહાળી રહેતો હતો અને પ્રીતિના આકર્ષણથી મ્હારી તરફ ખેંચાતો હતો. બાલ્યકાળમાં તો આપણે મિત્ર તરીકે જ વર્તતા હતા. પરંતુ જેમ જેમ યૌવનાવસ્થા પ્રાપ્ત થતી ગઇ તેમ તેમ હૃદયના આકર્ષણમાં ફેરફાર થતો ગયો. પરંતુ ત્હારા અને મ્હારા લગ્ન થઇ શકયા નહિ. તેમ થવાના સંજોગો પણ હતા નહિ. મ્હારા લગ્ન થઇ ગયા. ત્હારા પણ લગ્ન થઇ ગયા. હું પતિને મેળવી શકી ને તું પત્નીને મેળવી શકયો પરંતુ પૂર્વજન્મની સ્મૃતિનું આકર્ષણ ભૂલી શકાયું નહિ. ઉભય ઉભયના લગ્નથી અન્ય મનુષ્યના હસ્તમાં સાંસારિક બંધનથી સોંપાયા છતાં વિરહ વેદનાનો અનુભવ કરવા લાગ્યા. એક ક્ષણ પણ જો ઉભય મળતાં તો સ્વર્ગ સુખનો ઉપભોગ કરતાં હતાં. એક બીજાના દર્શનથી જે સુખ—જે આનન્દ મળતાં હતાં તે સુખ અને તે આનન્દ જગતમાં કોઇ પણ રીતે પ્રાપ્ત થઇ શકતા નહોતા. ક્રમે ઇન્દ્રિયોનું પ્રાબલ્ય વૃદ્ધિંગત્ થયું અને એ પ્રાબલ્ય વૃદ્ધિંગત્ થતાં એક બીજાનો વિરહ અસહ્યનિય થઇ પડયો. ક્વચિત ક્વચિત આ અવસ્થામાં આપણે મળતાં હતાં અને તે વખતનો આનન્દ અને સુખ સ્વર્ગ કરતાં

પણ ચડી જતાં હતાં. આ મિલનથી ત્હારૂં હૃદય પણ અતિ પ્રફુલ્લિત થતું હતું. આકાશમાં ચન્દ્ર ઉદય થતાં ત્હારા મુખનું મ્હને સ્મરણ થતું, શીતળ પવનની લહરી આવતાં ત્હારા સ્પર્શ સુખની મ્હને સ્મૃતી થઇ આવતી અને કોકીલનો કંઠ સ્વર સુણતા ત્હારા મધુ વચનો યાદ આવતા હતા. હું મ્હારા શ્વશુર ગૃહે રહેતી હોવાથી ત્હને મળવાનું–ત્હારા દર્શન કરવાનું તો બની શકે એમ નહોતું. વળી ત્હને પણ ઉદર નિમિત્તે બ્હાર ગામ જવાની ફરજ પડી હતી.. જ્યારે ત્હને હું લાંબો વખત થયો પણ મળી શકી નહિ–ત્હારૂં દર્શન કરી શકી નહિ ત્યારે ગભરાઇ ગઇ. આ ગભરાટને લીધે મ્હેં ત્હારા ઉપર એક પત્ર લખ્યો. આ પત્રમાં મ્હેં મ્હારી દુઃખની સર્વ હકીકત જણાવી હતી. આ પત્રનો મ્હને ત્હારા તરફથી જવાબ પણ મળ્યો હતો. જ્યારે જ્યારે હું અતિ મુંઝાતી હતી ત્યારે ત્યારે ત્હારા ઉપર પત્ર લખતી હતી. જેટલા પત્ર હું લખતી હતી તે સર્વ પત્રો ત્હને મોકલાવતી નહિ. કોઇ કોઇ પત્ર લખીને હું ફાડી પણ નાખતી હતી. ત્હારા પત્રો આવતા હતા તે તો હું મ્હારા પ્રાણની માફક મ્હારી પેટીમાં સાચવી રાખતી હતી. અને વખત મળતાં તે પત્રો બ્હાર કાઢીને પુનઃ પુનઃ વાંચતી હતી. વળી કોઇ સમયે જ્યારે ગભરાઇ જતી ત્યારે પણ ત્હારા પત્રો મ્હારી પેટીમાંથી કાઢીને વાંચતી હતી. આ પત્રો મ્હને ઘણી વખત આશ્વાસન પણ આપતાં હતાં. આ પ્રમાણે કેટલાય દિવસ ચાલ્યાં ગયાં. પરંતુ પાપ લાંબો વખત છુપું રહી શક્યું નહિ.

"મ્હારો તે જન્મનો સ્વામી એક વખત મ્હારા પિતાને ગૃહે ગયો હતો. તે સમયે કોઇ દુષ્ટ માણસે મ્હારી આ વાત ત્હેને કહી દીધી. ત્હેણે આ વાત ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો હતો કે કેમ

તે હું જાણુતી નથી કિન્તુ તેથી ત્હેના હૃદયમાં મ્હારે માટે કાંઇક તિરસ્કારની લાગણી ઉત્પન્ન થઇ હતી. તે મ્હને સ્નેહ-પ્રીતિ નયને જોતો નહોતો. સ્નેહ નયને તે મ્હને જુએ કે ન જુએ ત્હેની મ્હને તો દરકાર જ નહોતી. હું તો ત્હારૂં ધ્યાન ધરીને મગ્ન રહેતી હતી. પરંતુ એક દિવસ મ્હારી પેટી ત્હેણે ગુપ્ત રીતે ઉધાડી. પેટી ઉધાડતાં ત્હારા હસ્તના લીખિત અમુલ્ય પત્રો જે મ્હેં એટલો વખત સુરક્ષિત રીતે મ્હારા પ્રાણુની માફક સાંચવ્યા હતા તે ત્હેના હસ્તમાં ગયા.

" આ પત્રો વાંચતા તે મ્હને ગાળો દેવા અને મારવા લાગ્યો. આટલેથી જ ન અટકતાં મ્હને વ્યભિચારિણી ઠરાવી ગૃહમાં પણ પગ મૂકવાનો નિષેધ કર્યો. આથી હું ગામમાં એક જગ્યાએ રહી.

" ત્યાં રહેવાથી પણ હું સુખી થઇ શકી નહિ. પ્રથમ મ્હને એમ હતું કે એકલી રહીને ત્હારા ધ્યાનમાં હું આનન્દથી રહી શકીશ પરંતુ જ્યારે આહારના સાંસા પડવા લાગ્યા ત્યારે મ્હારી ધીરજ ચાલી ગઇ. કોઇ વખતે લુખો સુકો રોટલો મળતો તો કોઇ દિવસ એમને એમ અન્ન સિવાય દિવસ વ્યતિત કરવો પડતો હતો. આથી મ્હે મ્હારી માતાને વિસ્તારપૂર્વક એક પત્ર લખ્યો. પરંતુ હાય ! તે પત્રનો મ્હને કાંઇ પણ જવાબ મળ્યો નહિ. મ્હારી માતા ઉપર ત્યાર પ્હેલા મ્હારા સ્વામીએ પત્ર લખી સર્વ હકીકત જણાવી હતી. મ્હને પિયરમાં લઇ જવાથી મ્હારા સ્વામી ગુસ્સે થશે અને સદાને માટે મ્હારો ત્યાગ કરશે એ ભયથી મ્હારી માતાએ મ્હારા પત્રનો પણ જવાબ આપ્યો નહિ. છેવટ ક્યાંયથી પણ મ્હને મદદ કે આશ્વાસન મળી ન શક્યાં ત્યારે મ્હેં ત્હારા ઉપર પત્ર લખ્યો. પ્રથમ ત્હને પત્ર નહિ લખવાનું કારણ એજ હતું

કે તું મ્હારૂં દુઃખ જાણીને–પતિથી હું ત્યજાયેલી છું એમ જાણીને દુઃખિત થાય ! પરંતુ જ્યારે કાંઇ પણ ઉપાય રહ્યો નહિ ત્યારે મ્હારે ન છૂટકે ત્હને પત્ર લખવો પડયો. એ પત્રમાં મ્હારા દુઃખની હકીકત લખી છેવટ મ્હને લઇ જવાનું જણાવ્યું હતું. પરંતુ ત્હારા તરફથી તે પત્રનો જવાબ ન આવવાથી ઉપરા ઉપરી મ્હેં ચાર પાંચ પત્રો લખ્યા. હું કેવી સ્થિતિમાં દિવસો વ્યતિત કરતી હતી તે પણ મ્હેં ત્હને જણાવ્યું હતું. મ્હને થોડા દિવસ તો એવી જ આશા રહી હતી કે જરૂર તું મ્હારા લખ્યા મુજબ આવીને મ્હને લઇ જઇશ. કારણ કે ત્હારો મ્હારા પ્રત્યે અત્યંત પ્રેમ હતો. વળી હું દુઃખી અવસ્થામાં હતી. આ આશાને લીધે જ હું ત્હારી રાહ હમેશાં જોતી હતી. પરંતુ છેવટ મ્હને આ આશામાં પણ નિરાશા મળી. પ્રથમ તો હું એમ ધારતી હતી કે કદાચિત તું બ્હાર ગામ ગયો હશે પરંતુ મ્હને ખેપિયાએ ખબર આપ્યાં કે તું ગૃહે જ હતો–મ્હારા પત્રો ત્હને સ્વહસ્તે મળતાં હતાં છતાં ત્હેં મ્હારી દુઃખી અવસ્થાનો વિચાર ન કર્યો ! મ્હેં ત્હારા ઉપર રાખેલ વિશ્વાસ ખોટો પડયો. હું દુઃખી સ્થિતિમાં હોવા છતાં પણ તું તો ત્હારા દિવસો સુખમાં નિર્ગમન કરતો હતો. ફક્ત સમાજના ભયથી–સ્વાર્થનીજ ખાતર તું મ્હને એ સ્થિતિમાંથી મુક્ત કરી શકયો નહિ. આ સમયથી મ્હને જગત શૂન્ય ભાસવા લાગ્યું. જગતમાં સ્વાર્થ ભિન્ન અન્ય કાંઇ નથી એવી ખાત્રી થઇ અને છેવટ દુઃખી જીંદગીથી કંટાળી મ્હેં અગ્નિનું સેવન કર્યું અને મ્હારા પ્રાણનો ત્યાગ કર્યો.

" હાય ! દેહનું અવસાન થયું–દુઃખનું પણ અવસાન થયું ! પરંતુ ત્હને હું ભૂલી શકી નહિ. હું વિદેહી અવસ્થામાં પણ ત્હારૂં

ધ્યાન ધરતી હતી. હું એટલું તો જાણી શકી હતી કે ત્હારા હૃદય-માંથી હજી હું ખસી નથી. ફક્ત તું ત્હારી સ્ત્રીની સાથે રહીને દાંપત્ય-ધર્મનું પ્રતિપાલન કરતો હતો. પિપાસા તો મ્હારા રૂપ માટે હતી-સહચારિત્વ સ્ત્રીની સાથે હતું.

"મ્હારા અને ત્હારા પ્રેમમાં ત્હારી સ્ત્રી મ્હને આડખીલીરૂપ જણાઇ અને તેથી હું ત્હેના ઉપર અત્યંત ગુસ્સે થઇ હતી. બદલો લેવાને હું અનેક પ્રયત્ન કરતી હતી પરંતુ ત્હારી સ્ત્રીમાં કાંઇક દૈવી-શક્તિનો વાસ હોવાથી મ્હારી ઇચ્છા હું પૂર્ણ કરી શકી નહિ. એ જે ત્હારી સહધર્મિણી હતી તેજ અત્યારે પ્રભાવતી છે. પ્રભાવતી ત્હને જન્મે જન્મે ધર્મપથ ઉપર લઇ જવાને યત્ન કરે છે. પરંતુ ત્હારૂં હૃદય તો જૂદા જ પ્રકારનું છે. કેટલાંય આત્મા ત્હમારૂં અનિષ્ટ કરવાને ત્હારી પાછળ ભમે છે, કારણ કે ઘણાનું ત્હેં અનિષ્ટ કરેલ છે. જગતમાં જેવું દાન તેવી જ પ્રાપ્તિ થાય છે !"

યોગમાયાની કથા સમાપ્ત થઇ. રામચન્દ્રે એક નિઃશ્વાસ નાખીને કહ્યું: "આ તો નવલકથાની વાત જેવી જોડી કાઢેલ વાત લાગે છે છતાં તું ત્હેના ઉપર વિશ્વાસ કેમ રાખે છે? અરે ! તું જો આને સત્ય માનતી હોય તો પછી ત્હારો અને મ્હારો સમ્બન્ધ તો જન્મ-જન્માન્તરનો છે એમ ત્હારી આ વાત ઉપરથી સ્પષ્ટ જણાય છે. જો આપણો આવો જ સમ્બન્ધ છે તો પછી મ્હને શા માટે નિરાશ કરે છે-મ્હારી માગણીનો શા માટે અસ્વીકાર કરે છે?"

"પુનઃ તું મ્હારી પૂર્વના જેવી દુઃખી અવસ્થા કરે તો?"

"હવે તો હું પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યાં સૂધી મ્હારો દેહ છે-પ્રાણ છે ત્યાં સૂધી ત્હને સુખી કરવાને મ્હારાથી બનતો પ્રયત્ન કરીશ."

" ત્યાર બાદ ? "

" ત્યાર બાદ વળી શું ? "

" મૃત્યુ પછી આજ પ્રમાણે ત્હારી પ્રતિજ્ઞા પાળીશ ? "

" મૃત્યુ પછી શું છે ? ત્યાં તો કાંઇ જ નથી. દેહની સાથે જ સર્વનો વિનાશ થઇ જાય છે. "

" ના, રામચન્દ્ર ! તેમ નથી. પરલોક છે—આત્મા છે—પાપ પુણ્યનું ફળાફળ છે. "

" હોય તો ભલે હોય ! "

" મ્હને તું સાથે લઇશ ? મ્હારો થઇશ ? "

" ના. "

" કેમ ? "

" જો પરલોક હોય તો તું મ્હારી સાથે આવવાથી કષ્ટ ભોગવીશ. "

યોગમાયાએ જોયું કે આ શબ્દો બોલતાં બોલતાં રામચન્દ્રનું હૃદય કંઇક દુઃખિત થયું. યોગમાયાએ પૂછ્યું: " ત્હારી સાથે આવવાથી કેમ દુઃખ થશે ? "

" જો પરલોક હશે તોપણ ત્હારો અને મ્હારો વાસ એક સ્થળે થઇ શકશે નહિ. પરંતુ હું તો પરલોકને માનતો નથી—ધર્મને માનતો નથી. "

" ત્હેનો ઉપાય છે. "

" શું ? "

" પ્રભાવતી ! "

" પ્રભાવતી કેમ ? "

" તું આજે જા ! આવતી પૂર્ણિમાને દિવસે આવજે.! તે દિવસે હું ત્હને સર્વ સમજાવીશ."

" હવે દિવસો ગુમાવવા હું ઇચ્છતો નથી. યોગમાયા ! ત્હારી આકાંક્ષાની અગ્નિમાં હું બળું છું–જળું છું. હવે તે સહન કરી શકતો નથી. આજે જ મ્હને કહે !"

" રામચન્દ્ર ! હું વ્યભિચારિણી છું. નરકની અગ્નિમાં ઘણી વખત પડી છું. હવે પુનઃ ત્હારી સાથે મળીને એ અગ્નિમાં પડવાની મ્હારી અભિલાષા નથી. તું પણ નારકી છે–હું પણ પાપી છું. હવે તો યોગાભ્યાસ કરીશ–જન્મ જન્મની સાધના કરી સંસ્કારના બીજને દગ્ધ કરીશ. આ પથે હું થોડી ઘણી પહોંચી પણ છું માટે હવે મ્હને પુનઃ પછાડમાં ! હવે હું નૂતનવ્રતી છું–વ્રતભંગ કરાવમાં !"

" તું નૂતનવ્રતા કેમ ? તું તો યોગબળથી અનેક અદ્ભુત અને અલૌકિક કાર્ય સિદ્ધ કરતા શીખી છું."

" કાર્ય કરવું એ જુદું છે અને આત્માની ઉન્નતિ કરવી એ જૂદું છે. જે સર્વ અદ્ભુત કાર્ય મ્હારા દ્વારા થઇ શકે છે એ સર્વ ઐશ્વર્ય અથવા વિભૂતિ છે. વિભૂતિ પ્રાપ્ત કરવી એ સહજ છે. અભ્યાસથી સર્વ એ પ્રાપ્ત કરી શકે છે કિન્તુ સંસ્કારનો વિનાશ કરી ભકિત પથના પથિક થવું એ બહુ જન્મની સાધનાના ફળ સિવ ય બનતું નથી."

" હું આ સર્વ વાત સાંભળવા ઇચ્છતો નથી. હવે હું વિશેષ વખત અપેક્ષા કરી શકું એમ પણ નથી. આજે જ સર્વ નક્કી કરવાની મ્હારી અભિલાષા છે."

" શું આજે જ ત્હારે નક્કી કરવું છે, રામચન્દ્ર ! તે તો નહિ ? બને ! આજે તું જા ! મ્હને વિચાર કરવાનો સમય આપ ! આવતી પૂર્ણિમાને દિવસે આજ સમયે આવજે ! "

રામચન્દ્ર યોગમાયાના આ ઉત્તરથી સન્તુષ્ટ થયો નહિ. સૌન્દર્યનો અગ્નિ ત્હેના શરીરને બાળતો હતો. તે અત્યારે ત્હેનું આત્મજ્ઞાન ભૂલી ગયો હતો. તે મનમાં વિચારવા લાગ્યો: " મ્હારામાં દાનવી–શક્તિનું અખુટ બળ છે. આ ક્ષુદ્ર રમણી યોગમાયા તે શકિત સામે શી રીતે થઇ શકનાર છે ? મ્હેં જે નિશ્ચય કર્યો છે તે જ પ્રમાણે હવે વર્તવું. એ સિવાય યોગમાયા માનશે નહિ."

રામચન્દ્ર તુરત જ ઉભો થયો. મનમાં ને મનમાં પિશાચનું સ્મરણ કરી યોગમાયાને પકડવાને ધસ્યો. તે યોગમાયાની પાસે તો ગયો પરંતુ ત્હેના શરીરને સ્પર્શ કરવાની શક્તિ ત્હેનામાં રહી નહિ. રામચન્દ્રે જોયું કે ત્વરિત ગતિથી એક મ્હાન અગ્નિની જ્વાળા ત્હેના તરફ દોડી આવે છે. રામચન્દ્ર આ જ્વાળા જોતાં જ ગભરાઇ ગયો. તે એકદમ પાછો હઠી ગયો. યોગમાયાએ રામચન્દ્રનું આ વર્તન જોઇને ગુસ્સાથી કહ્યું: " રામચન્દ્ર ! શું તું મ્હને સ્પર્શ કરવાને આવતો હતો ? અન્ય હત તો તો હમણા જ બાળીને ભસ્મ કરી નાખત ! પરંતુ ત્હારા તરફ મ્હારૂં હૃદય દોરાય છે. અત્યારે તું ચાલ્યો જા ! પૂર્ણિમાને દિવસે આવજે ! "

રામચન્દ્ર તો કાંઇ પણ બોલ્યા સિવાય ઓરડીની બ્હાર નિકળી ગયો હજી પણ ત્હેનું સર્વાંગ કંપતું હતું. રામચન્દ્ર ક્ષોભથી–લજ્જાથી નીચું જોઇને ચાલ્યો જતો હતો. તે મનમાં બડબડતો હતો: " મ્હેં પિશાચ શક્તિથી અત્યાર સૂધીમાં મ્હારા સર્વ ઇપ્સિત કાર્ય કર્યાં છે.

અંધારી પુરૂષોને એક ક્ષણમાં જડ જેવા કરી દીધા છે. તામસી, વિરેન્દ્રસિંહ વિગેરેને મ્હારી ઇચ્છાનુસાર કાર્ય કરવાની ફરજ પાડી છે. પરંતુ આ ક્ષુદ્ર યોગમાયાના શરીરનો પણ હું સ્પર્ષ કરી શકયો નહિ. હાય ! પિશાચ–શકિત ! તું શું દેવ–શકિત પાસે–યોગ–શક્તિ પાસે એક ક્ષુદ્રમાં ક્ષુદ્ર છે ? પિશાચ ! પિશાચ ! ત્હારી શક્તિ હવે મ્હારે નથી જોઇતી ! તું પાછી ખેંચી લે ! મ્હારો ત્યાગ કર ! હું પ્રભાવતીની સાથે રહી ધર્માચરણ કરીશ. ''

રામચન્દ્ર તો આ પ્રમાણે બડબડતો હતો પરંતુ ત્હેને આનો કોઇએ કાંઇ જવાબ આપ્યો નહિ. આ સમયે ગાયનના મધુર શબ્દો ત્હેના કર્ણ સાથે અથડાયાં. તે ત્યાં જ ઉભો રહ્યો અને ગાયન સાંભળવા લાગ્યો:—

ગાયન.

પ્રેમની ભિક્ષા લેવાને કર લઇ પ્રેમ ઝોળીને;
આવીશ પ્રિય તુજ દ્વાર ભટકતો પ્રેમની ભિક્ષા માટે...કર લઈ.
ઢુંઢીશ હું આ જગત આખું તુજ પાછળ ફકીરી લઇને;
દુનિયાના હું કોઇ ખુણેથી, મેળવીશ પ્રિય તુજને...કર લઈ.
પ્રાપ્ત થતાં હું હૃદય ગાદીપર પધરાવીશ અતિ કોડે;
વિયોગ પછી તો કદી ન થાશે રહીશ સાથેને સાથે...કર લઈ.
ચન્દ્રબિમ્બ સમ ઉજવળ મુખ તુજ ગ્રીવા કોમળ ત્હારી;
બાહુદંડ તુજ સિંહ કટીને કદી ન ભૂલીશ વ્હાલી !...કર લઈ.
મૃત્યુ થતાં તુજ હું પણ હર્ષથી ભેટીશ એ મૃત્યુને;
પરલોકે પણ જૂદાં ન પડશું, રહીશ હું તુજ ચરણે...કર લઈ.

રામચન્દ્રનું મુખ આ ગાયન સાંભળીને મ્લાન થઇ ગયું. ત્હેને જણાયું કે પોતાની સામે મરણ દુંદુભી વાગે છે અને તે નરકનો રસ્તો બતાવે છે.

રામચન્દ્રનું સર્વાંગ પરસેવાથી ભીંજાઈ ગયું અને મુખ ઉ-પરથી તો ટીપાં પણ પડવાં લાગ્યાં. તે ત્વરિત ગતિથી યોગાશ્રમની બ્હાર નિકળી ગયો અને પોતાના અશ્વને વૃક્ષ સાથેથી છોડી અશ્વારોહણ કરી ગૃહ તરફ ચાલ્યો.

રામચન્દ્ર જે ઉત્સાહથી—જે આનન્દથી યોગાશ્રમમાં આવ્યો હતો ત્હેનો નાશ થઈ ગયો એટલું જ નહિ પણ તે ચિરાયેલ હૃદયે—ભાંગી ગયેલ છાતીએ પાછો ફર્યો.

---

## પ્રકરણ ૨૨ મું

### દૈવી અને આસુરી શક્તિ.

રામચન્દ્ર થોડા વખતમાં પોતાને મ્હેલે પહોંચી ગયો. ત્હેના હૃદયમાં અત્યારે શાન્તિ નહોતી—જો કે અશાન્તિથી જ ત્હેનું હૃદય તો ભરેલું હતું છતાં અત્યારે તો તે અશાન્તિ વળી વિશેષ પ્રમાણમાં વૃદ્ધિગત્ થઈ હતી. ત્હેનો ચ્હેરો શ્યામ થઈ ગયો હતો. ત્હેની ચક્ષુઓ લાલચોળ થઈ ગઈ હતી.

તે કોઈની પણ સાથે વાતચિત કર્યા સિવાય દિવાનખાનામાં જઈને પડયો. ત્યાં વળી ઠીક ન લાગવાથી એક ખુણામાં આવેલી કોટડીમાં ગયો. નોકરને ત્યાં બિછાનું નાખવાનો હુકમ કર્યો. નોકરે બિછાનું નાખ્યું એટલે પોતે કોટડીના દ્વાર અન્દરથી બંધ કરી બિછાનામાં હતાશ હૃદયે પડયો.

બિછાનામાં પડયો પડયો રામચન્દ્ર બોલવા લાગ્યો. "પિશાચ ! હવે મ્હને અશાન્તિની અગ્નિમાં બાળવો રહેવા દે ! ત્હેં મને ધન આપ્યું છે, શક્તિ આપી છે, માન આપ્યું છે પરંતુ તે સર્વ હવે મ્હને તુચ્છ લાગે

છે! યોગમાયાની શક્તિ આગળ ત્હારી પિશાચ-શક્તિ કાંઇ હિસાબમાં નથી. ત્યારે પછી મ્હેં આત્માનું દાન ત્હને કર્યું ત્હેનું શું ફળ? નરકને ભેટવાની શા માટે મ્હને ઇચ્છા થઇ? પિશાચ! લઇ લે તું ત્હારી સમસ્ત સંપત્તિ! હરી લે ત્હારી સમસ્ત શક્તિ! હું પૂર્વે જેવો હતો તેવો જ થવાની અભિલાષા રાખું છું. મ્હારા કરતાં તો ભિખારી પણ સુખી હશે. તે પણ થોડા વખતને માટે શાન્તિ પ્રાપ્ત કરી શકતો હશે. તે પોતાની ઇચ્છાનુસાર ભિક્ષા માગી તે ભિક્ષાને લઇ દિવસ વિતતાં રાત્રિએ શાન્ત નિન્દ્રા સેવન કરી શકતો હશે. વળી તે ઈશ્વરનું નામ પણ લઇ શકતો હશે. અને હું —હું હતભાગ્ય ઇશ્વરનું નામ-દેવનું નામ પણ મુખે લાવી શકતો નથી-ધર્મકાર્ય કરી શકતો નથી-શાન્તિનું તો કદી સ્વપ્ન પણ આવતું નથી. પિશાચ! પિશાચ! ત્હારી શક્તિ તું લઇ જા! મ્હારે હવે ત્હેની દરકાર નથી!"

સહસા તે કોટડીમાં અન્ધકાર ફેલાઇ ગયો. મૃત દેહના શરીરમાંથી દુર્ગંધ છુટે તેવી દુર્ગંધ આખી ઓરડીમાં પ્રસરી ગઇ. ભયંકર હાસ્યધ્વની સંભળાવા લાગ્યો. આ સમયે અન્ધકાર ચાલ્યો ગયો. રામચન્દ્ર તો ભયથી ચમકી ગયો અને એકદમ બિછાનામાંથી બેઠો થયો. ત્હેણે ચકિત નેત્રે જોયું કે પોતાની સામે જ કૃતાન્ત મૂર્તિ ધારણ કરી પિશાચ ઉભો છે. નરક-અગ્નિ પિશાચના નેત્રોમાંથી ઝરતો હતો.

રામચન્દ્રે ભયથી ઉચ્ચ સ્વરે કહ્યું: "પિશાચ! પિશાચ! તું કેટલીયે વખત મ્હારી પાસે આવ્યો છે-કેટલીયે વખત મ્હેં ત્હને જોયો છે પરંતુ ત્હારો આવો વિકાળ ચ્હેરો, આવી ભયંકર મૂર્તિ

મ્હેં કદી પણ જોઇ નથી. મ્હારા ઉપર કૃપા કરી મ્હારી રક્ષા કર ! મ્હારો ત્યાગ કર !"

પિશાચે ખડખડ હાસ્ય કરીને કહ્યું: "માનવ ! લોભમાં પડીને તું મ્હારો દાસ થયો છું. ત્હારી શકિતને મ્હેં પિશાચ-શક્તિ સાથે સાંધી છે. હવે તે શી રીતે જૂદી થઇ શકે ? પ્હેલાં જાણતો નહોતો કે પિશાચ-શકિતમાં સુખ નથી. હવે ત્હારો ઉધ્ધાર થઇ શકશે નહિ. સમય વિતી ગયો છે. આ જો મ્હારા હસ્તમાં પિશાચ-શકિતની નરક-શૃંખલા છે. આને શાસ્ત્રકારો હેય વાસનાનું બન્ધન પણ કહે છે. હવે ત્હારે માટે વધારે દિવસો નથી. આવતા આશ્વિન માસના કૃષ્ણપક્ષમાં આ શૃંખલા પ્હેરાવી ત્હને નરકના દેશમાં લઇ જનાર છું "

રામચન્દ્ર હૃદયમાં હજારો સર્પના દંશની વેદનાનો અનુભવ કરવા લાગ્યો. ત્હેણે ગદ્‌ગદ્ કંઠે વિનયપૂર્વક કહ્યું: "પિશાચ ! શું ત્હારામાં ક્ષમા નથી ? શું ત્હારામાં દયાનો અંશ પણ નથી ? શું આવતા આશ્વિન માસના કૃષ્ણપક્ષમાં ? અરે ત્હેને કેટલા દિવસ ! હાય ! હાય ! શું મ્હારી ઇચ્છા પૂર્ણ નહિ થાય ! હવે કાંઇ ઉપાય !"

પિશાચે મૃદુ હાસ્ય કરીને કહ્યું: "પિશાચમાં વળી દયા કેવી ? ક્ષમા કેવી ? મનુષ્યને નરકના પથે લઇ જવાને જ અમે જગત્‌માં ફરીયે છીએ. અમે નરકના જ સહચારી છીએ. મનુષ્ય જાતિ વિ-વેક-બુધ્ધિ વાળી છે. પશુ કરતાં મનુષ્યમાં સારાસાર વિચારવાની શક્તિ વિશેષ છે. અમે મનુષ્યની એ વિવેક-બુદ્ધિનો નાશ કરી ન-રકના પથે-અશાન્તિના રથે બેસાડી દઇએ છીએ. મનુષ્ય જ્યારે

ક્ષુદ્ર પાપકાર્ય કરવાનો આરમ્ભ કરે છે ત્યારે ત્હેની વિવેક-બુધ્ધિ ત્હેની વચ્ચે પડે છે. ત્હેને તે કરવાનો નિષેધ કરે છે પરંતુ અમે તે સમયે મનુષ્યની પાસે ઉભા રહીને કહીયે છીએ કે ત્હેમાં દોષ શું છે ? એમાં વળી પાપ શું ? મનુષ્ય જ્યારે વાતચિતમાં ભોળવીને, કાર્યથી છેતરીને કે અન્ય કાંઇ છળના કરીને લોકોની પાસેથી અર્થ સંગ્રહ કરવાનો આરમ્ભ કરે છે ત્યારે ત્હેની વિવેક-બુદ્ધિ ત્હેને એવું કહે છે કે એ કાર્ય કરીશ નહિ-એ પાપમાં પડીશ નહિ. લુચ્ચાઇ એ તો મહાપાતક છે. પરંતુ અમે તે સમયે પોકારીને કહીયે છીએ કે એમાં એવું પાપ છે જ નહિ. લુચ્ચાઇમાં તે વળી પાપ હોય ખરૂં કે ? ગુરૂ જો, પૂરોહિત જો, હાકિમ જો, જમિનદાર જો. એ સર્વ એ કાર્ય કરે છે. પરદારાની પાસે ગમન કરવાની અભિલાષા વાળા પુરૂષની અને સ્વામી ચરણનો પરિત્યાગ કરવાની ઇચ્છા રાખનાર રમણીની વિવેક-બુદ્ધિને તિલાંજલી અપાવી અમે જ ત્હેમને સહાય કરીએ છીએ. ''

રામચન્દ્રે રૂદ્ધકંઠે કહ્યું: '' ત્યારે મ્હારે હવે શું એક પણ ઉપાય રહ્યો નથી ? હાય ! હું શા માટે નરકના દ્વાર જોવાને પિશાચ સાધના કરવા તત્પર થયો ? ''

'' શું ત્હેં ત્હારી ઇચ્છાથી આ પથનું અવલમ્બન કર્યું છે ? ત્હારી જન્મ-જન્માન્તરની વાસના ત્હને આ રસ્તે દોરી લાવેલ છે. આ મૃત્યુલોકમાં, પિતૃલોકમાં અને સ્વર્ગલોકમાં બે સત્ત્વ છે-એક પુરૂષ અને અન્ય પ્રકૃતિ. પ્રકૃતિ અને પુરૂષ ઉભય અનાદિ છે. દેહ અને ઇન્દ્રિયાદિ વિકાર તથા સુખદુ:ખાદિ ગુણ પ્રકૃતિમાંથી ઉદ્દભવે છે. પ્રકૃતિનું અન્ય નામ માયા છે. માયા જીવને પોતાના બંધનમાં લેવાને સદા તૈયાર રહે છે. આ જે સર્વ દ્રષ્યનું તું દર્શન કરે છે,

સ્પર્શ કરે છે, સુગન્ધ લેય છે, પાન કરે છે; અર્થાત્ ત્હારી ઇન્દ્રિયો જે કાંઇ પણ આશા કરી શકે છે એ સર્વ પ્રકૃતિના બન્ધનની મૂર્તિ છે. પરંતુ એક યુવતિ જેમ પિતાની દ્રષ્ટિમાં સ્નેહની મૂર્તિ છે, પતિની દ્રષ્ટિમાં વિલાસની મૂર્તિ છે અને પુત્રની દ્રષ્ટિમાં પૂજ્ય મૂર્તિ છે તેમ આ જડાત્મિક પ્રકૃતિ પણ સત્વ, રજસ્ અને તમસ્ગુણશાળી વ્યક્તિની દ્રષ્ટિમાં પૃથક પૃથક મૂર્તિ છે. પ્રકૃતિના આ સર્વ પદાર્થને એકઠાં કરી વિધાતાએ રમણીને ઉત્પન્ન કરી છે. પુરાણમાં પણ જણાવ્યું છે કે વિધાતાએ પુરૂષને બાંધી ન શકવાથો રમણીની ઉત્પત્તિ જગત્માં કરી છે. રમણીથી પ્રકૃતિનું બન્ધન વિસ્તિર્ણ થઇ શક્યું છે. પ્રકૃતિ રસનો આશ્રય છે. પુરૂષ કામનો દાસ છે. મૂઢ માનવ ! જન્મ જન્મ ત્હેં જ્યાં રમણીને જોઇ છે ત્યાં જ તું ત્હારી આકુલ આકાંક્ષા હ્રદયમાં લઇને પડયો છે. ત્હારો આત્મા અતિ આકર્ષણથી– પ્રકૃતિના કઠોર શૃંખલાથી બન્ધાયો છે. વળી યોગમાયા ! યોગમાયા ત્હારી કાળરૂપી નાગણી છે. યોગમાયાના સૌન્દર્યની આસક્તિથી જ તું મુઓ છે. એ આસક્તિનું બન્ધન હવે શી રીતે છૂટી શકે ?"

અશ્રુપૂર્ણ લોચનથી રામચન્દ્રે કહ્યું: "મૃત્યુ પછી પણ શું એ આસક્તિ, વાસના અને કર્મફળ સાથે જાય છે ?"

"હા, જાય છે. પવન જેમ પુલની સુગન્ધ લઇને ચાલ્યો જાય છે તેમ આત્મા પણ દેહના ત્યાગ કાળે અને ગ્રહણ કાળે સમસ્ત ઇન્દ્રિય અને કર્મફળ આદિનો સુક્ષ્મ અંશ લઇ જાય છે."

"યોગમાયાને શું હું પ્રાપ્ત કરી શકીશ નહિ ? શું ત્હારી આવી મહાન શક્તિથી પણ ત્હેની શક્તિ ઉપર વિજય મેળવી શકીશ નહિ ?"

" એ શી રીતે બને ? તે દૈવી શક્તિથી શક્તિવાન છે. યશ-વંત, તામસી, રાજ્ય સૈન્ય વિગેરે પૈશાચિક વૃત્તિવાળા હતા અને તેથી જ ત્હેમના ઉપર તું વિજય મેળવી શકયો હતો પરંતુ યોગ-માયા તો દૈવી શક્તિથી શક્તિવાન છે. ત્હેના હૃદયમાં પૈશાચિક વૃત્તિનો અંશ પણ નથી. દૈવશક્તિ સમક્ષ પૈશાચિક શક્તિ ક્ષુદ્રાદપિ ક્ષુદ્ર છે. તૂચ્છાદપિ તૂચ્છ છે. આ લોકમાં દૈવી અને આસુરી એ બે પ્રકારની ભૂત સૃષ્ટિ છે. દૈવી સ્વભાવના લોકનું કાર્ય પરોપકાર, આત્મ ચિન્તન, ત્યાગ અને ભક્તિથી ભગવાનની પ્રાપ્તિ કરવાનું છે. અને આસુરી સ્વભાવના મનુષ્યો ધર્મ અને અધર્મના ભેદથી અજ્ઞાત છે. તેઓમાં શૌચ નથી, આચાર નથી અને સત્ય નથી. તેઓ જગતને અસત્ય, સ્વાભાવિક, ઇશ્વરશૂન્ય, કામથી ભરપૂર અને સ્ત્રી પુરૂષની ઇચ્છાનુસાર વર્તવાનું સ્થાન માને છે. તેઓ આ પ્રમાણે અજ્ઞાનને જ્ઞાન સમજી, મલિન ચિત રાખી, પાપ કાર્યમાં પ્રવૃત થઇ, અહં-કારને હૃદયમાં ધારી જગતનું અનિષ્ટ કરવાને તત્પર રહે છે. દમ્ભ, અભિમાન, મદ, અશુચિવ્રત અને કામને વશ થઇ તેઓ વર્તે છે. ત્હેમના હૃદયમાં કાયમ ધનની પિપાસા, માનની પિપાસા અને કીર્તિની પિપાસા રહેલી જ હોય છે. આ જન્મમાં તો તેઓ ઉપ-યુંકત વૃત્તિ ધારણ કરી ત્હેમાં જ રમ્યા પચ્યા રહેવામાં પુરૂષાર્થ માને છે. હજારો આશાને અને વાસનાને હૃદયમાં રાખી દિવસ અને રાત્રિ અન્યાયપૂર્વક અર્થનો સંચય કરવામાં પોતાની જીંદગી વ્યતિત કરે છે.

" ત્હેં પણ આટલા જ માટે પિશાચ સાધના કરી છે. પિશાચ સાધના કર્યા સિવાય ત્હારા જેવા મનુષ્યના હૃદયની વાસના પૂર્ણ

વાત નહિ. ત્હેં મંત્રદ્વારા મ્હારી સાધના કરી છે–કોઇ કોઇ કાર્ય દ્વારા પણ સાધના કરે છે. પ્રકૃતિ દ્વારા પિશાચની સાધના થઇ શકે છે. આ સર્વનું ફળ તો એક છે–આ ભીષણ શૃંખલા બન્ધન જ–લાંબા વખત સૂધી દુ:ખના અગ્નિમાં સડવાનું જ !"

"તું કહે છે કે રમણીના આકર્ષણથી જીવ વાસનાના બન્ધનમાં પડે છે. ત્યારે કેવી રમણી તરફ આકર્ષાવું નહિ ?"

"મૂઢ માનવ ! આસક્તિ તો સર્વદા–સર્વત્ર પરિત્યાગ કરવા યોગ્ય જ છે. રમણી પુરૂષને સુખી કરવાને, ઉન્નત કરવાને, રસ પ્રદાન કરવાને માત્ર ઉપયોગી છે. છતાં પણ જો ત્હેનો દુરૂપયોગ કરવામાં આવે તો તે જીવનને નષ્ટ કરનારી છે. પ્રકૃતિરૂપી રમણીની સાધનામાં પણ નિયમિત થવું જોઇએ. રમણી સુકાતાં કંઠવાળા આત્મામાં અમૃતની ધારા વર્ષાવે છે પરંતુ એ જ રમણીને લીધે પુરૂષનું બન્ધન પણ થાય છે અને પુરૂષની મુક્તિ પણ થાય છે. રમણી પુરૂષને પતિરૂપે વક્ષસ્થળે ધારણ કરી રસદાન આપી તૃપ્ત કરે છે પરંતુ એ રસની તૃષ્ણા અધિકને વૃદ્ધિંગત થતી જાયછે. રસાશ્રિત થવાની જરૂર છે પરંતુ જડ તરફ દોરાવાથી નાશ થાય છે."

"શું રસ એ જડ છે ?"

"રસ એ રમણીનું સત્ત્વ છે અને જડ એ રમણીનું રૂપ છે. માત્ર એક જ રમણીના રસ ઉપર પ્રેમ કરવાથી ઉન્નતિ થાય છે– જન્મે જન્મે એજ સહચારિણી, એજ સહધર્મિણી, એજ માયા અને એજ મુક્તિ થઇ પડે છે. પરંતુ કેવળ ચક્ષુના નિશાથી રૂપના બન્ધનમાં પડવું એ મહા ભયંકર છે–નરકનું કારણ છે. અને એટલા માટે મહાપુરૂષોએ રમણીને નરકનું દ્વાર કહ્યું છે."

" તું જ્યારે આટલું જાણે છે ત્યારે મનુષ્યને નરકના પથે શા માટે લઇ જાય છે ? "

" જેનામાં જે શક્તિ હોય છે તે ત્હેને તેવા જ કાર્ય તરફ દોરે છે. જે જળથી મનુષ્યની તૃષાની તૃપ્તિ થાય છે એજ જળ મનુષ્યને ડુબાવી મારી પણ નાખે છે. અગ્નિથી સર્વ કાર્ય સિદ્ધ કરી શકાય છે, પરંતુ તેજ અગ્નિ મનુષ્યને પોતાની જ્વાળામાં જકડી ભસ્મીભૂત કરી દેય છે. "

" મ્હારા ઉપર દયા કર ! મ્હને ક્ષમા દે ! કૃપા કરી ધર્મપથે મ્હને જવા દે ! "

" એ તો હવે અસાધ્ય છે. "

" ત્યારે મ્હારી કેવી ગતિ થશે ? "

" તે તો હું કહી શકતો નથી. ત્હારી સામે આ કોટડીની દિવાલ ઉપર સૂવર્ણ અક્ષરથી શું લખ્યું છે તે વાંચ ! "

રામચન્દ્રે આતુરતાથી દિવાલ તરફ નજર કરી જોયું કે ત્યાં શ્લોકો લખેલા છે. તે વાંચવા લાગ્યો:—

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥
तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौंतेय ततो यान्त्यधमां गतिम् ॥ *

રામચન્દ્ર આ વાંચીને અત્યંત ગભરાઇ ગયો. ત્હેણે બુમ પાડીને કહ્યું: "પિશાચ ! પિશાચ ! મ્હારી રક્ષા કર ! મ્હારા ઉપર દયા કર ! મ્હારા ઉપર કૃપા કર !"

પિશાચ ખડખડ હાસ્ય કરીને અદૃષ્ય થઇ ગયો. રામચન્દ્રે પુન: દિવાલ ઉપર નજર કરી પરંતુ ત્યાં કાંઇ ત્હેના જોવામાં આવ્યું નહિ. કોટડી પૂર્વવત્ હતી તેવી જ થઇ ગઇ. બારીએથી મન્દ મન્દ પવન ચાલ્યો આવતો હતો.

રામચન્દ્ર ધપ કરતો કે બિછાના ઉપર પડયો અને ત્હેનું શરીર કંપવા લાગ્યું. સાથે સાથે તે બાળકની માફક રડવા લાગ્યો. છેવટ અતિશય રડયા પછી તે શાન્ત થયો. ત્હેના હૃદયનો ભાર કંઇક અંશે હલકો થયો તે પોતાના કરેલ કર્મનો વિચાર કરવા લાગ્યો.

---

* આત્મશ્લાઘી, ઠાઠમાઠથી રહેનાર, અને ધન અને માનના મદથી યુક્ત થયેલા, એ આસુરી લોક દાંભિકપણાથી શાસ્ત્રવિધિ છોડી દઇ કેવળ નામના યજ્ઞ કરે છે. અહંકારથી, બળથી, દર્પથી, કામથી અને ક્રોધથી છૂટાઇ ગયેલા તે લોકો પોતાન. તેમજ બીજાના દેહમાં વસનારો જે હું (પરમેશ્વર) ત્હેનો દ્વેષ કરનારા, (અને) નિંદા કરનારા (થાય છે.) અશુભ કર્મ કરનારા એ ક્રૂર નરાધમોને (આ) સંસારમાં આસુરી એટલે પાપયોનીમાં હું હમેશાં નાખું છું. હે કૌંતેય ! (આ પ્રમાણે ) જન્મોજન્મ આસુરી યોનિને જ પ્રાપ્ત થઇ એ મૂર્ખ લોક મારી તરફ કદી ન આવતાં આખરે અધોગતિને પ્રાપ્ત થાય છે

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

જેમ જેમ તે વિચારવા લાગ્યો તેમ તેમ ત્હેનું હૃદય બળવા લાગ્યું. તે પોકારી ઉઠયો: "હાય ! હાય ! મ્હેં આ શું કર્યું ? મ્હને કયાંથી આવી બુદ્ધિ ઉત્પન્ન થઇ ! મહાત્માએ તો મ્હને આ પથનું અવલમ્બન કરવાની સ્પષ્ટ ના કહી હતી છતાં મ્હેં જીદ કરી મ્હારી જીંદગી બરબાદ કરી !"

રામચન્દ્ર આ પ્રમાણે વિચાર કરતો કરતો બિછાનામાં પડયો રહ્યો. જેમ નદીનું પાણી દોડતું દોડતું જતું હોવા છતાં સાગરમાં ભળતાં સ્થિર થઇ જાય છે તેમ રામચન્દ્રનો માનસિક ઉદ્વેગ અને વેદના ક્રમે વૃદ્ધિંગત્ થતાં થતાં સમગ્ર શરીરમાં પ્રસરી ગયાં ત્યારે તિવ્ર વેદના શાન્ત થઇ ગઇ. રામચન્દ્ર શાન્તતાથી બિછાનામાં આળોટવા લાગ્યો.

ક્રમે તે નિદ્રાધિન થઇ ગયો.

---

## પ્રકરણ ૨૩ મું

### અમૃતયોગમની પિછાણ.

બીજે દિવસે રામચન્દ્ર પ્રાતઃકાળમાં પોતાના દિવાનખાનામાં બેઠો હતો. મ્હેલમાં સૂર્યના કિરણો પ્રવેશ કરતાં હતાં. દાસદાસીઓ પોતપોતાનું કાર્ય કરવામાં જોડાઇ ગઇ હતી.

એક રાત્રિની ચિન્તાથી—એક રાત્રિના ઉદ્વેગથી—એક રાત્રિની માનસિક વેદનાથી રામચન્દ્રનો ચ્હેરો તદ્દન ફરી ગયો હતો. ત્હેના ચ્હેરા ઉપર જે કાંઇ નૂર હતું તે ઝાંખુ પડી ગયું હતું. ચક્ષુઓમાં ક્રોધની જ્વાળાઓ આવી રહી હતી. શરીરની શક્તિનો થોડે ઘણે અંશે નાશ થઇ ગયો હતો.

અત્યારે પણ તે ગત્ કાલના બનાવનો જ વિચાર કરતો હતો. ત્હેના હૃદયમાંથી એ બનાવનું સ્મરણ જરા પણ ખસવા પામ્યું નહોતું. ત્હેનું શરીર અત્યારે પણ ગત્ કાલની માફક કંપતું હતું. તે ત્યાંથી ઉભો થયો અને પ્રભાવતી પાસે જવા નિકળ્યો. પરંતુ હાય ! ત્હેને માટે કયાંય પણ શાન્તિ નહોતી !

પ્રભાવતી અત્યારે સ્નાન કરીને સાવિત્રીનું ધ્યાન ધરતી બેઠી હતી. સાવિત્રીના ચિત્ર સામે પોતે હસ્ત જોડીને સ્વામીને સદ્બુદ્ધિ આપવાને આજીજી કરતી હતી. આજ સમય રામચન્દ્ર ત્યાં આવ્યો. ધર્મ-કાર્યમાં પત્નિને ગુંથાયેલી જોઇ તે ભય પામ્યો હોય તેમ દ્રુત ગતિથી પાછો ફર્યો. પ્રભાવતીએ રામચન્દ્રને જોયો હતો. ત્હેણે રામચન્દ્રને એકાએક પાછો ફરતો જોઇને તે પણ ઉભી થઇ અને ત્હેની પાછળ ગઇ. પ્રભાવતીએ રામચન્દ્ર પાસે જઇને ત્હેનો હસ્ત ઝાલ્યો. હસ્ત ઝાલતાં જ રામચન્દ્રે ઉચ્ચ સ્વરે કહ્યું: " પ્રભાવતી ! છોડી દે ! મ્હારો હસ્ત જલદી છોડી દે ! આહાહા ! ત્હારા હસ્તમાં કેટલો અગ્નિ છે ! મ્હારૂં કાંડુ બળે છે ! હસ્ત છોડ ! હું બળું છું-બળું છું ! "

એટલું કહી રામચન્દ્રે જોરથી પ્રભાવતીના હસ્તમાંથી પોતાનો હસ્ત ખેંચી લીધો. પ્રભાવતી તો રામચન્દ્રના આ શબ્દો સાંભળીને વિસ્મિત થઇ ગઇ. ત્હેણે શુષ્ક કંઠે રામચન્દ્રના મુખ સામું જોઇને કહ્યું: " નાથ ! ત્હમને શું થયું છે ? મ્હારા હસ્તમાં વળી અગ્નિ કેવો ? હું સાવિત્રી માતાનું ધ્યાન ધરતી હતી. હાય ! નાથ ! નક્કી ત્હમારા ઉપર કોઇ પિશાચની દ્રષ્ટિ પડી જણાય છે ! "

વૃક્ષના પત્રની માફક કંપતા કંપતા રામચન્દ્રે ગગન ભેદી ભી-

ષણુ બૂમ પાડીને કહ્યું: "એજ મુખ–એજ મરણનું મુખ–એજ અશાન્તિ! પિશાચ! પિશાચ! મ્હારી રક્ષા કર!"

પ્રભાવતીએ જોયું કે રામચન્દ્ર થર થર કંપે છે.

પ્રભાવતી ગાંડાની માફક દાસ દાસીઓને બૂમ પાડવા લાગી. માણુસો આવતાં ત્હેણે કહ્યું: "મ્હારા દેવને–ત્હમારા અન્નદાતાને સહસા કાંઇક થઇ આવ્યું છે. એકાદ ગાદલું લાવો અને યોગ્ય ઉપચાર કરવા માંડો!"

આ દરમ્યાન રામચન્દ્ર કાંઇક સ્વસ્થ થઇ ગયો. ત્હેણે કહ્યું: "ના, ના, કાંઇ પણ કરવું નથી. મ્હને સ્નાયુનો રોગ છે. જ્યારે ને ત્યારે આમ થઇ આવે છે."

પ્રભાવતીએ પોતાના અશ્રુ લૂછતાં લૂછતાં ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "જ્યારે આ રોગ આવો ભયંકર છે ત્યારે ત્હેના નિવારણાર્થે અનુષ્ઠાન શા માટે કરાવતા નથી!"

રામચન્દ્રે દ્રઢ સ્વરે કહ્યું: "જો અનુષ્ઠાન કરાવીશ તો તે જ દિવસે મ્હારૂં મૃત્યુ થશે."

પ્રભાવતીએ ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું: "પ્રભુ! એમ વળી બને કે?"

"હા, હું સત્ય જ કહું છું. મ્હારી ઇચ્છા વિરૂદ્ધ મ્હારે માટે કદી પણ તું કાંઇ કરીશ નહિ."

"આપનું આ વર્તન તો મ્હને ઠીક લાગતું નથી; કે પછી જે સ્ત્રીને ત્હમે ચાહતા હતા ત્હેણે કાંઇ કર્યું છે?"

"ત્હેં યથાર્થ જ કહ્યું છે! પ્રભાવતી ત્હેણે જ આ સર્વ કર્યું છે! હાય! હાય! તે મ્હને ખાઇ ગઇ છે. ત્હેણે મ્હારો સૂવર્ણનો દેહ ચૂર્ણ વિચૂર્ણ કરી નાખ્યો છે. જે દિવસે હું પ્રથમ ત્હેને ત્યાં ગયો

હતો તે જ દિવસ મ્હને સ્વપ્નમા દેખાયું હતું કે મ્હારા ભાવી તન્તુ હસ્તમાં લઇને તે અને તું તાણાતાણી કરતાં હતાં. એજ સ્વપ્નમાં મ્હેં જોયું હતું કે યોગમાયા મ્હારો દેહ ચૂર્ણ વિચૂર્ણ કરી નાખશે પરંતુ મ્હેં મૂર્ખે એ સ્વપ્નને હસી કાઢ્યું. ત્હેના ઉપર જરી પણ વિશ્વાસ ન રાખ્યો. જો એ સત્ય માન્યું હત તો મ્હારી આ સ્થિતિ થાત નહિ–મ્હારી આ દુર્દશા થાત નહિ. ''

પ્રભાવતીએ વિસ્મિતતાથી રામચન્દ્રના ચ્હેરા સામું જોયું અને પછી કહ્યું: '' પ્રભુ ! આપ જન્મ જન્માન્તરને, કર્મફળને અને ભગવાનને માનતા નહોતા તે હવે શું માનવા લાગ્યા છો ?''

એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને રામચન્દ્રે કહ્યું: '' દિવસ આવી પહોંચ્યો છે–હવે અવિશ્વાસનો સમય નથી. આ–આ–આ જો ! પ્રભાવતી ! જો આ નરક–શૃંખલા ! ''

પ્રભાવતીને રામચન્દ્રની આ સ્થિતિ જોઇને ભય લાગ્યો. ત્હેને એમ પણ લાગ્યું કે પતિની માનસિક સ્થિતિ અતિ ખરાબ ગઇ ગઇ છે. ત્હેણે રૂદ્ધશ્વાસે કહ્યું: '' અરેરે ! આપની સ્થિતિ આવી કેમ થઇ ગઇ ? હવે શું થશે ? '' પુનઃ તે દાસી તરફ જોઇને બોલી: '' દાસી અત્યારેને અત્યારે જઇને કોઇ સારા વૈદ્યને બોલાવી લાવ? ઢીલ ન કરીશ ! ''

રામચન્દ્રે ઉત્તેજિત સ્વરે કહ્યું: '' વૈદ્ય ! વૈદ્ય શા માટે ? વૈદ્યનો બાપ આવશે તો પણ ત્હેનામાં શકિત નથી કે મ્હારો રોગ તે કાઢી શકે ! ''

'' ત્યારે હવે શું થશે ? માતા સાવિત્રી–માતા દુર્ગા ત્હમારી રક્ષા કરે ! ''

રામચન્દ્ર વક્રદ્રષ્ટિએ પ્રભાવતીના ચ્હેરા સામું જોઇને થોડો વખત ઉભો રહી તુરત જ દ્રુતગતિથી ચાલ્યો ગયો. પ્રભાવતીએ ત્હેને રોકાવાને ઘણો આગ્રહ કર્યો છતાં તે માન્ય ન રાખતાં રામચન્દ્ર ચાલ્યો ગયો.

સ્વામીની અવસ્થા જોઇને પ્રભાવતીનું હૃદય ચિરાઇ જવા લાગ્યું. પોતાના પતિને શું રોગ થયો છે–પોતાના હૃદય–દેવ ઉપર કોની અમંગળકર–અશુભ દ્રષ્ટિ પડી છે તે પ્રભાવતી સમજી શકી નહિ. ત્હેના હૃદયમાં ચિન્તાએ પ્રવેશ કર્યો. પુનઃ તે પૂજા કરવાના ઓરડામાં જઇ આસન ઉપર બેઠી અને સાવિત્રીનું ધ્યાન ધરી મનમાંને મનમાં બોલવા લાગી: " માતા ! ત્હારી જ કૃપાથી સ્વામીને હું પુનઃ પ્રાપ્ત કરી શકી છું–ત્હારી જ કરૂણાથી સ્વામીની ચરણ સેવા કરવાનો સુયોગ મ્હને મળ્યો છે. કિન્તુ માતા ! સર્વ દુઃખ હરનારી, સર્વ ભય હરનારી માતા ! મ્હારા સ્વામીને આ શું થયું છે. તું વ્યાધિનો વિનાશ કરનારી છે–આનન્દ આપનારી છે ! મ્હારા પતિના રોગનો જડમૂળથી નાશ કર ! "

રામચન્દ્ર પ્રભાવતી પાસેથી નિકળી પુનઃ દિવાનખાનામાં ગયો. ત્યાં થોડો વખત બેઠો પરંતુ શાન્ત ન થવાથી ત્હેણે ગામમાં જવાનો વિચાર કર્યો. ગામમાં જવાથી માનસિક વ્યાધિ કાંઇક અંશે શાન્ત થશે એમ તે ધારતો હતો.

રામચન્દ્ર એકલો જ ચાલીને ગામ તરફ જવા નિકળ્યો. ગામમાં રસ્તાની બન્ને બાજુએ અનેક સુન્દર મકાનો હતા, અનેક પ્રકારની શોભા હતી પરંતુ તે તરફ રામચન્દ્રે લક્ષ પણ આપ્યું નહિ. તે પોતાના વિચારમાંને વિચારમાં ચાલ્યો જતો હતો.

રામચન્દ્ર ચાલતાં ચાલતાં રાજમ્હેલ પાસે ગયો. તે ત્યાંથી પસાર થતો હતો એવામાં એક દાસીએ આવીને ત્હેને કહ્યું: "મહારાજ ! જરા ઉભા રહોને ? મ્હારે આપને એક વાત કહેવી છે."

રામચન્દ્ર તુરત જ ઉભો રહ્યો. ત્હેણે જોયું કે પોતાને બોલાવનાર એક મુસલમાન પરિચારિકા છે. રામચન્દે વિસ્મયતાથી પૂછ્યું: "મ્હને કહે છે ?"

"જી, હા."

"ત્હારે શું કહેવું છે ?"

"લીલાબેગમ આપને મ્હેલમાં બોલાવે છે. આપને કાંઇક પૂછવું છે."

"ત્હારો આ ભ્રમ લાગે છે. તું મ્હને હજી ઓળખી શકી નથી."

"જી, આપને તો સમસ્ત વિજાપુર સારી રીતે ઓળખે છે. આપ મહારાજા રામચન્દ્ર છો !"

"પરંતુ હું ત્હારી શેઠાણીને જાણતો નથી—મ્હેં ત્હેને કદી જોયેલ નથી—નામ પણ સાંભળ્યું નથી. મ્હને તે શામાટે બોલાવે ?"

"ખાસ કામ છે."

"લીલાબેગમ કોણ છે એ જાણ્યા સિવાય હું મ્હેલમાં આવી શકીશ નહિ."

"તેઓ નામદાર બાદશાહના બેગમ છે."

"ઠીક, ચાલ !"

દાસી આગળ ચાલવા લાગી. રામચન્દ્રે ત્હેની પાછળ પાછળ મ્હેલમાં પ્રવેશ કર્યો.

અતિ મૂલ્યવાન વસ્ત્રાલંકારો પ્હેરી લીલાબેગમ રામચન્દ્રને આવકાર આપવાને ઓરડાના દ્વાર પાસે જ ઉભી હતી. રામચન્દ્ર ત્યાં પહોંચ્યો કે લીલાબેગમે યથાયોગ્ય સન્માન આપી એક આસન ઉપર બેસવાને જણાવ્યું.

રામચન્દ્રે બેસતાં બેસતાં કહ્યું: " આપની સાથે મ્હારે બિલકુલ પરિચય ન હોવા છતાં આપે મ્હને શામાટે બોલાવ્યો છે ?"

મૃદુ હાસ્ય કરીને લીલાબેગમે કહ્યું: " આપ વિજાપુરમાં એક અદ્વિતીય ધનવાન છો—ગુણવાન છો. આપની સાથે પરિચય ન હોય તોપણ પરિચય કરવાની સર્વની વૃત્તિ થાય એ સ્વાભાવિક છે. "

" પરંતુ મ્હારે એક ખાસ જરૂરી કામ છે. હું વિશેષ વખત રોકાઇ શકું એમ નથી. આપને જે કાંઇ ફરમાવવું હોય તે ફરમાવો !"

" કાંઇ પ્રયોજન નહોત તો તો આમને આટલું કષ્ટ આપત નહિ. જે વાત આપને કહેવાની છે તે અતિ ગુપ્ત છે. એ વાત તે એક હતભાગિની હિન્દુ રમણીની અન્તિમ ઇચ્છા જ છે. "

" જે કાંઇ આપ કહેશો તે હું કદી પણ અન્યને કહીશ નહિ. પરંતુ તે હતભાગિની હિન્દુ રમણીની અન્તિમ ઇચ્છા શું મ્હારી બાબતની છે ? "

" ના, ના. તે કોઇ પણ સદાચારી અને ઐશ્વર્યવાન હિન્દુને જણાવવાની છે. આપના જેવો ગુણવાન અને ધનવાન હિન્દુ વિજાપુરમાં તો કોઇ નથી. અને એટલા માટે મ્હેં આપને આ વાત કહેવાનો નિશ્ચય કર્યો છે. વળી એક ઘટના સાથે એ રમણીને સમ્બન્ધ છે. "

" મ્હારા જીવનની કોઇ ઘટના સાથે તે રમણીને સમ્બન્ધ છે ? આપ શું કહેવા ઇચ્છો છો ? "

" આપે અમૃતબેગમનું નામ સાંભળ્યું છે ? "

" હા, અમૃતબેગનું નામ મ્હેં સાંભળ્યું છે. તેઓ કેટલોક વખત થયાં મૃત્યુ પામ્યા છે. "

" ત્હેણે જ મૃત્યુ વખતે મ્હને જે કાંઇ કહ્યું છે તે હું આપને કહેવાની છું. તે કોણ હતી—પ્રથમ તે કયાં રહેતી હતી—બાદશાહની બેગમ શી રીતે થઇ—એ સર્વ હું ધારૂં છું આપ જાણતા નહિ હો!"

" ના, એ સમ્બન્ધી હું કાંઇ પણ જાણતો નથી. "

" જે કેશવરાવની સંપત્તિ પ્રાપ્ત કરવાને આપને ત્હેના ભાઇ ત્ર્યંબકરાવ સામે મુકરદમો માંડવો પડયો હતો તે કેશવરાવની અમૃતબેગમ પુત્રી હતી. અમૃતબેગમ અતિ સૌન્દર્યવાન હતી. તે પોતાના સ્વામીની સાથે એક ન્હાનો પુત્ર અને ન્હાની કન્યા સહિત રહેતી હતી ત્હેનો સ્વામી કુલીન બ્રાહ્મણ હતો. તે ગામના મુખી સાથે અમુક કારણસર આ બ્રાહ્મણને તકરાર થઇ. આ તકરારનો બદલો લેવાને મુખી શકિતવાન ન હોવાથી ત્હેણે બાદશાહના કર્મચારીઓને કાને વાત નાખી કે 'બ્રાહ્મણની સ્ત્રી અતિ સૌન્દર્યવાન છે.' આપ જાણતા તો હશો કે જેમ બાદશાહના આહારાર્થે હરિણોનો શિકાર કરવાને માણસો રાખેલા છે તેમ નિત્ય નૂતન સુન્દર રમણીઓ પકડી લાવવાને પણ માણસો રાખેલા છે. મુખીએ આમાંના એક માણસને આ વાત જણાવી હતી. આ માણસો બ્રાહ્મણને બોલાવી પ્રથમ તો સમજાવવા માંડયો પરંતુ જ્યારે તે કોઇ પણ રીતે

પોતાની પત્નિને બાદશાહના હસ્તમાં મૂકવા કબુલ થયો નહિ ત્યારે ત્હેની અને ત્હેના પુત્રની ગુપ્ત રીતે હત્યા કરવામાં આવી! હત્યા કર્યા બાદ તે માણસ અમૃતબેગમને ઉપાડી ગયો અને બાદશાહને સોંપી દીધી.''

"કેટલી નિષ્ઠુરતા! ત્યાર બાદ ત્હેને એક ન્હાની પુત્રી હતી ત્હેનું શું થયું?"

"હમણા તપાસ કરતાં ખબર મળ્યા કે તે પુત્રી લુંટારાઓને ત્યાં હતી. ત્હેનું નામ લલીતા હતું. પરંતુ લલીતા નામ બદલીને લુંટારાઓએ ત્હેને બેલા નામ આપ્યું હતું. બેલા અત્યારે ક્યાં છે ત્હેની ઘણી તપાસ કરી પરંતુ કાંઇ સમાચાર મળી શક્યા નથી. તે ક્યાંય ચાલી ગઇ છે.''

"અમૃતબેગમે શું આત્મહત્યા કરી હતી?"

"ના, તે રોગથી મરી ગઇ છે. પરંતુ કોઇ કોઇ કહે છે કે ચાંદબેગમે ત્હેને એક જાતનું ઔષધ ખવરાવ્યું હતું. આ ઔષધની અસરથી ત્હેનું મૃત્યુ થયું છે."

"ચાંદબેગમે અમૃતબેગમને આ ઔષધ શામાટે ખવરાવ્યું?"

"મ્હેં એમ સાંભળ્યું છે કે કેશવરાવે પ્રથમથી જ પોતાની સમસ્ત સંપત્તિ પોતાની કન્યાને વીલ કરી લખી આપી હતી. આ વીલ ત્હેણે અમૃતબેગમને આપ્યું હતું. અમૃતબેગમ તે વીલ પોતાની પેટીમાં રાખતી હતી. આપનો જ્યારે મુકરદમો ચાલતો હતો ત્યારે આ વીલ લેવાને માટે એક પડયન્ત્ર થયું હતું. એ ષડયન્ત્રના પરિણામે ચાંદબેગમે અમૃતબેગમને મદ્યની સાથે આ ઔષધ પાન કરાવી તે પેટી ઉપડાવી લીધી હતી.

"આ તો ભયાનક વાત! વારૂ પણ ત્હેણે મૃત્યુ વખતે શું કહ્યું છે?"

"મ્હને એમ કહ્યું છે કે 'હું મુસલમાન થઇને મરૂં છું. નિશ્ચય મ્હારી અગતિ થશે. શ્રાધ્ધ કરવાને પણ મ્હારી પાછળ કોઇ જગતમાં છે નહિ. માટે કોઇ હિન્દુના દ્વારા શ્રાધ્ધ કરાવી એક પીંડ અપાય એવો બન્દોબસ્ત કરજો. આટલી જ મ્હારી અન્તિમ ઇચ્છા છે.' મ્હેં આપને આટલા માટે બોલાવ્યા છે. હું ધારૂં છું કે આપના દ્વારા આ કાર્ય ઘણી જ સારી રીતે થઇ શકશે."

"ના, મ્હારા દ્વારા આ કાર્ય થશે નહિ."

"કેમ?"

"કેમ તે જાણતો નથી–નહિ થાય એ જાણું છું."

રામચન્દ્ર તુરત જ ઉભો થયો અને ઓરડા બ્હાર નિકળી ગયો. લીલાબેગમ તો આથી વિસ્મિત થઇ ગઇ. તે બડબડી: "રામચન્દ્રે અખૂટ સંપત્તિ મેળવી છે ખરી પરંતુ ત્હેનું ચારિત્ર તો રસહીન જણાય છે. કેટલાય અમીર–ઉમરાવ મ્હારી પાછળ આથડે છે છતાં હું આવા રસહીન માણસમાં મુગ્ધ થઇ. હું ધારતી હતી કે આ વાત કરીને પરિચય પાડી ક્રમે ક્રમે ત્હેની સાથે સમ્બન્ધ બાંધીશ પરંતુ તે આશા તો નિરાશામાં જ ફેરવાઇ ગઇ."

લીલાબેગમ મ્લાન મુખે ત્યાંથી ઉઠીને અન્દરના અન્ય ઓરડામાં કપડા બદલાવવા ચાલી ગઇ.



# પ્રકરણ ૨૪ મું.

## વાસનાની પ્રબળતા.

સન્ધ્યાના સૂર્ય કિરણો શીતળ થઇ ગયાં હતાં. આ સમયે યોગમાયા યોગાશ્રમની પછવાડેના ઉદ્યાનમાં એક મહાન વૃક્ષ નીચે આવેલ શિલા ઉપર બેઠી હતી.

ત્હેના હૃદયમાં આજે શાન્તિ નહોતી. તે કોઇ ઉંડા વિચારમાં પડી હતી. સન્ધ્યાનો વખત થવાથી ઉદ્યાન તરફ પક્ષીઓ ચાલ્યાં આવતાં હતાં. ત્યાં કોઇ પણ જાતનો ભય ન હોવાથી પક્ષીઓ ઉદ્યાનના વૃક્ષ ઉપર વિશેષ પ્રમાણમાં રહેતાં હતાં. પક્ષીઓનો એટલો બધો કિલકિલાટ થતો હતો કે અન્ય મનુષ્યને તો કંટાળો આવે છતાં યોગમાયાનું તો અત્યારે તે તરફ ધ્યાન પણ નહોતું. તે તો સ્થિર ચિત્તે બેઠી હતી. સન્ધ્યાનો સમય હોવાથી પ્રકૃતિની શોભા પણ અવર્ણનિય હતી. યોગમાયા હમેશાં એક વખત અહીં આવતી હતી. પ્રકૃતિની શિષ્યા, પ્રકૃતિની પાલિતા, પ્રકૃતિની કન્યા યોગમાયા નિત્ય પ્રકૃતિનું આ સર્વ દ્રષ્ય જોઇને આનન્દિત થતી અને ત્હેમાંથી સત્ય, સાધના અને રહસ્યનો સંગ્રહ કરી તે ઉપરથી શિક્ષા લેતી. પરંતુ આજે ત્હેના મન અને ચક્ષુઓ એ દિશા તરફ નહોતા. તે શિલા ઉપર લાંબી થઇ, વામ હસ્તનો મસ્તકને ટેકો આપી પગ પર પગ નાખીને પડી હતી. આવતી કાલે પૂર્ણિમા હતી. રામચન્દ્રને પૂર્ણિમાને દિવસે આવવાનું ત્હેણે વચન આપ્યું હતું. રામચન્દ્ર આવશે ત્યારે શું જવાબ આપીશ એજ વિચાર તે કર્યા કરતી હતી. પોતાની આ મુશ્કેલી તે સચ્ચિદાનન્દ મહારાજને જણાવવાને ઘણી જ આતુર હતી કારણકે ત્હેને ખાત્રી હતી કે તેઓશ્રી આ મુશ્કેલીનો

અંત સ્હેલાઇથી લાવી શકશે પરંતુ સચ્ચિદાનન્દ મહારાજ કેટલોક વખત થયાં પોતાના કાશીના યોગાશ્રમમાં ગયાં હતાં. યોગમાયાએ યોગબળથી ત્હેમને બોલાવવાને ઘણો પ્રયત્ન કર્યો હતો છતાં હજી સૂધી તેઓ આવ્યા નહોતાં. યોગમાયા આથી મુસ્કેલીમાં આવી પડી હતી. તે અત્યારે પણ સચ્ચિદાનન્દ મહારાજના આવાગમનની રાહ જોતી હતી.

કેટલોક વખત આ સ્થિતિમાંને આ સ્થિતિમાં યોગમાયાએ ગાળ્યાં. બાદ સહસા બે વૃક્ષના થડ વચ્ચેથી એક દિવ્ય કાન્તિવાળા પુરૂષને પોતાની તરફ આવતાં યોગમાયાએ જોયો. આ પુરૂષ ચારે તરફ નજર કરતો કરતો આવતો હતો. તે યોગમાયાને જ શોધતો હોય તેમ સ્પષ્ટ જણાતું હતું. યોગમાયા ઉપર ત્હેની દ્રષ્ટિ પડતાં જ તે પુરૂષે મૃદુહાસ્ય કરીને મધુર કંઠે કહ્યું: “ યોગમાયા !”

યોગમાયા તો આ પુરૂષને જોતાં જ શિલા ઉપરથી ઉઠી ગઇ હતી યોગમાયાનું હૃદય આ પુરૂષને જોઇને હર્ષથી ઉભરાઇ ગયું હતું.

યોગમાયાએ નજીક જઇને આ પુરૂષને પ્રણામ કર્યાં.

આગન્તુકે કહ્યું: “ આટલું બધું શું જરૂરી કાર્ય છે ? શું થયું છે ? ”

“ આપ પ્રથમ આ શિલા ઉપર બેસીને વિશ્રાન્તિ લ્યો ! ” યોગમાયાએ વિનયપૂર્વક કહ્યું.

આગન્તુક તુરત જ શિલા પાસે જઇને તે ઉપર બેઠો. ત્હેના બેઠા બાદ યોગમાયા પણ ત્હેની સામે જ બેઠી અને કહ્યું: “ પ્રભુ ! ગુરૂ ! હું મહાન વિપદમાં પડી છું. કેટલાંય દિવસ થયાં આપના આવાગમનની રાહ જોતી હતી. ”

આગન્તુક સચ્ચિદાનન્દ મહાત્મા હતા. ત્હેમની ઉમ્મર ઘણી થઇ હતી છતાં હજી દેહનો વર્ણ અને બાંધો યુવાન પુરૂષના જેવો જ હતો. ત્હેમનો દેહ પ્રચંડ અને ઉન્નત ભાસતો હતો. મુખે પ્રતિભાની જ્વલન્ત જ્યોતિ હતી.

સચ્ચિદાનન્દ મહાત્માએ મૃદુ હાસ્ય કરીને કહ્યું: "હું એક જરૂરી કાર્યમાં રોકાયો હોવાથી જલ્દી આવી શક્યો નહિ. પરંતુ આજે ત્હારા હૃદયભેદક પોકારથી તે કાર્ય પડતું મૂકીને આવ્યો છું. ત્હારે ખાસ જરૂરી કાર્ય હશે એમ લાગે છે."

"ગુરૂદેવ ! શું કહું ? ઘણું જ અગત્યનું કાર્ય છે. આવતી કાલે પૂર્ણિમા છે. પૂર્ણિમાને દિવસે છેવટનો જવાબ આપવાને હું વચનથી બંધાઇ છું."

"હું ધારૂં છું કે તું રામચન્દ્ર સમ્બન્ધી પૂછવાની ઇચ્છા રાખે છે."

"હા."

"એ ધારીને હું ત્હેના સમ્બન્ધના સમસ્ત તથ્યથી અવગત થઇને જ આવ્યો છું. બોલ ! ત્હારે શું પૂછવું છે ?"

"રામચન્દ્રને અને મ્હારે જે સમ્બન્ધ છે તે આપ સારી રીતે જાણો છો. હવે તે મ્હારી પાસે આવીને લગ્ન કરવાની માગણી કરે છે. ત્હેની આકાંક્ષાનો અગ્નિ અસહ્યનિય—"

"અને ત્હારો ?" સચ્ચિદાનન્દ મહારાજે મૃદુ હાસ્ય કરીને વચ્ચે જ પૂછ્યું.

"ત્હેને ભૂલી જવાની હવે મ્હારામાં શક્તિ આવી છે કિન્તુ ત્હેને જોઉં છું ત્યારે મ્હારા હૃદય ઉપરનો કાબુ ચાલ્યો જાય છે."

" ત્હેની સાથે લગ્ન કરવાની ત્હારી ઇચ્છા છે ? "

" જેનાથી શ્રેય થઇ શકે એ રસ્તો ગ્રહણ કરવાનો મ્હારો વિચાર છે. હું તો ભ્રમિત થઇ જવાથી જ આપને આટલું કષ્ટ આપવું પડયું છે. "

" ત્યારે યોગમાયા ! સાંભળ ! યોગના દ્વારા કર્મબીજ રાંધેલ અન્નની માફક થઇ જાય છે એ મ્હેં ત્હને ઘણી વખત કહ્યું છે. પરંતુ આ એક જન્મની સાધનાનું ફળ નથી. દસ દિવસની સાધનાથી મનુષ્ય વિભૂતિ પ્રાપ્ત કરી અસાધ્યને સાધ્ય કરી શકે છે પરંતુ દસ જન્મની સાધનાથી સંસ્કાર બીજ દગ્ધ કરી શકાતું નથી. ત્હારી જેટલી ઉન્નતિ થઇ છે, ત્હેના કરતાં વિશેષ ઉન્નતિ હવે પછીના જન્મમાં થાત ! એ પ્રમાણે ક્રમે ક્રમે તું આ કાર્યમાં શક્તિ મેળવી શકત. મ્હેં પણ એટલા માટે બનતો યત્ન કર્યો હતો પરંતુ ત્હારા દુર્ભાગ્યથી રામચન્દ્ર ત્હારી દ્રષ્ટિએ પડ્યો. જો ત્હેં એને જોયો ન હત તો ત્હારી સ્મૃતિ આટલી જાગૃત થાત નહિ."

" વારૂ, જો હું ત્હેની સાથે લગ્ન ન કરૂં અને કોઇ દૂર દેશમાં ચાલી જાઉં તો ? "

" પરંતુ સ્મૃતી વિશેષ પ્રમાણમાં જાગૃત થઇ ગઇ છે. "

" ત્યારે ત્હેનો શું ઉપાય નથી ? "

" આ જન્મમાં ત્હેં જે પ્રમાણે પરિશ્રમ કર્યો છે તે પ્રમાણે તો ત્હને ફળ મળ્યું નથી. તું સ્હેજ નીચે પડી ગઇ છું. તો પણ યોગભ્રષ્ટ જીવન પ્રસંશનિય છે. આવતા જન્મમાં ઉન્નતિના પથે તું જઇ શકીશ. "

" અત્યારે હું શું કરૂં ? "

" શું કરૂં કેમ ? ત્હારી ઇચ્છા શું છે ? "

" મ્હારી ઇચ્છા મુજબ જો મ્હારે કાર્ય કરવું હત તો આપને તસ્દી આપત જ નહિ. "

" લગ્ન થઇ શકશે, નહિ. વધુરૂપે–સહધર્મિણીરૂપે તો તું થઇ શકીશ નહિ. આવા પ્રકારનો ભાવ તે જન્મમાં પણ હતો નહિ. વળી ત્હેમાં એક અન્તરાય છે ! "

" વળો અન્તરાય શેનો ? "

" રામચન્દ્ર પિશાચગ્રસ્ત છે ! "

" શું ? આ આપ શું કહો છો ? કેવી ભયંકર વાત ! " યોગમાયા અતિ આશ્ચર્યતાથી બોલી.

" રામચન્દ્ર પિશાચગ્રસ્ત પણ ત્હારે લીધે જ થયો છે. ત્હને મેળવવા માટે જ ત્હેણે પિશાચની સાધના કરી છે. તે પૈશાચિક શક્તિથી શક્તિવાન થયો છે કિન્તુ મૂઢ જાણતો નહતો કે દૈવી–શક્તિ આગળ પિશાચ–શક્તિનો કાયમ પરાજય થાય છે. "

" આપની પાસેથી મ્હેં પૂર્વે સાંભળ્યું છે કે ભૂતાદિની સાધના કરવાથી મનુષ્ય ભૂતલોકને પ્રાપ્ત કરે છે. એનો અર્થ એજ કે વાસનાના નરકમાં દીર્ઘદિન પડે છે. હાય ! રામચન્દ્રની પણ શું એ ગતિ થશે ? "

" નિશ્ચય ! "

" હું હતભાગિની જ ત્હેના આ ભયાનક દુઃખનું મૂળ થઇ ! "

" તું રામચન્દ્રની અનુરાગિની થઇ છું. "

" આપે કહ્યું છે કે જન્મે જન્મે હું ત્હેનો જ અનુરાગ હૃદયમાં ધારીને ભટકું છું. તો પછી શી રીતે એને સહજમાં ભૂલી શકું ?

પ્રભુ ! સાધનાથી જે સિદ્ધિ મ્હેં પ્રાપ્ત કરી છે—મનને કાબુમાં રાખતાં શીખી છું તે સર્વ રામચન્દ્રની મ્હારે માટે આત્મ-બળિદાનની વાત સાંભળીને ચાલ્યું ગયું છે. મ્હારો પ્રાણ ત્હેને માટે વ્યાકુળ થઇ ગયો છે.

“ પરંતુ આ જીવનમાં તો મળીને આનન્દ ઉપભોગ કરવાની આશા મિથ્યા છે. ”

“ કેમ ? ”

“ ત્હેં યોગ સાધનાથી ઘણી ઉન્નતિ પ્રાપ્ત કરી છે—દૈવી-શક્તિ સંપાદન કરી છે; જ્યારે રામચન્દ્રે પિશાચ-શક્તિ પ્રાપ્ત કરી છે. આ બન્નેનું મિલન શી રીતે થવાનું ? જો મિલન થશે તો તે જ ક્ષણે નાશ પણ થવાનો જ ! ”

“ આપનામાં મહાન શકિત છે. શું આ ધ્વંસ થતો તમે કોઇ પણ રીતે અટકાવી શકશો નહિ ? ”

“ ના, એ તો કોઇનામાં પણ શકિત નથી. પોતાની સાધનાથી જ પોતે ઉન્નત થઇ શકે છે. ”

“ જો મ્હારા મિલનથી નાશ થતો હોય તો તો હું ત્હેને નહિ જ મળું ! હું તો ફકત ત્હેની આકાંક્ષા—ત્હેની લાલસા પૂર્ણ કરવાને માટે જ મળવાનું કહેતી હતી. ”

“ યોગમાયા ! મૃત્યુનો ભય રાખ મા ! મરણ અમંગળ માટે નથી. વસ્ત્ર જેમ ધોબીને ત્યાં આપવામાં આવે છે તે ત્હેનો મેલ કાઢવાને માટે તેમ મૃત્યુ પણ આત્માનો મેલ દૂર કરવા માટે જ છે. ત્હારા રસમાં તેની આકાંક્ષા છે—જન્મે જન્મ તે ત્હારા રસના ધ્યાનની આસકિતના અગ્નિમાં બળે છે. જો તું પોતે થોડું કષ્ટ

સહન કર–એક જન્મનો જો તું ભોગ આપી શકે તો તો હ્હેની સાથે તું મળ! ત્હેના પિપાસિત આત્મામાં રસની ધારા વર્ષાવ !"

"પ્રભાવતી ત્હેના જન્મ જન્મની સંગિની–સહધર્મિણી છે. તે શું આ કાર્ય ન કરી શકે ?"

"રસ એક છે–ધર્મ અન્ય છે. રસથી આત્માની તૃપ્તિ થાય છે–ધર્મથી આત્માની ઉન્નતિ થાય છે. રાધા રસ છે–રૂક્મિણી ઐશ્વર્ય છે. રામચન્દ્રની તું રસ છે–પ્રભાવતી ઐશ્વર્ય છે."

"પ્રત્યેક મનુષ્યને શું આ પ્રમાણે હોય છે ?"

"ઘણાને હોય છે. અપ્સરા જેવી સૌન્દર્યવાન, સરસ્વતી જેવી વિદ્વાન, અને સાવિત્રી જેવી ગુણવાન પત્નિનો ત્યાગ કરી એક કુરૂપા શંખણીની પાછળ મનુષ્ય શા માટે ભટકે છે ? ફક્ત આ રસની પ્રાપ્તિને માટે જ !"

"ત્યારે એક સિવાય બે નારી તરફ પુરૂષની આવી આકાંક્ષા કેમ હોતી હતી."

"જન્મ જન્મની સાધનાના ફળથી, મહાન પુરૂષો કહે છે કે જો મનુષ્ય રસ અને ઐશ્વર્ય એકી સાથે ગ્રંથિત કરી શકે તો તે અત્યંત સુખી થઇ શકે ! કાંઇ પણ આપત્તિ ત્હેને રહે જ નહિ."

"જો હું રામચન્દ્રને મળું નહિ તો રામચન્દ્રને પરલોકમાં કાંઇ કષ્ટ સહન કરવું પડશે ?"

"હા."

"શું કષ્ટ સહન કરવું પડશે ?"

"રસની આકાંક્ષા લઇને પિશાચ–જીવનમાં જ નરકના દ્વારે દ્વારે અને વૈતરણીના કાંઠે કાંઠે ત્હેને અતિ દુઃખિત અવસ્થામાં ભટકવું

પડશે. વળી જન્મે જન્મે નારકી પ્રવૃત્તિથી પૈશાચિક શક્તિને હૃદયમાં ધારણ કરશે અને જે સર્વ નારકી રમણી–સમુહ એકઠો થયો હશે–જે રમણીઓએ પોતાના અમૂલ્ય સતિત્વ જીવનને વિક્રય કર્યું હશે તે સર્વ નારકી રમણીના નરકવાસી આત્માઓ રામચન્દ્રના આત્માની સામે મળી ત્હેને વિશેષ દુઃખના ખાડામાં ઉતારશે, અગ્નિમાં ઝબોળશે અને દગ્ધ કરશે. તે એ નરકાગારમાંથી કદી પણ છુટી શકશે નહિ–પોતાના આત્માની ઉન્નતિ કરી શકશે નહિ. ”

“ પરંતુ હું તો ક્ષત્રિય છું. ”

“ આ વાત શા માટે કરે છે ? ”

“ કેમ ? રામચન્દ્ર બ્રાહ્મણ છે. બ્રાહ્મણ થઇ ક્ષત્રિયની કન્યા સાથે લગ્ન શી રીતે કરશે ? ”

“ એ ભય ત્હારે રાખવાનો નથી. રામચન્દ્ર પાસે જ્ઞાતિ ભેદ છે જ નહિ. ત્હેનો આત્મા જ મલિન છે. મલિનતા એજ ત્હેના જીવનનું વ્રત છે. અને એથી જ જાતિની ભિન્નતાની ત્હેને દરકાર નથી. પરંતુ હું ત્હને કહું છું કે તે ત્હારી ઇચ્છા વિરૂદ્ધ તો ત્હને કદી પણ પ્રાપ્ત કરી શકે એમ નથી. તું ત્હેની પરકીયારૂપે રહેજે ! રસની સાધના માટે પરકીયા શ્રેષ્ઠ છે. પરકીયાએ મહા શક્તિશાળી યોગિની થવું જોઇએ. તે ગુણ ત્હારામાં છે.”

યોગમાયાના હૃદયનો ભાર કંઇક અંશે ઓછો થયો. “ હું પુનઃ ત્હને આવીને મળીશ. ” એટલું કહી સચ્ચિદાનન્દ મહાત્મા ચાલ્યા ગયા.



## પ્રકરણ ૨૫ મું.

### મિલન, પણ છેલ્લું જ !

યોગમાયા બીજે દિવસે—પૂર્ણિમાના દિવસે ઉદ્યાનમાં બેઠી હતી. સન્ધ્યા હતી. યોગમાયા તો ઉદ્યાનમાં પ્રકૃતિની શોભા જોતી હતી. પૂર્ણિમા હોવાથી સન્ધ્યા થતાં જ ચન્દ્રે પોતાનો દેખાવ દીધો હતો. યોગમાયા ચન્દ્રના સામું જોઇ રહી હતી. પવન અનેક ફૂલોની સુગન્ધ લઇને ચાલ્યો જતો હતો.

સહસા દૂરથી મનુષ્યનો પદશબ્દ સંભળાવા લાગ્યો. યોગમાયાએ એ તરફ દ્રષ્ટિ ફેંકી, યોગમાયાએ જોયું કે રામચન્દ્ર ચાલ્યો આવે છે. થોડી ક્ષણમાં તો રામચન્દ્ર ત્હેની પાસે આવ્યો. રામચન્દ્ર યોગમાયાની સામે જ બેઠો. યોગમાયાનો ચ્હેરો હમેશના કરતાં આજ જૂદા પ્રકારનો હતો. તે ગંભિર ભાવે બેઠી હતી. રામચન્દ્રના બેઠા બાદ યોગમાયાએ કહ્યું: "આજે પૂર્ણિમાં છે તેથી જ તું આવ્યો હશે ?"

સ્વર તો પ્રીતિપૂર્ણ હતો. રામચન્દ્રના હૃદયમાં અમૃતની ધારા વર્ષાઇ ! ત્હેણે આનન્દિત હૃદયે કહ્યું: "હા. ત્હેં પૂર્ણિમાને દિવસે આવવાનું કહેલ હોવાથી આવ્યો છું. વળી ત્હારી પાસે આવવું એમાં નવાઇ પણ શું છે ? હવે તો હું ત્હારા સિવાય જીવન વ્યતિત કરી શકતો નથી. બોલ, યોગમાયા ! મ્હારી માગણીનો તું શું ઉત્તર આપવાની ઇચ્છા રાખે છે."

યોગમાયાએ એક દીર્ઘ નિ:શ્વાસ નાખીને કહ્યું: "રામચન્દ્ર ! શું ઉત્તર આપું ? આ હૃદય ત્હારે માટે તો અગ્નિ તુલ્ય છે.

મૃત્યુના વિષ જેવું છે. ત્હારી સાથે મ્હારા હૃદયનું મિલન થવાથી ત્હારા દેહનો નાશ થયો સમજજે જ !"

રામચન્દ્ર યોગમાયાના આ શબ્દો સાંભળીને ચમકી ગયો છતાં ત્હેના હૃદયની લાલસાએ ત્હેને ઉત્તેજીત કર્યો. ત્હેણે દૃઢ સ્વરે કહ્યું: "યોગમાયા ! તે હું જાણું છું છતાં ત્હને ચાહું છું. ત્હારા આ ઉન્નત–યૌવનપૂર્ણ વક્ષ:સ્થળ ઉપર પડીને મૃત્યુ પામવા માટે મ્હારો મનુષ્યરૂપે જન્મ થયો હોય એમ લાગે છે. યોગમાયા–પ્રાણથી પણ વિશેષ વ્હાલી યોગમાયા ! એક વખત કહે કે હું તારી છું."

યોગમાયાએ મૃદુ સ્વરે પણ ઉદાસ ચ્હેરે કહ્યું: "હું ત્હારી છું."

જેમ મનુષ્ય અનેક દિવસનો ક્ષુધાતુર હોય અને ત્હેને અન્ન પ્રાપ્ત થવાથી જેવો આનન્દ થાય, એક બાળકને પોતાની ઇપ્સિત વસ્તુ પ્રાપ્ત થવાથી જે આનન્દ થાય, ભક્તને ઇશ્વરના દર્શન થવાથી જે આનન્દ થાય તેવો જ બલ્કે તેથી પણ વિશેષ આનન્દ રામચન્દ્રને થયો.

રામચન્દ્રે હર્ષિત હૃદયે કહ્યું: "શું તું મ્હારી ?"

"હા, હું ત્હારી છું"

"મ્હારી સાથે લગ્ન કરીશ ?"

"આજથી હું ત્હારી છું. ત્હારી ઇચ્છા થતાં તું લગ્ન પણ કરી શકીશ ! પરંતુ રામચન્દ્ર આપણું આ જાતનું મિલન આ લોકમાં એક ક્ષણ માટેનું જ છે."

"કેમ, યોગમાયા ?"

"ત્હેં સર્વનાશ કરેલ છે"

"મ્હેં શું કર્યું છે ?"

"પિશાચ ચરણે આત્માનું બળિદાન દીધું છે !"

રામચન્દ્રનું હૃદય આ શબ્દો સાંભળીને કંપવા લાગ્યું. સર્વાંગમાં અગ્નિ ભભૂકી રહ્યો. પરંતુ આ સમયે ગાયનના સ્વરો બન્નેના કર્ણમાં પ્રવેશ કરવા લાગ્યા.

ગાયન દરમ્યાન બન્ને કાંઇ પણ બોલ્યા સિવાય શાન્ત જ બેસી રહ્યાં હતાં. ગાયન બંધ થતાં જ રામચન્દ્રે યોગમાયાના ચ્હેરા સામું થોડો વખત જોઇને કમ્પિત કંઠે કહ્યું: "યોગમાયા ! આ કોણ ગાય છે ?"

"દયામયી ગાતી હશે."

"દયામયી શું અત્યારે અહીં આવશે ?"

"ઘણું કરીને તો તે અહીં આવશે નહિ. હું ધારૂં છું કે તે આપણને જોઇને પેલી બાજુ ચાલી ગઇ છે."

હવે રામચન્દ્ર સ્હેજ ટટ્ટાર થયો. ત્હેણે ઉત્તેજિત સ્વરે કહ્યું: "યોગમાયા ! હૃદયની યોગમાયા ! ઘણા દિવસના ધ્યાનની યોગમાયા ! જ્યારે ત્હેં કૃપા કરી છે—જ્યારે તું મ્હારી થઇ છે તો પછી હવે હું આટલું અંતર પણ સહન કરી શકતો નથી. ફકત એક જ—એક જ વાર ત્હારા રકતાધરે:—"

યોગમાયાએ વચ્ચે જ કહ્યું: "અત્યારે જ શું સર્વનાશ કરવા ધારે છે ?"

રામચન્દ્રે જીજ્ઞાસાથી પૂછ્યું: "નાશ ! નાશ વળી શી રીતે થવાનો હતો ? ફકત એક—એક ચુમ્બનનો જ ભિખારી છું."

યોગમાયાએ પોતાના કુસુમના જેવા હસ્ત લંબાવીને કહ્યું: "ત્યારે આવ, પ્રાણચન્દ્ર ! રામચન્દ્ર ! આવ ! કામ્યપ્રેમની પૂર્ણાહુતિ થાય ! દુષ્ટ વાસના ભસ્મસાત્ થાવ !"

ઉન્માદની માફક રામચન્દ્ર ઉભો થઇ યોગમાયાની છાતી ઉપર પડયો. આજ સમયે સમસ્ત ઉદ્યાનમાં પ્રલયની ગર્જના થવા લાગી. વૃક્ષ-વૃક્ષમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. ચારે તરફ અશાન્ત-અશાન્તિ થઇ રહી. રામચન્દ્ર તેજ સમયે અચલ-નિઃસ્તબ્ધ થઇ ગયો.

યોગમાયાની બન્ને ચક્ષુમાંથી અશ્રુની ધારા વ્હેવા લાગી. ત્હેણે અનુમાન કર્યું કે પિશાચ રામચન્દ્રને લેવા માટે આવ્યો હશે અને તેથી ઉદ્યાનમાં પ્રલયની ગર્જના થાય છે. હવે રામચન્દ્રનું અવસાન જ થવાનું !

આજ સમયે દયામયી ફરતી ફરતી ત્યાં આવી. યોગમાયાએ દયામયીને કહ્યું: "દયામયી ! રામચન્દ્રના પ્રણયની પૂર્ણાહુતિ થઇ છે."

દયામયી રામચન્દ્રની અવસ્થા જોઇને ચમકી ગઇ. ત્હેણે તુરત જ રામચન્દ્રની નાસિકા પાસે હસ્ત લગાડીને કહ્યું: "યોગમાયા ! યોગમાયા ! હજી પ્રાણ છે. શુશ્રુષા કર"

દયામયી દોડતી એક મૃગચર્મ લઇ આવી. ત્હેના ઉપર રામચન્દ્રના અચલ-નિઃસ્તબ્ધ દેહને સુવાડી બન્ને સારવાર કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૨૬ મું.

### સત્ત્વ, રજસ્ અને તમસ્.

આ તરફ પ્રભાવતી વિજાપુરના રામચન્દ્રના મ્હેલમાં નિદ્રિતાવસ્થામાં સ્વપ્ન જોતી હતી. તેજ પ્રફુલ્લ કાન્તિવાળી-જ્યોતિર્મયી સાવિત્રી દેવી ત્હેની શય્યાની પાસે બેસીને પ્રભાવતીને કહેતી હતી:

"સતી! ત્હારો પતિ પ્રબળ વાસનાને લીધે-કામને લીધે દેહનો ત્યાગ કરવાની તૈયારીમાં છે. ભય રાખીશ નહિ! મનુષ્ય એક જન્મના મુહૂર્ત્ત કાળ માટે નથી-ઘણા જન્મ-યુગ માટે તે છે. મ્હેં ત્હને જે મંત્રનું દાન કર્યું છે ત્હેની જ સાધના-શક્તિથી ત્હારા સ્વામીનો ઘોર નરકમાંથી તું જ ઉદ્ધાર કરી શકીશ. રામચન્દ્રે પોતાના આત્માનું બળિદાન પિશાચને કરેલ છે. ત્હેને માટે તો કેવળ નરક-મહાન ભયંકર નરક નિર્માણ થયું છે. ત્હેના વિદેહી આત્માને સુદ્રઢ શૃંખલાથી બાંધી લેવામાં આવેલ છે. એ બંધનમાંથી ત્હારે ત્હેને મુક્ત કરાવવો પડશે."

પ્રભાવતી પ્રથમ તો સાવિત્રીની વાત સાંભળીને અત્યંત ગભરાઇ ગઇ. પરંતુ દિવ્યમૂર્તિ સાવિત્રીના આશ્વાસનથી ત્હેના હૃદયમાં કાંઇક શાન્તિ થઇ. ત્હેણે કહ્યું: "માતા! મ્હારામાં શું શક્તિ છે? હું કેવી રીતે મ્હારા પતિનો ઉધાર કરી શકીશ?"

જ્યોતિર્મયી મૂર્તિએ કહ્યું: "સતી સ્ત્રીના હૃદયના સ્વાર્થહીન પ્રેમથી પતિનો નિદ્રાહીન-શાન્તિહીન આત્મા પ્રફુલ્લિત થઇ શકે છે."

પ્રભાવતીએ પૂછ્યું: "માતા! હું મ્હારા પતિના મૃતદેહની સાથે જ બળી મરૂં તો?"

"ના, સાથે મરવું ત્હેના કરતાં બ્રહ્મચર્ય શ્રેષ્ઠ છે. તું આજ પથનું અવલમ્બન કરજે!"

આ છેલ્લા શબ્દો કાને પડયાં ન પડયાં ત્યાં તો પ્રભાવતીની નિદ્રા ભંગ થઇ. જાગૃત થતાં જ સ્વપ્નની વાત સ્મરણમાં આવી અને તે ભયથી કંપવા લાગી. તે મનમાં બડબડી: "હાય! આ મ્હેં શું સ્વપ્ન જોયું? શું મ્હારા સ્વામી મ્હને તજીને ચાલ્યા જશે?" ત્હેની ચક્ષુમાંથી અશ્રુના ટીપાં પડવા લાગ્યા. હજી મધ્ય રાત્રી હો-

વાથી તે શય્યામાં જ આમ તેમ તડફડીયા મારવા લાગી. રડતાં રડતાં ત્હેણે રાત્રિ વ્યતિત કરી.

પ્રભાવતી આજે સર્વના કરતાં પ્રથમ ઉઠી અને પોતાના ઓરડાની બ્હાર નિકળી. ત્હેણે જોયું કે હજી દાસીઓ નિદ્રાવસ્થામાં જ છે. ત્હેણે આથી દાસીનો હસ્ત ઝાલી ત્હેને જગાડી અને પોતાના સ્વામી અત્યારે કયાં છે તે જોવાનું કહ્યું. દાસી રામચન્દ્રના શયનાલયમાં ગઇ પણ ત્યાં રામચન્દ્ર જોવામાં ન આવવાથી ત્હેણે દરવાનને પૂછ્યું. દરવાને કહ્યું: "કાલે સાંઝના મહારાજા કયાંક ગયા છે તે હજી સૂધી પધાર્યા નથી."

દાસીએ આવીને આ સમાચાર પ્રભાવતીને કહ્યા. આ ખબર સાંભળતાં જ પ્રભાવતીની સર્વ શક્તિ ચાલી ગઇ. તે એકદમ નીચે બેસી ગઇ અને વિચાર કરવા લાગી: "હાય! શું હું હવે સ્વામીના મુખનું દર્શન પણ કરી શકીશ નહિ? તે કયાં ગયા હશે? હજી કેમ આવ્યા નહિ હોય?" તે તુરત જ ત્યાંથી ઉભી થઇ પોતાના ઓરડામાં ગઇ, શય્યા ઉપર પડી અને આક્રંદ કરવા લાગી.

આજ સમયે દાસીએ આવીને પ્રભાવતીને કહ્યું: "એક યુવાન સુન્દરી અહીં પાલખી લઇને આવેલ છે. આપને મળવાનું ત્હેણે કહેવરાવ્યું છે."

પ્રભાવતી ચમકી ગઇ! તે મનમાં વિચારવા લાગી: "શું આ સ્ત્રી આવી છે તે જ મ્હારા સ્વામીની પ્રેમમૂર્તિ હશે? શું તે મ્હારા સ્વામીના મૃત્યુના ખબર દેવાને આવી હશે?" પ્રભાવતીએ થોડો વખત તો દાસીને કાંઇ જવાબ આપ્યો નહિ. ઉદાસ-દ્રષ્ટિથી દાસીના તે સામું જોઇ રહી. દાસીએ આથી પુનઃ કહ્યું: "એ સ્ત્રીને શું કહું?"

દીર્ઘ નિઃશ્વાસ મૂકીને પ્રભાવતીએ કહ્યું: "અહીં બોલાવી લાવ!"

આ આગન્તુક રમણી અન્ય કોઇ નહિ પણ દયામયી હતી. થોડી ક્ષણમાં તો દાસીની સાથે દયામયીએ પ્રભાવતીના ઓરડામાં પ્રવેશ કર્યો. પ્રભાવતી દયામયીને કાંઇ પણ પૂછવાનું સાહસ કરી શકી નહિ. ત્હેની વાચા જ બંધ થઇ ગઇ હોય તેમ ત્હેને જણાવ્યું.

દયામયીએ આથી કહ્યું: "હું સચ્ચિદાનન્દ મહાત્માના યોગાશ્રમેથી આવું છું. યોગમાયા મ્હારી સખી છે. મહાત્માશ્રીએ મ્હને આપની પાસે મોકલી છે."

પ્રભાવતીએ શુષ્ક કંઠે પૂછ્યું: "કેમ?"

"આપના સ્વામી ગત્ રાત્રે ત્યાં આવ્યા છે પરંતુ અત્યારે ત્હેમની તબિયત ઠીક ન હોવાથી હું આપને બોલાવા આવી છું."

પ્રભાવતીની છાતી ભરાઇ ગઇ. ત્હેની બન્ને ચક્ષુમાંથી અશ્રુની ધારા વ્હેવા લાગી. દયામયીનું હૃદય પણ ભરાઇ ગયું છતાં ત્હેણે પ્રભાવતીને કહ્યું: "તબિયત ખરાબ થઇ ગઇ છે ખરી પરંતુ તેથી કાંઇ ભય રાખવા જેવું નથી. થોડા વખતમાં તેઓ હતા તેવા થઇ જશે."

રૂદ્ધશ્વાસે પ્રભાવતીએ કહ્યું: "તેઓ પુનઃ આરોગ્ય મેળવી શકશે કે કેમ તે હું જાણું છું. પરંતુ મ્હારે ત્યાં આવવાની શું જરૂર છે? મ્હારા સ્વામીને—મ્હારા પ્રાણેશ્વરને—આ મહાન મ્હેલના અધિશ્વરને અન્યના આશ્રયે શા માટે રાખવા જોઇએ? ત્હેમને અહીં લાવવા માટે ગાડી અને દસ પંદર માણસોને મોકલું."

"પરંતુ ત્હેમનો રોગ એવો છે કે ત્હેમના શરીરને બિલકુલ હલાવવું ચલાવવું જોઇએ નહિ. વૈદ્યનો એવો અભિપ્રાય છે કે જેવી સ્થિતિમાં તેઓ છે તેવી જ સ્થિતિમાં રાખીને સારવાર કરવી. જો ત્હેમના શરીરને જરા પણ મ્હેનત પડશે તો ત્હેમની તબિયત વિશેષ બગડવાનો ભય રહે છે."

પ્રભાવતીએ આ સાંભળી તુરત જ ગાડી જોડાવી અને પોતાની સાથે ચાર પાંચ દાસીને અને બે પ્રસિદ્ધ અને હુશિયાર વૈદ્યને લઇ દયામયી સાથે યોગાશ્રમમાં ગઇ.

સચ્ચિદાનન્દ મહારાજ યોગમાયા પાસેથી ચાલ્યા ગયા પરંતુ તેઓ રામચન્દ્રની થનાર સ્થિતિને સારી રીતે જાણતા હોવાથી કાશી ન જતાં યોગાશ્રમમાં જ રહ્યાં હતાં. બીજે દિવસ તેઓ ધ્યાનમાં બેસી રહેવાથી બ્હાર નિકળ્યા નહોતા. તેઓ રાત્રિના સમયે યોગમાયા પાસે જવા નિકળ્યા હતા પરંતુ દૂરથી જ ત્હેમણે રામચન્દ્રની સ્થિતિ જોઇ હતી. આ સમયે દયામયી મૃગચર્મ લેવા ગયેલ હોવાથી સચ્ચિદાનન્દ મહારાજે ત્હેને થોડા વખત પછી રામચન્દ્રની સ્થિતિના ખબર પ્રભાવતીને આપવા જવાનું અને ત્હેને બોલાવી લાવવાનું કહ્યું હતું અને તેથી જ દયામયી પ્રભાવતી પાસે ગઇ હતી.

પ્રાતઃકાળને એકાદ પ્રહર થયો હશે તે સમયે દયામયી પ્રભાવતીને લઇને યોગાશ્રમે આવી. પ્રભાવતીએ તો તુરતજ પોતાના સ્વામીની પાસે લઇ જવાનું દયામયીને કહ્યું. દયામયી પ્રભાવતીને રામચન્દ્રની પાસે લઇ ગઇ. રામચન્દ્ર સ્થિર–શુષ્ક કાષ્ટની માફક મૃગચર્મ ઉપર પડયો હતો. પ્રભાવતી ત્હેની આવી સ્થિતિ જોઇને વ્યાકુળ થઇ ગઇ. તે તુરત જ ત્હેના દેહ પાસે બેસી ગઇ અને વૈદ્યોને

નાડી જોવામાં ઇસારો કર્યો. વૈદ્યોએ નાડીપરિક્ષા કરીને મ્લાન મુખે કહ્યું: " બચવાની આશા નથી. અમારાથી આમાં કાંઇ પણ બની શકે એમ નથી. "

સચ્ચિદાનન્દ મહાત્મા આ સમયે ત્યાં આવ્યા અને ત્હેમણે મધુર શબ્દે પ્રભાવતીને કહ્યું: " પુત્રી ! જીવન-મરણથી આટલા વ્યાકુળ થવું એ ઉચિત નથી. આ પ્રમાણે સર્વ મનુષ્યો કરે તો તો સંસાર દુ:ખરૂપ જ થઇ પડે ! ત્હારા સ્વામીએ પિશાચ-સાધના કરેલ હોવાથી તે નરકાગ્નિમાં જ પડશે. માટે હવે તો ત્હારા સ્વામીનો પરલોક સુધરે તેવો પ્રયત્ન કરવાની ખાસ આવશ્યકતા છે. ફક્ત આક્રંદ કરવાથી મરણના પથેથી મનુષ્ય પાછો ફરી શકતો નથી. બુદ્ધિવાનનું એજ કર્ત્તવ્ય છે કે આત્મિય-સ્વજનોના આત્માની જે પ્રકારે ઉન્નતિ થાય એ પથનું અવલમ્બન કરવું. "

ધ્રુજતાં ધ્રુજતાં પ્રભાવતીએ કહ્યું: " હું તો જન્મથી જ રડતાં શિખી છું-રડતાં જ જાણું છું-અન્ય કાંઇ જાણતી નથી. શું કરવું ને શું ન કરવું તે આપજ કહો ! "

" ત્હારા માણસોને તું વિદાય કરી દે ! ફક્ત એકાદ બે દાસીને અહીં રાખ ! તેઓ પણ અત્યારે તો આ યોગાશ્રમની પેલી બાજુની કોટડીઓમાં રહેશે. ત્યાર બાદ શું કરવું તે હું ત્હને કહીશ. મ્હારૂં નામ સચ્ચિદાનન્દ છે. "

સચ્ચિદાનન્દ મહારાજનું નામ સાંભળતાં પ્રભાવતીના હૃદયમાં આનન્દ છવાઇ ગયો. ત્હેણે પૂર્વે કદી પણ મહારાજને જોયેલ ન હોવાથી ઓળખી શકી નહોતી. વળી પ્રભાવતીએ ત્હેમની અતુલ શક્તિ વિશે ઘણું સાંભળ્યું હતું. તે તુરત જ

ઉભી થઇ સચ્ચિદાનન્દ મહારાજના ચરણમાં પડી. મહારાજે ત્હેનો હસ્ત ઝાલી ઉભી કરી અને માણસોને જલદી વિદાય કરવાનું સુચવ્યું. પ્રભાવતીએ મહારાજની આજ્ઞાનુસાર બે દાસીઓને રહેવાનું કહી અન્ય માણસોને વિદાય કર્યા. આ બે દાસીઓને પણ યોગાશ્રમની બીજી બાજુએ કોટડીમાં જઇને બેસવાનું કહ્યું. દાસીઓ અને માણસો ચાલ્યા ગયા.

અત્યારે ફક્ત રામચન્દ્રના જડવત્ દેહ પાસે યોગમાયા, પ્રભાવતી અને સચ્ચિદાનન્દ મહારાજ હતા. સચ્ચિદાનન્દ મહારાજ બોલ્યા: "ત્હારા સ્વામીએ પોતાની પાપી વાસનાને પૂર્ણ કરવાને પિશાચની સાધના કરી પિશાચને ચરણે પોતાના આત્માનું બળિદાન દીધું છે. આ સાધનાનું ફળ ત્હેને નરક સિવાય અન્ય છે જ નહિ. હવે ત્હારે અને આ યોગમાયાએ ત્હેના ઉદ્ધાર માટે આત્મ બળિદાન દેવું પડશે."

પ્રભાવતીએ વિસ્મિત નયને સચ્ચિદાનન્દ મહારાજ સામું જોઇને કહ્યું: "એ મ્હારા સ્વામી છે. હું મ્હારા સ્વામીને માટે આપ ફરમાવો તે કરવાને તત્પર છું. પરંતુ આને શું છે? એણે શા માટે આત્મબળિદાન દેવું જોઇએ?"

"એનું નામ યોગમાયા છે. મનુષ્ય એક જન્મને માટે નથી–મૃત્યુ પછી પણ મનુષ્યની સમાપ્તિ થતી નથી. યોગમાયા રામચન્દ્રની આકાંક્ષાની અગ્નિ છે–યોગમાયાને લીધે જ રામચન્દ્રના આત્માનું પતન થયું છે એથી જ યોગમાયાનું આત્મદાન રામચન્દ્રના ઉદ્ધારનું કારણ છે–એ પણ તે કરશે."

"ત્યારે શું મ્હારા સ્વામી મ્હારૂં તર્પણ ઇચ્છતા નથી?"

" ના, એમ નથી. તેં ત્હમને ઉભયને ચાહે છે. યોગમાયા ફક્ત ત્હેના પિપાસિત કંઠે રસદાન આપશે અને તું ત્હેનો ઉદ્ધાર કરી શકીશ. "

" એક પુરૂષનો બે રમણીની વિભિન્ન આશા–વાસના, વિભિન્ન પાપ–પુણ્ય શી રીતે ઉદ્ધાર કરી શકશે. "

" સાગરમાં અનેક સરિતાઓ જઇને પડે છે છતાં પણ શું નદીનું નદીત્વ અથવા પ્રથકત્વ રહે છે ? પુત્રી ! એક જ અભિલાષ-વાળાં બે હૃદય મળવાથી એક થઇ શકે છે.

" મ્હારા સ્વામી પિશાચ–સિદ્ધ હોવા છતાં એકાએક આવી સ્થિતિએ કેમ પહોંચ્યા ? "

" યોગમાયા યોગથી દૈવી–શક્તિ પ્રાપ્ત કરી શકી છે. રામચન્દ્ર પિશાચ–શક્તિથી પરિપૂર્ણ હતો. ત્હેણે પિશાચની આગળ પ્રતિજ્ઞા કરી હતી કે હું કદી પણ દેવનો સ્પર્શ કરીશ નહિ–દેવનું નામ પણ મુખે લાવીશ નહિ. ત્હેણે આવી પ્રતિજ્ઞા લીધેલ હોવાથી જેવો ત્હેણે દૈવી–શકિતવાળી યોગમાયાના વક્ષ:સ્થળે પોતાના દેહને નાખ્યો તેવો જ પિશાચે પ્રતિજ્ઞા ભંગ કરવાને લીધે પોતાની શૃંખલાથી ત્હેને બાંધી લીધો. દૈવી–શકિત પ્રાપ્ત કરેલ હોવા છતાં અભિશપ્ત પાંડુ-રાજા ફકત એકવારના માદ્રીના સ્પર્શથી ચિર નિદ્રામાં પડ્યા છે. અનેક પિશાચ–શક્તિ વાળા યુવકો અનેક દૈવી–શકિત વાળી રમ-ણીઓના વક્ષ:સ્થળે પડી આ પ્રમાણે મૃત્યુને શરણ થયા છે. આથી જ હિન્દુઓમાં લગ્ન સમયે પ્રતિજ્ઞાઓ લેવડાવવામાં આવે છે. ઉત્તમ વર્ણની પુત્રી સાથે અધમ વર્ણના પુત્રના લગ્ન કરવામાં આવતા નથી. "

"મ્હારા સ્વામી બચે એવો શું એક પણ ઉપાય નથી? મ્હેં ઘણી વખત સાંભળ્યું છે કે આપ યોગબળવાળાં છો. આપ શું કાંઇ પણ ઉપાય કરી શકશો નહિ?"

"ના, મ્હારાથી કાંઇ પણ બની શકશે નહિ. ત્હારા સ્વામીની રગેરગમાં પિશાચ પ્રસરી રહેલ છે અને ત્હેને બાંધી લીધેલ છે. આ બન્ધન ખોલવાની શકિત ફકત ત્હારામાં જ છે. વળી એ પણ એક દિવસનું કાર્ય નથી–ઘણા દિવસના બ્રહ્મચર્યની સાધનાનું કામ છે."

પ્રભાવતી પોતાના અશ્રુ લુછતી લુછતી બોલી: "હાય! જો હું મ્હારા સ્વામીની બન્ધન શૃંખલા જોઇ શકી હત તો પણ ઠીક હતું!"

સચ્ચિદાનન્દ મહારાજે ગંભિર સ્વરે કહ્યું: "પુત્રી? હું ત્હારી તે અભિલાષા પૂર્ણ કરીશ! મનુષ્ય જ્યારે દેહનો ત્યાગ કરી વિદેહી રાજ્યમાં ગમન કરે છે ત્યારે જ તે વિદેહી આત્માને જોઇ શકે છે પરંતુ હું ત્હારા હૃદયમાં એવી શકિત સંચારિત કરીશ કે જેથી તું ત્હારા પતિના આત્માનું બન્ધન જોઇ શકીશ."

"મ્હારા સ્વામીના મૃત્યુ પછી હું અને યોગમાયા શું કરીયે?"

"યોગમાયા સર્વ જાણે છે. અત્યારે તો હું જાઉં છું. યથા સમયે ત્હારા સ્વામીના વિદેહી આત્માના દર્શન કરવાની શકિત હું ત્હારામાં સંચારિત કરીશ."

"આપ ક્યાં પધારશો?"

"હું અન્ય કોઇ સ્થળે જવાનો નથી. અહીં આશ્રમમાં જ રહીશ." એટલું કહી સચ્ચિદાનન્દ મહારાજ ત્યાંથી ચાલ્યા ગયા.

પ્રભાવતીએ યોગમાયા તરફ જોઇને કહ્યું: "ત્હેં મહારાજને શા માટે કાંઇ કહ્યું નહિ. તેઓ અહીં રહ્યા હત તો ઉચ્ચિત હતું."

"તેઓ કોઇની વાત સાંભળીને કાંઇ કરતા જ નથી. પોતાની ઇચ્છાનુસાર જ તેઓ વર્તે છે. ત્હેમને અનુરોધ કરવાની કોઇનામાં શક્તિ પણ નથી."

તે દિવસ અને રાત્રિ યોગમાયાએ અને પ્રભાવતીએ રામચન્દ્રની પ્રાણુપણે સારવાર કરી કિન્તુ એથી કાંઇ સારૂં પરિણામ આવ્યું નહિ.

× × × × × ×

યોગમાયા અને પ્રભાવતી રામચન્દ્રના દેહની એક એક બાજુએ બેઠી હતી. તે સમયે પ્રાતઃકાળ હતો.

સહસા ચોમાસાની માફક આકાશમાં વાદળાંઓ છવાઇ ગયા અને તેથી ઉદ્યાનમાં અન્ધકાર ફેલાઇ ગયો. આ અન્ધકારે જ રામચન્દ્રના દેહમાં અન્ધકાર પ્રસરાવી દીધો. આ સમયે રામચન્દ્રે પાસું ફેરવ્યું. પ્રભાવતી તુરત જ ઉઠીને પાણી લઇ આવી અને ત્હેના મુખમાં થોડાં ટીપાં નાખ્યાં. રામચન્દ્રે હાથ પગ પછાડીને એક ભયંકર બૂમ પાડી. તે વેદનાપૂર્ણ સ્વરે બોલ્યો: "અન્ધકાર! ગાઢ અન્ધકાર! રક્ષા કર! રક્ષા કર! પિશાચ! ત્હારી ક્ષુધિત વ્યાઘ્રના જેવી બુભુક્ષિત દાનવી ચક્ષુઓ મ્હારા સામી ન રાખ! મ્હારૂં સમસ્ત અંગ અગ્નિથી બળે છે! આટલું બધું દુઃખ શા માટે દેય છે? વળી આટલી ઉતાવળ પણ શા માટે? શું થોડો વખત પણ તું વિલમ્બ નહિ કરે? શું અત્યારે ને અત્યારે જ મ્હને નરકના મહાન ભયંકર ખાડામાં ફેંકી દઇશ! રક્ષા કર!

રક્ષા કર ! યોગમાયા ! આવ ! જલદી આવ ! મ્હારી રક્ષા કર ! યોગમાયા—યોગમાયા—"

યોગમાયા સમજી ગઇ કે રામચન્દ્રના પ્રાણ હમણા જ ચાલ્યા જશે. તે ઉત્તેજિત સ્વરે બોલી. "પ્રાણચન્દ્ર ! રામચન્દ્ર ! આવું છું–ત્હારી સાથે જ આવું છું. મૃત્યુ પથે સાથે જ જશું. ત્હારી ખાતર આત્મદાન કરવા તૈયાર છું. હું અને તું સાથેને સાથે જ રહીશું."

યોગમાયાએ ત્યાર બાદ પ્રભાવતીના સામું જોઇને કહ્યું: "આ ત્હારા સ્વામી–દેવતા પિશાચની શૃંખલાથી બન્ધાઇ મૃત્યુ પથે જાય છે. હું પણ ત્હેનો સાથે સાથે જ જાઉં છું. તું બ્રહ્મચારિણી રહી ત્હેના ઉદ્ધારને માટે પ્રયત્ન કરજે ! કદી પણ આ ભૂલીશ નહિ–કદી પણ પાપ પથનો સ્વિકાર કરીશ નહિ !"

પ્રભાવતિ તો સ્તબ્ધ થઇ ગઇ. તે શાન્ત ચિત્તે આ સર્વ સાંભળી રહી. પરંતુ આ સમયે, કોઇ શક્તિનો ત્હેના હ્રદયમાં સંચાર થયો અને તુરત જ ત્હેણે જોયું કે પોતાનો પતિ વેદનાથી તડફડિયા મારે છે. પિશાચે ત્હેને મજબુત રીતે શૃંખલાથી બાંધી લીધેલ છે. રામચન્દ્ર કરૂણ શબ્દે પિશાચને કહેતો હતો કે 'મ્હારી રક્ષા કર ! મ્હને મૂક્ત કર ! હું હવે કષ્ટ સહન કરી શકતો નથી. યોગમાયા ! આવ ! આવ ! વાસનાના અનલથી મ્હારો કંઠ બળે છે.'

પ્રભાવતિએ જોયું કે આ સમયે રામચન્દ્રની પાસે યોગમાયા આવીને ઉભી રહી. ત્હેનો હસ્ત ઝાલીને બન્ને ઉંચે ને ઉંચે જવા લાગ્યા.

આ વખતે સચ્ચિદાનન્દ મહારાજ ત્યાં આવ્યા. પ્રભાવતીને પુનઃ પૂર્વવત્ સ્થિતિ પ્રાપ્ત થઇ ગઇ. સચ્ચિદાનન્દ મહારાજને જોતાં જ ત્હેના ચરણે પડી પ્રભાવતી રડવા લાગી. મહારાજે ત્હેનો હસ્ત ઝાલી ઉભી કરીને યોગમાયા તરફ આંગળી કરી. પ્રભાવતીએ જોયું કે યોગમાયા પોતાના પતિનું મસ્તક ખોળામાં લઇને જડવત્ બેઠી છે. અત્યારે યોગમાયાનો દેહ પ્રાણશૂન્ય હતો. ત્હેણે યોગથી પ્રાણનો ત્યાગ કરી રામચન્દ્રની સાથે ગમન કર્યું હતું.

સચ્ચિદાનન્દ મહારાજે કહ્યું : "પ્રભાવતી ! પુત્રી ! તું જ ત્હારા સ્વામીનો ઉધ્ધાર કરી શકે એમ છે. એ ભયંકર નરકાગ્નિમાંથી તું જ ત્હેને મૂકત કરી શકે એમ છે. કાયમ બ્રહ્મચર્યવ્રત પાળજે ! ત્હારા મૃત્યુ પછી ત્હમે ત્રણે એકઠા થશો અને તે વખતે સત્ત્વ, રજસ્ અને તમસ્ એક થઇ જશે. તું સત્ત્વ છે, યોગમાયા રજસ્ છે અને રામચન્દ્ર તમસ્ છે. ત્હમે ત્રણે તે સમયે એક થઇને ૐ થઇ જશો."

થોડો વખત શાન્ત રહીને પુનઃ સચ્ચિદાનન્દ મહારાજે કહ્યું: "પ્રભાવતી ! રમણી ઉદ્ધાર કરનારી છે–રમણી મુક્તિ અર્પનારી છે–રમણી રસરાસ વિહારિણી છે. પ્રભાવતી ! આ ભૂલીશ નહિ. રામચન્દ્રના જડનું બન્ધન ખોલવાને તું જ માત્ર એક ઉપાય છે."

પ્રભાવતીએ મ્લાન મુખે કહ્યું: "પરંતુ પ્રભુ ! હવે હું એકલી શી રીતે રહી શકીશ! વળી સ્રીને તો કેટલોક ભય હોય છે. આપ જો કૃપા કરીને મ્હને આપની પાસે રાખો તો હું આપનો આભાર

કદી પણ ભૂલીશ નહિ. મ્હારા સ્વામીની સમસ્ત સંપત્તિ હું આપના ચરણે ધરૂં છું."

"પ્રભાવતી ! સંપત્તિની મ્હને ભાવના નથી. તું ત્હેનો ધર્મ કાર્યમાં ઉપયોગ કરજે. ત્હારી ઇચ્છા જો મ્હારી પાસે રહેવાની હોય તો મ્હારી ના નથી. તું ખુશીથી મ્હારી સાથે રહેજે."

"પ્રભુ! હું આપનો કેટલો આભાર માનું !" ભક્તિ ગદ્દગદ્દ કંઠે પ્રભાવતીએ કહ્યું.

કહેવાની જરૂર નથી કે પ્રભાવતી સચ્ચિદાનન્દ મહારાજની પાસે રહીને બ્રહ્મચર્યવ્રત પાળીને અવશેષ જીંદગી પોતાના પતિનો ઉદ્ધાર કરવાના કાર્યમાં ગાળવા લાગી.

